

# તત્વાનુસંધાન

યાને

## (સર્વ સાર સંગ્રહ)

રચયિતા : સંગ્રાહક

પોપટલાલ હરીલાલ નગરી

હરિ ૐ તત્સત્

# સપ્રેમ ભેટ

પરમ ભગવદીય ૨ા. ૨ા.

ઠેકાણું
નગરી ભુવન, પ્રીતમનગર
પહેલો ઢાળ, ૪૫, એ
એલીસબ્રીજ અમદાવાદ.

આપનો
પોપટલાલ હરીલાલ નગર્શી
તરફથી ભગવત્ સ્મરણપૂર્વક
સપ્રેમ ભેટ



# તત્વાનુસંધાન

યાને

## (સર્વ સાર સંગ્રહ)

'तमसो मा ज्योतिर्गमय ।'


ઠે. નગરી-ભુવન
૪૫, એ પ્રીતમનગર
એલિસબ્રીજ
અમદાવાદ



રચયિતા : સંગ્રાહક
પોપટલાલ હરીલાલ નગરી

( જેની પાસે સત્તા, પૈસો ને સારૂં શરીર હોય તે આ કલિયુગમાં કયા રસ્તે હોય! પરંતુ પિતાશ્રીએ ધર્મસંસ્કાર પાડેલા તેથી તેમનો ઋણી છું )



# સમર્પણ

પરમ પૂજ્ય પિતાશ્રીના

પુનિત પાદારવિંદમાં

સવિનય

સમર્પણ કરનાર

ઋણીપુત્ર

—પોપટલાલ નગરી



પોપટલાલ હરિલાલ નગરી

## —: આભાર દર્શન :—

પ્રથમઃ—તો હું મારા પિતાશ્રીનો ખરા અંતઃકરણપૂર્વક આભાર માનું છું. જો કે માતાએ મને પાળ્યો પોષ્યો અને મારા પિતાશ્રીએ નાનપણમાંથી મારામાં ધર્મનું સિંચન યાને સ્ફુરણ કરેલું જેથી કરીને જીવન સફળ થાય. નહીતર આ જગતમાં સારૂં શરીર, સત્તા, પૈસો હોય તે કયા રસ્તે હોય ! કારણ કે આ કલીયુગનો પવન જ એવો છે. પણ તે પવન નહી લાગેલો તે મારા પરમપૂજ્ય પિતાશ્રીનો પ્રતાપ છે.

બીજુંઃ—મ્હારા મોટાભાઇ માણેકલાલનો આભાર માનું છું. કારણકે એમણે મને સાંસારિક તથા વ્યવહારીક જ્ઞાન આપેલું જેથી કરીને હું આ કપટી પ્રપંચી સંસારમાં રહીને કોઇના સંકજામાં ન

આવ્યો તે તેમનો પ્રતાપ. હમેશાં જે ચોકખી વાત, કોઈની ખોટી શરમ રાખ્યા વગર કરનાર હોય, વ્હેવાર ચોખ્ખો રાખતો હોય તેમાં જીંદગી સરલ રીતે જાય છે. આ બધું જ્ઞાન મને તેમણે રેડયું હતું. જેથી કોઈથી છેતરીયો નથી તેમ કોઈથી ખોટી રીતે દોરવાઈ ગયો નથી.

ત્રીજું:—મારા માતુશ્રી સમાન પાર્વતી ભાભી તથા પિતાતુલ્ય ચીમનભાઈનો આભાર માનું છું કારણ કે મારા માતાપિતા સ્વધામ પહોંચ્યા પછી અમને ઉછેર્યાં અને અમારા ઉપર વાત્સલ્ય ભાવ રાખતા હતા અને સંભાળ લીધી, વહેવારીકમાં દોર્યા. વગેરે નહીતર આ સંસાર ચલાવી ન શકત.

ચોથુ:—મારી જેઠી બ્હેનનો આભાર માનું છું કારણકે અમને અમારી માતુશ્રીના સ્વધામ પહોંચ્યા પછી અમારી સંભાળ તેમણે લીધી હતી અમારા ઉપર સ્નેહાળ લાગણી ધરાવતા હતા.

પાંચમું:—મારા નાના ભાઇ મોહનભાઈનો આ તકે આભાર માનવાનું ભુલતો નથી. કારણકે મારી સાથે એક મિત્ર સમાન રહેતા હતા. અને છેવટે મારા નાનાભાઈની પત્નિ સરસ્વતીનો આભાર માનવાનો કેમ ભુલું? કારણકે અમારી સાથે સરલતાથી વર્તે છે. વળી ગંગા ભાભીનો આ તકે આભાર માનવાનું ભુલતો નથી, અને જે કોઇ રહી ગયા હોય તેમનો આભાર માની રજા લઉં છું.

—પોપટલાલ નગરી

# બે બોલ

મારો પ્રયાસ આ પુસ્તક લખવાનો એ હતો કે મનુષ્યને શારીરિક વ્યવહારિક અને ધાર્મિક સમજણની જરૂર હોય છે. એટલે મેં પહેલા શારીરિક વિશે લખવું વ્યવહારિક વિશે લખવું ને પછી ધર્મ વિશે લખવું એમ અનુક્રમે, વિચાર કરેલો. પરંતુ આ છાપવાના વિશેની અલ્પ માહીતિને કારણે તેમજ કાગળ નિયમનને લીધે અમુક જ પાનાં મળેલાં. એટલે બીજી બાબત રહી જાય તો વાંધો નહીં માટે ઉપર મુજબ અનુક્રમપણે નહિ લખવાને બદલે ધર્મનું અને આત્મજ્ઞાનનું લખ્યું છે. પુસ્તક વાંચતા પહેલાં ઉપોદ્‌ઘાત વાંચવાની ખાસ જરૂર છે. આખું પુસ્તક પૂરેપૂરું વાંચો જશો અને ન વાંચો તો નીચેનાં પ્રકરણો તો ખાસ વાંચી જજો. પ્રકરણ નંબર ૫,૬,૭,૯,૧૧,૧૨,૧૪ ૧૭,૧૮,૧૯,૨૦,૨૨ ૩૧,૩૨,૩૩,૩૭,૩૮,૩૯,૪૦,૪૧,૪૬,૪૭,૫૩,૫૮ સામાન્યનાં ૧,૩,૪. કારણકે આ મારો પ્રથમ પ્રયાસ છે અને જે કંઈ ભુલચૂક હોય તો દરગુજર કરશો. આગળ જતાં મારો વિચાર યોગ ઉપર લખવાનો છે. ને હઠયોગ નહીં પણ રાજયોગ વિષે અનુકૂળતાએ !

લી. આપનો

—પોપટલાલ નગરી

# ઉપોદ્ઘાત

આ કલિકાલમાં જે માણસ પાસે સારૂં શરીર સત્તા, અને પૈસો, હોય તે સામાન્યતઃ કયે રસ્તે હોય ? પરંતુ મારા સદ્‌ગત પિતાશ્રીએ મારામાં ધર્મનું સીંચન કરેલું તેથી મારી ધર્મમાં પ્રવૃત્તિ રહેલી છે. પણ હું ઘેલા ધર્મને માનનારો નથી, સ્નાન, પાઠપૂજા, તિલકટપકાં ને જપમાળા ઈ. ને જ ધર્મ માની બેઠેલા મનુષ્યોનો વ્યવહારૂ ધર્મ ! પણ એ બધાં તો અંતઃકરણની અન્તિમ શુદ્ધિ અર્થે સાધનરૂપ છે. અને આવશ્યક પણ એ ખરાં.

આજકાલ જગતમાં નગ્નધર્મ ન પાળતા લોકો ઉધાર ધર્મ તરફ વળી ગયાં છે કારણ કે વાસનાયુક્ત મનુષ્યપ્રાણીને ભગવાન મેળવવા ને ઇશ્વર પ્રાપ્તિ કરવી છે તો તે ક્યાંથી થાય ? ભગવાનને જ મેળવવા હોય તો યમનિયમ ને ષટ્‌સંપત્તિનું રહસ્યમય અનુશીલન કરીને અંતકરણને શુદ્ધિકૃત કર્યા વિના "વ્હાલા ગરૂડે ચઢીને પધારજો !" એવા નિરર્થક હોકાટા કરવા એ પથ્થર પર પાણી રેડવા સમાન છે. એથી કંઇ ઇશ્વર પ્રાપ્તિ ફલિત થતી નથી. એક વાત નિશ્ચે માનજો કે ભગવાન હોશિયારી કે પાંડિત્યપણું જોતો નથી પરંતુ શુદ્ધ અંતઃકરણ નિષ્પાલસતા ને જિજ્ઞાસાને જુએ છે પ્રભુ તો ભાવનાના જ ભૂખ્યા છે.

અને તેવાઓને જ દર્શન આપે છે. દા. ત. ૫૦ હજાર સુધી ઉગ્ર તપ કરનારને પ્રભુ તત્ક્ષણ ઝાંખી કરાવતો નથી. તો નરસિંહ, મીરાં, ધ્રુવ પ્રહલાદ ઈ. ને પ્રભુ ઝાંખી કેમ થઈ ? એવો સહજ

પ્રશ્ન ઉઠશે તો તેનો મર્મ એ છે કે એ તો અનાથનો નાથ છે. નિરંજન નિરાકાર છે ને સાચો પરદુઃખ ભંજન છે.

જ્યારે મનુષ્યને કોઇ આશરો હોતો નથી અથવા તે કોઈને આશ્રય રહેતો નથી અથવા શુદ્ધ અંતઃકરણથી પ્રભુ સિવાય કોઇનો યે આશરો ઇચ્છતો નથી, અહંતા, મમતા છોડે છે, એટલે—અનાથ—દશામાં આવી પડે છે ત્યારે જ તેનો બેલિ ભગવાન થાય છે. તેથી ઉપર જણાવ્યા ભક્તો અનાથ હોવા છતાં શુદ્ધ અંતઃકરણને ને અપ્રતિમ ભક્તિની તન્મયતાથી ભગવાનને મેળવી શક્યા એ જ વિરાટ કાય વિભુની બલિહારી !

માટે જ એ સમસ્યાને ઉકેલવા મથતી માનવ બુદ્ધિએ આ સંસારમાં જીવનના ચાર આશ્રમ નિયુક્ત કર્યાં છે. અમુક ઉમ્મરે કોઈ પણ બાહ્ય સંયોગોમાં આંતર અભિનિષ્ક્રમણ માટે સંસાર ત્યાગ અને નિવૃત્તિ સૂચવી છે. જો કે પહેલો આશ્રમ બ્રહ્મચર્યાશ્રમ અમુક વર્ષ સુધી પળાવવો જ જોઈએ છતાં અઢાર વર્ષની વયે પરિણીત થવાથી પૂરેપૂરો બ્રહ્મચર્ય પાળવાનું બન્યું નહિ. ગૃહસ્થાશ્રમ હું નિયમ પૂર્વક ને નીતિને અનુસરીને પાળી શકયો અને મેં નિશ્ચય કરેલો કે અમુક વર્ષે મારે નિવૃતિ લેવી.

આજના કલિયુગના જમાનામાં વાનપ્રસ્થ અને સંન્યાસ આશ્રમ આદિ ઋષિ મુનિઓએ સૂચવેલા નિયમાનુસાર પાળવા શક્ય નથી છતાં ય મે, મારી ધારેલી ઉમ્મરે પ્રભુ કૃપાએ ઘડી મળી ને જ્ઞાન થયું કે મારું મારૂં કર્યું પણ કશું મારૂં નથી. ને ફરજ મુજબ મારા પુત્રોને તથા મારી સ્ત્રીને ભણતર, ગણતર, શારીરિક વ્યવહારિક ને વ્યાપારિક વિષયક શિક્ષણ ને કુનેહ સહિત સુખ દુઃખ ઠોકરો વિ.

નું સાચું જ્ઞાન કરાવી મેં છેલ્લાં બાર વર્ષથી માત્ર સ્વાર્થનું કે મારા કૌટુંબિક સ્વાર્થનું કોઇ પણ કામ કરવાનું ત્યજી દીધું છે. તે પ્રભુ પળાવે, છતાં લોકો દોરી સંચાર કરતો હોઉં એમ માને છે. લોકોએ તો રામને છોડયા નથી.

બીજું મારામાં એ એક ખામી હતી કે હું અસત્ય કદી સાંખી શકતો નહિ તેથી હું કદાચ ઘણા ખરાને કડવો લાગતો. સંસારમાં રહી સત્યને આચરવું તે તૃણને બાથ ભીડવા સમું કઠિન ને દુસ્તર છે. સંસારમાં જેટલો જૂઠો ફાવે છે તેટલો સત્ય વકતા પ્રપંચી સંસારમાં ફાવવો મુશ્કેલ છે. કારણ કે આ સંસાર છળ કપટ માયા પ્રપંચના દાવપેચથી ભરેલો છે તે તીખાને કદિ ફાવવાનો નથી. સંસારમાં મારા અભિપ્રાય પ્રમાણે:—"Frank has got no rank ! & Straight has got no weight !" એ વિધાન અક્ષરશઃ સાચું પડતું નજરે પડે છે.

સંસારમાં જે બહુ સારો મનાય તે નિશ્ચે માનજો કે કાં તો સંત હશે કે પૂરો પોલીટીકલ કે મૂર્ખો હશે. અને જે વધારે ખરાબ ગણાય તે કાં તો સ્કાઉંડ્રલ (લુચ્ચો લબાડી) હશે, કાં તો તીખો, સાચો, ચોકખા દીલનો, ન્યાયી કે પ્રમાણીક હશે. આ બધું લખવાનું કારણ આ વિશ્વમાં બધું છે પણ જેટલી સરળતા, સીધા પણું. ને નિખાલસતા હોય તે જ ખરૂં છે ને તે જ ધર્મના પાયા છે. માટે કૃત્રિમતા દંભ અને પાખંડી પણું ત્યજી દઇને કેવટે હૃદયથી ખરા ધર્મને અપનાવવો એ જ આપણી પવિત્ર ફરજ અને જીવનની સિદ્ધિ !

માટે જ આ પુસ્તક મેં ખરા ધર્મનું રહસ્ય સમજાવવાની ખાતર રચવાનો નમ્ર પ્રયત્ન કર્યો છે.

પણ ધર્મ એટલે મનુષ્યને મનુષ્યત્વ યાને સિંહ બનવાનું સૂચન

કરે છે. મનુષ્યે પોતાની આત્મ ઉત્ક્રાંતિ સાધવાની છે એ જ એની પળે પળનું આંતર ગુંજન હોવું જોઇએ.

સમાજના કેટલાક નબળા તત્વોને લઇને એવી એક સામાન્ય માન્યતા પ્રસરેલી છે; "ભગવાન કરશે! ભગવાન કરશે" તે એ નિરાશામય પાંગળી આશાના પાશમાં જ તેઓ નિષ્ક્રિય બનતા ગયા છે પણ ભગવાન એ કંઈ આપણો નોકર નથી. આપણને તેણે ઇન્દ્રીયો બુદ્ધિ મન હૃદય વિ. આપ્યા છે તેથી તેનું નામ દઈને કર્મ કરવા મંડી જવું જોઈએ. તે તો પછી જુઓ, પ્રભુ તેમને બળ આપે છે કે નહિ! ધર્મ માણસને આળસુ બનવાની કે નીતિની જવાબદારીમાંથી વંચિત થવાનો આદેશ નથી આપતો એ તો ઉલટું જવાબદારીનું સમજપૂર્ણ ભાન કરાવે છે, યાને નિયમ પૂર્વક પરમાત્માનું સેવન કરવાથી જ પ્રભુ ઝાંખી થાય.

"વાવે તેવું લણે ને કરે તેવું પામે!" હા. ત માળા ફેરવીએ ને પૈસા માગીએ એ કદાપિ બને ખરૂં? માળા એ તો ઈશ્વરી અક્ષરોને માનસપટમાં રટ્યા કરવાનું સાધન છે. માળામાં લીન થનારની તો માયા પણ અટકી જાય છે તો લક્ષ્મી જેવી ચંચળ વસ્તુ તો માળામાં જ નથી. ખરી લક્ષ્મી તો ઉદ્યોગમાં છે અને કર્મમાં જ ફળ રહે છે. આ તો કર્મભૂમિ છે. એટલે કર્મમાં ફળ રહેલું છે. સંસારી સુખ માગવું ને ભગવાનની ઝાંખી માંગવી તે કેમ બને!

જ્યારે જગત પર ધર્મનો ક્ષય થતો જાય છે ત્યારે સાચો ધર્મ શું છે? તેનો સુયોગ્ય સદ્ઉપદેશ આપનારા યુગપુરૂષો પૃથ્વી પર પાકે છે અને એ જ યુગપુરૂષો જગતને સાચો ધર્મ બતાવી માનવજીવનની કલ્યાણ યાત્રા આગળ ધપાવે છે. માટે મહાજ્ઞાની મહાત્માઓ કહી ગયા છે; "To attain Godhood in lifeis man's manhood!" માનવમાંથી અતિમાનવ પ્રતિ પ્રયાણ એ સિદ્ધોની સિદ્ધિને જીવનનો જય!

આ ટૂંકા મનુષ્ય જીવન દરમ્યાન જીવનભર માયાના મોહ પાશમાં લપટાયેલા માનવીઓને ઘડીભર સત્યજ્ઞાન સ્વરૂપ પરમાત્મા માટે સમય મળતો નથી. છતાં પ તે જ્યારે તેના પૂર્વ જન્મના સંચિત કર્મોના સંસ્કારથી સદ્‌માર્ગે વળે છે ત્યારે બુદ્ધિયુક્ત મનુષ્યો જ્ઞાનદ્વારા ઈશ્વરની સમસ્યા અને પ્રકૃતિની વિચક્ષણતાને પામવા મથે છે, અને લાગણીશીલ મનુષ્ય પોતે તેની ભક્તિમાં જ લીન થઇ તેને મેળવવા યત્ન કરે છે. જ્ઞાનયોગ અને ભક્તિયોગ એ બન્ને યોગમાં સમાનભાવ રાખી આત્માને ઓળખવા મથતા પુરૂષો વિરલ જ હોય છે.

ભક્તિ એટલે ( भज्=ભાંગવુ–To divide )–' To divide one's self by god ! એટલે ઇશ્વર સાથે વિભક્ત થઇ જવુ ! પરંતુ જ્ઞાનીઓએ કર્મયોગથી વંચિત રહીને આત્મજ્ઞાન મેળવવાનો ઉપદેશ આપ્યાનું જાણ્યું નથી. મનુષ્યનો તો કર્મ કરવાનો જ અધિકાર છે ફળ એ તો માનસિક સિદ્ધિનો સંતોષ છે અને ફળની સિદ્ધિ એ દૈવી પ્રકૃતિના સંચાલન અને નિયમનને આધીન છે પરંતુ આજકાલ તો કોઇ ભગવાનથી ડરતો નથી જેટલો સમાજથી ડરે છે દેખાવ બીજો કેવળ દંભ જ ચાલ્યા કરે છે. વાણી અને વર્તનમાં ફેર હોય છે તેના ફળ ભોગવે છે. માટે આત્મસમર્પણ અનાસક્તિ અને આત્મજ્ઞાન એજ જીવનનો સાચો મર્મ છે. આત્મજ્ઞાન માટે ગીતા ઉપનિષદ્ યોગવસિષ્ઠ ઇ. સારા ગ્રંથો ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ થઇ ચુકેલા છે અને જગતના મહાન વિચારકોએ ગીતા જેવા ઉપનિષદના સારને સમજવા સમજાવવા યત્ન કર્યો છે પરંતુ સરળ અને સાચી સમજણ આપે એવા પુરાણ વેદાન્ત વિ. ના સારરૂપ જ્ઞાનને સીધુ સમજી શકાય તે માટેનો આ અલ્પ પ્રયત્ન છે. કારણ સાચું જ્ઞાન શુષ્ક ને કડવો ઘુંટડો છે તેથી આ મારો અલ્પ પ્રયત્ન ઇશ્વરને ચરણે ધરૂં છું.

" आत्मा अरे वा श्रोतव्यः मन्तव्यो निदिध्यासितव्यो ।

માટે આત્માનું જ શ્રવણ મનન અને નિદિધ્યાસન કરવું જોઈએ. માટે આત્માનું ચિંતન એ જ ધર્મનું અનુષ્ઠાન અને અનુસરણ કારણ કે ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું છે "**अध्यात्म विद्या विद्यायां**"–સર્વ વિદ્યાઓમાં અધ્યાત્મ વિદ્યા જ સર્વશ્રેષ્ઠ છે. અને જે કર્મથી અધ્યાત્મજ્ઞાન મેળવવામાં સફળતા મળે એ જ કર્મ કરવાનો મનુષ્યે આગ્રહ રાખવો જોઈએ.

બલવાન સંસ્કારો એ માનવીના ઘડતરના પાયા છે. માતપિતા ધર્મપિપાસુ હોય અને ઘરમાં જ દેવદેવીની ભાવનામય પૂજાપાઠ છે. નિત્યકર્મ થતા હોય તેથી એ રૂઢીગત સંસ્કારો માનસિક પટ પર છાપ પાડી બાળપણથી જ મનુષ્યને ઉર્દ્ધમાર્ગે ચઢવાનું પગથિયું નિર્દેશ કરે છે.

બહુ લખીએ તો લાંબુ થઈ જાય એટલે ટુંકામાં પતાવું છું કે નગદ ધર્મ એજ ખરો ધર્મ. ૐ તત્સત્ ! હંસ જોડો સરળતા આપો ! અસ્તુ !

—પોપટલાલ નગરી

# અનુક્રમણિકા


| પ્રકરણ | પૃષ્ઠ |
|---|---|
| ૧ પરમ સત્ય રૂપ પરમાત્માનું ધામ ... ... | ૧ |
| ૨ પ્રાતઃ સ્મરણ ... ... ... | ૨ |
| ૩ ચતુઃશ્લોકી ભાગવત ... ... ... | ૩ |
| ૪ સપ્તશ્લોકી ગીતા ... ... ... | ૪ |
| ૫ ચાર વર્ણો અને ચાર આશ્રમો ... ... | ૬ |
| ૬ ષટ્ સંપત્તિ ... ... ... | ૭ |
| ૭ યમ–નિયમ ... ... ... | ૮ |
| ૮ હિંદુ કેવો હોવો જોઈએ ? ... ... | ૧૦ |
| ૯ કાયા–નગર ... ... ... | ૧૧ |
| ૧૦ મનુષ્ય જન્મની દુર્લભતા, ઉત્તમતા અને તેનું કર્તવ્ય ... ... ... | ૧૩ |
| ૧૧ ચાર પુરુષાર્થ અને ચાર આશ્રમો ... ... | ૨૦ |
| ૧૨ કર્મ અને પુનર્જન્મ ... ... ... | ૨૩ |
| ૧૩ સુવાક્યો ... ... ... | ૨૫ |
| ૧૪ જ્ઞાન પ્રદીપ (માનવ જીવનની મહત્તા) ... | ૨૯ |
| ૧૫ આપણું અપૂર્વ સાહસ ... ... | ૩૧ |
| ૧૬ સુખની શોધમાં ... ... ... | ૩૨ |
| ૧૭ દોષદષ્ટિ થવાથી મુક્તિ ... ... | ૩૩ |
| ૧૮ સ્વાર્થમય સંસાર ... ... ... | ૩૬ |
| ૧૯ ક્ષણિક પદાર્થોમાં ન લલચાશો ... ... | ૩૯ |
| ૨૦ મૃત્યુ સમીક્ષા ... ... ... | ૪૨ |

| પ્રકરણ | પૃષ્ઠ |
| --- | --- |
| ૨૧ વિચાર શ્રેણી ... ... ... | ૫૦ |
| ૨૨ સ્નેહ એ દુઃખનું મૂળ છે ... ... | ૫૨ |
| ૨૩ દુઃખ ભોગવતી દુનિયા ... ... | ૫૩ |
| ૨૪ સુખ દુઃખની સમીક્ષા ... ... | ૫૪ |
| ૨૫ સંસારનું મૂળ ... ... ... | ૫૫ |
| ૨૬ મમતાની કૂંચી ... ... ... | ૫૬ |
| ૨૭ કર્મમીમાંસા ... ... ... | ૫૭ |
| ૨૮ બોધ સુધા ... ... ... | ૫૭ |
| ૨૯ સિકંદરના મૃત્યુ બોલ .. ... ... | ૬૫ |
| ૩૦ કવિત સુધા ... ... ... ... | ૬૫ |
| ૩૧ દ્વાદશ પંજરિકા સ્તોત્ર ... ... ... | ૬૭ |
| ૩૨ ચર્પટ પંજરિકા સ્તોત્ર .. ... ... | ૭૦ |
| ૩૩ સંસાર એટલે મહાન પૂર આવેલી નદી જેવો છે ... | ૭૫ |
| ૩૪ મરણથી કોઈ બચતું નથી ... ... | ૮૦ |
| ૩૫ આત્મજ્ઞાન કવિત મંજરી ... ... | ૮૨ |
| ૩૬ સ્વરૂપનો અનુભવ ... ... ... | ૮૯ |
| ૩૭ સ્થૂલ દેહોના તત્વોનું કોષ્ટક ... ... | ૯૦ |
| ૩૮ સૂક્ષ્મ દેહોના તત્વોનું કોષ્ટક ... ... | ૯૨ |
| ૩૯ દેહના તત્વો ... ... ... | ૯૬ |
| ૪૦ જ્ઞાન બે પ્રકારનાં ... ... ... | ૯૮ |
| ૪૧ આત્મષટક સ્તોત્ર ... ... ... | ૧૦૨ |
| ૪૨ ભગવદ્ગીતા સમર્પણ શ્લોકાવલિ ... ... | ૧૧૩ |
| ૪૩ માયા એ કોણ છે ... ... ... | ૧૧૬ |
| ૪૪ માયા એ શું છે ... ... ... | ૧૨૯ |
| ૪૫ માયા ઠગારી છે ... ... ... | ૧૨૦ |

| પ્રકરણ | પૃષ્ઠ |
|---|---|
| ૪૬ ૭ શત્રુઓ ... ... ... | ૧૨૨ |
| ૪૭ સંસાર સાગરમાં શરીર નૌકા ... ... | ૧૨૭ |
| ૪૮ હરિ સાગરમાં ડુબકી મારવી ... ... | ૧૨૯ |
| ૪૯ વાસના ત્યાગ જ શ્રેષ્ઠ છે ... ... | ૧૩૧ |
| ૫૦ જીવની સેના ... ... ... | ૧૩૨ |
| ૫૧ કર્મ કેવાં કરવાં ... ... ... | ૧૩૫ |
| ૫૨ જગત અને સંસારનો ભેદ ... ... | ૧૩૭ |
| ૫૩ ૭ પરમાત્માના ગુણો છે તે ૭ ગુણો જીવાત્મામાં છે ... ... | ૧૩૯ |
| ૫૪ ગીતાના પાત્રોની સમજણ ... ... | ૧૪૦ |
| ૫૫ ડાકોરના રણછોડરાયજી ... ... | ૧૪૩ |
| ૫૬ શ્રી કૃષ્ણ રૂપનું રહસ્ય ... ... ... | ૧૪૫ |
| ૫૭ સંતવાણી ... ... ... ... | ૧૪૭ |
| ૫૮ માયાપતિની માયા ... ... ... | ૧૪૯ |


## સામાન્ય


| | |
|---|---|
| ૧ આયુર્વેદ એટલે શું ? ... ... ... ... | ૧ |
| ૨ લક્ષ્મી અને નિર્ધનતા વિશે ... ... ... | ૧૯ |
| ૩ સામાન્ય અને વ્યવહાર નીતિ ... ... ... | ૩૫ |
| ૪ શાંતતા કે નિર્બળતા ... ... ... ... | ૩૮ |
| ૫ સમન્વય ... ... ... ... ... | ૪૧ |

# મહત્વની ભૂલોનું શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૧ | यावत्तरतम्यर्थे | यावत्तरतम्यार्थे |
| ૨ | ૯ | અલસ્થા | અવસ્થા |
| ૩ | ૪ | કરુ | કહું |
| ૩ | ૧૧ | અસમ્ | અસત્ |
| ૪ | ૧૩ | મતિને | ગતિને |
| ૪ | ૧૬ | સંભાર | સંસાર |
| ૭ | ૭ | ક્ષૂદ્ર | ક્ષુદ્ર |
| ૯ | ૧૩ | પંતાજલિ | પતંજલિ |
| ૧૧ | ૧૪ | ૨૧૬૦૦૬ | ૨૧૬૦૦ |
| ૧૧ | ૧૩ | નારા | નાળા |
| ૧૨ | ૧૨ | પોલિસ ટિકિટ એજન્ટ | પોલીટીકલ એજન્ટ |
| ૧૬ | ૧ | ભવાટ વિના | ૦ ભવાટ વીના |
| ૧૬ | ૧૧ | દેહય | દેહની |
| ૧૭ | ૯ | સંપ્લિપ્ત | સંક્ષિપ્ત |
| ૨૦ | ૮ | યોમને | યોગને |
| ૨૨ | ૧૩ | ખેદથી | ખેદની |
| ૨૮ | ૬ | વિત્રાર | વિચાર |
| ૩૧ | ૧૩ | વ્યતીત રહ્યા છે | વ્યતીત કરી રહ્યા છે |
| ૩૧ | ૧૭ | માનનારાઓ | મારનારાઓ |
| ૩૨ | ૨૧ | જન્મ | જન્ય |
| ૪૦ | ૩ | સમીપે | સમયે |
| ૫૬ | ૨૩ | કાંટાને આકૃતિ | કાંટાને કાઢવા આકૃતિ |
| ૬૭ | ૨૨ | सुखलेजः | सुखलेशः |
| ૬૮ | ૧૫ | मोह लोभ | मोहं लोभं |

| | | | |
|---|---|---|---|
| ૬૯ | ૩ | बन्धौ | बन्धौ |
| ૭૧ | ૨૫ | भगवद्गाता | भगवद्गीता |
| ૭૨ | ૨૧ | वषं | वर्षं |
| ૭૬ | ૧૬ | ચઢાઈ | ચઢાવી |
| ૭૮ | ૫ | ક્ષ્યાં | ક્યાં |
| ૮૩ | ૧ | ધેલા | દોલા |
| ૯૧ | ૧૫ | મુદ | ગુદ |
| ૯૨ મે પાને 'વાયુ' ખાનામાં છેલ્લે ખાલી જગામાં 'સ્પર્શ'—વાંચવું | | | |
| ૯૩ મે પાને 'પૃથ્વી' ખાનામાં છેલ્લે ખાલી જગામાં 'ગંધ' વાંચવું | | | |
| ૯૨ | ૧૩ | ચાલે છે | વાલે છે |
| ૯૨ | ૯ | ધ્યાન | વ્યાન |
| ૯૫ | (કોષ્ટકમાં) ૪ | ધ્યાન | વ્યાન |
| ૯૬ | ૧૩ | (પ્રિય, પ્રમોદ) | (પ્રિય, મોદ, પ્રમોદ) |
| ૧૦૬ | ૨૦ | અદ્વતતાનું | અદ્વૈતતાનું |
| ૧૧૭ | ૧૭ | જીવને તેને | જીવ તેના |
| ૧૪૬ | ૧૫ | ઉપાસને | ઉપાસતો |
| ૧૪૮ | ૨૨ | વૈષ્ણુ | વૈષ્ણવ |
| ૧૫૦ | ૧ | મિતને | ચિત્તને |
| ૧૫૮ | ૫ | સાંભળી | સાંભળી |
| ૧૭૩ | ૨૫ | સ્મૃતિ | કીર્તિ |



## પ્રકરણ ૧

# परम सत्यरूप परमात्मानुं ध्यान

॥ सत्यं परं धीमहि ॥

जन्माद्यस्य यतोऽन्वयादितरतश्चार्थेष्वभिज्ञः स्वराट् ।
तेने ब्रह्म हृदा य आदिकवये मुह्यन्ति यत्सूरयः ॥
तेजोवारिमृदां यथा विनिमयो यत्र त्रिसर्गोऽमृषा ।
धाम्ना स्वेन सदा निरस्तकुहकं सत्यं परं धीमहि ॥

**શ્રીમદ્** ભાગવતનો સર્વથી પહેલો શ્લોક) જે પરમેશ્વરથી આ જગત્‌નાં ઉત્પત્તિ, સ્થિતિ અને લય થાય છે, ઘડામાં માટી અને અલંકારોમાં સુવર્ણની પેઠે જે પરમેશ્વર કાર્યરૂપ જગત્‌ના વિષે કારણ રૂપે વ્યાપી રહેલા છે; વળી જે પરમેશ્વર એ મિથ્યા જગતથી જુદા પણ છે; જે પરમેશ્વર જ્ઞાન રૂપ અને સ્વયં પ્રકાશ છે; જેનો અર્થ જાણવામાં મહાબુદ્ધિમાન મનુષ્યો પણ મોહ પામે છે એવા વેદને જે પરમેશ્વરે આદિકવિ બ્રહ્મના મનમાં અંતર્યામી રૂપે પ્રકાશ કર્યો છે; જેમ સૂર્યના કિરણો વિષે ભ્રાંતિથી દેખાતું ઝાંઝવાનું પાણી સાચું નથી તો પણ સૂર્યના કિરણોની સત્તાથી તે સાચું હોય તેમ ભાસે છે, અને જેમ સ્થિર પાણીમાં ભ્રાંતિથી 'આ કાચ છે' એવી બુદ્ધિ થાય છે તે સાચી નથી, તો પણ તે પાણીની સત્તાથી સાચી હોય

તેમ ભાસે છે, તથા જેમ કાચના વિષે ભ્રાંતિથી 'આ પાણી છે' એવી બુદ્ધિ થાય છે તે સાચી નથી તોપણ તે કાચની સત્તાથી સાચી હોય તેમ ભાસે છે, તેમ જે અધિષ્ઠાન પરમેશ્વરના વિષે તમોગુણના કાર્ય રૂપ પંચભૂતની સૃષ્ટિ અને સત્વગુણના કાર્યરૂપ દેવતાઓની સૃષ્ટિ કલ્પિત અને અસત્ય રૂપ હોવા છતાં, જે પરમાત્માની સત્તાથી તે સાચી હોય તેમ ભાસે છે; જે પરમેશ્વર પોતાના જ્ઞાન રૂપ પ્રકાશથી માયા રૂપ કારને ટાળી નાખ્યું છે; અને જે પરમેશ્વરનો ભૂત, ભવિષ્ય, અને વર્તમાન કાળમાં તથા જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થામાં નાશ નથી; એવા **સત્ય સ્વરૂપ તથા સર્વથી પર ( શ્રેષ્ઠ ) પરમાત્માનું અમે ધ્યાન કરીએ છીએ.**

---

## પ્રકરણ ૨ જું.

**प्रातः स्मरामि हृदि संस्फुरदात्म तत्त्वम्**
**सच्चित्सुखं परम हंस गतिं तुरीयम्**
**यत्स्वप्न जागर सुषुप्त मवैति नित्यम्**
**तद् ब्रह्म निष्कल महं नच भूतसंघः**

પ્રાતઃકાળમાં હૃદયમાં સ્ફુરતાં આત્મતત્વને હું સ્મરૂં છું જે સત્ ચિત્ સુખરૂપ છે. જેની પરમહંસ એવી ગતિ છે, જે તુરીય છે, જે નિરંતર જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તિના અભિમાનીને જુએ છે. નિહાળે છે, તે હું નિષ્કલ બ્રહ્મ જ છું. ( નહિ કે ભુતોનો સંઘ ) સંયોગ રૂપ પિંજર તે હું નથી અર્થાત્ દેહ તે હું નથી.

---

## પ્રકરણ ૩ જું

# श्री चतुश्लोकी भागवतम्

ज्ञानं परम गुह्यं मे यद्विज्ञानसमन्वितम् ।
सरहस्यं तदंगं च गृहाण गदितं मया ॥१॥

ભગવાને કહ્યું—અત્યંત ગુપ્ત અને વિજ્ઞાનથી યુક્ત હું તેના રહસ્ય તથા અંગો સહિત કહું છું તે ગ્રહણ કર (૧)

यावानहं यथाभावो यद्रूपगुणकर्मकः ।
तथैव तत्त्वविज्ञानमस्तु ते यद्रू मदनुग्रहात् ॥२॥

હું કેવો છું, કેવા ભાત વાળો છું. અને કેવા રૂપ ગુણ તથા કર્મ થકી યુક્ત છું આ બધું જ્ઞાન મારી કૃપાથી થશે. (૨)

अहमेवा समे वाग्रे नान्यद्यत्सदसत्परम् ।
पश्चादहं यदेतच्च योऽवशिष्येत सोऽस्म्यहम् ॥३॥

સૌથી પહેલાં હું જ હતો. મારાથી પહેલાં સત્ કે અસત્ કંઈ પણ નથી પછીથી પણ બાકી જે રહે તે હું જ છું.

ऋतेऽर्थं यत्प्रतीयेत न प्रतीयेत चात्मनि ।
तद्विद्यादात्मनो मायां यथाभासो यथातमः ॥४॥

અર્થ રહિત જે માલુમ પડે છે, અને આત્મ દ્વારે જણાતી નથી તે માયા છે. અને તેનો આભાસ અંધકારની જેમ થાય છે. (૪)

यथा महांति भूतानि भूतेषूच्चावचेष्वनु ।
प्रविष्टान्य प्रविष्टानि तथा तेषु न तेष्वहम् ॥५॥

જેમ મનુષ્ય પદાર્થો (પૃથ્વી તેજ આદિ) બીજા ઉંચ નિચ પદાર્થો સાથે મળેલાં હોય છે. છતાં પણ સ્પષ્ટ મળેલાં દેખાતા નથી. તે પ્રમાણે હું દરેક જગાએ છું છતાં સ્પષ્ટ સમજાતો નથી; (૫)

एताव देव जिज्ञास्यं तत्वजिज्ञासुनाऽऽत्मनः ।
अन्वयव्यतिरेकाभ्यां यत्स्यात्सर्वत्र सर्वदा ॥६॥

તત્વ જ્ઞાનના જીજ્ઞાસુએ આટલું જણાવું જોઇએ કે આત્માની સાથે પરસ્પર ભાવ અભાવનો સંબંધ રાખનાર જે છે તે જ દરેક જગાએ છે. (બ્રહ્મરૂપે) (૬)

एतन्मतं समातिष्ठ परमेण समाधिना ।
भवान्कल्पविकल्पेषु न विमुह्यतिकर्हिचित् ॥७॥
इतिश्री भागवतम्

આ વિચારને સારી સમાધિ દ્વારા ગ્રહણ કર અને પછી તું તર્ક વિવાદ અને દ્વિ વિદ્યા ભાવમાં પડીને મોહ પામીશ નહી;
ઇતીશ્રી ભાગવતમ્

---

## પ્રકરણ ૪ થું

## सप्तश्लोकी गीता ।

श्री गणेशाय नमः ॥

ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन् ।
यः प्रयाति त्यजन्देहं स याति परमां गतिं ॥१॥

'ઓમ' આ એક અક્ષર રૂપી બ્રહ્મનું ઉચ્ચારણ કરતો અને મારૂં સ્મરણ કરતો જે માણસ દેહને છોડે છે તે પરમ ગતિને પામે છે. (૧)

स्थाने हृषीकेश तव प्रकीर्त्या जगत्प्रहृष्यत्यनुरज्यते च ।
रक्षांसि भीतानि दिशो द्रवंति सर्वे नमस्यंति च सिद्धसंघाः ॥२॥

હે કૃષ્ણ ! તમારા તેજ થકી સંસાર સુખ દુઃખ પ્રાપ્ત કરે

છે એ યોગ્ય જ છે. અત્યારે (તમારૂં રૂપ જોઇને) રાક્ષસો બી ગયા છે. દિશાઓ કંપે છે અને બધા રૂષીમુનિઓ તમને નમસ્કાર કરે છે. (૨)

सर्वतः पाणिपादं तत्सर्वतोऽक्षिशिरोमुखम् ।
सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥३॥

દરેક બાજુએ હાથ અને પગવાળા અને દરેક જગાએ આંખો, શિર, તેમજ મુખવાળા તેમજ દરેક સ્થાને કાનવાળા (એવા પરમેશ્વર) સર્વ સ્થાનોમાં રહેલા છે. (૩)

कविं पुराण मनुशासितारमणोरणीयां समनुस्मरेद्यः ।
सर्वस्य धातारमचिन्त्य रूपमादित्यवर्णं तमसः परस्तात् ॥४॥

આદ્ય કવિ, પુરાણ પુરૂષ, શાસન કરનાર, દરેક અણુથી પણ નાના, બધાના ઉત્પાદક, જેમના રૂપની કલ્પના પણ ન કરી શકાય, અંધકારથી પર, અને સુર્યના જેમ રૂપવાળા એવા પરમેશ્વરનું જે સ્મરણ કરે છે. તે સુખી થાય છે (૪)

ऊर्ध्वमूलमधः शाखमश्वत्थं प्राहुरव्ययम् ।
छंदांसि यस्य पर्णानि यस्तंवेद स वेदवित् ॥५॥

ઉપર મુળીઆ વાળો અને નીચે શાખા વાળો એવો આ સંસાર રૂપી વૃક્ષ કહેવાય છે. આ વૃક્ષના પાના રૂપે વેદ છે. જે મનુષ્ય આને જાણે છે તે જ વેદ જાણનાર છે. (૫)

सर्वस्य चाहं हृदि संनिविष्टो मतः स्मृतिर्ज्ञानमपोहनं च ।
वेदैश्च सर्वैरहमेव वेद्यो वेदांतकृद्वेदविदेव चाहम् ॥६॥

હું દરેકના હૃદયમાં બેઠેલો છું અને મારા વડે જ જ્ઞાન અને સંમોહ થાય છે. સર્વે વેદો વડે જાણવા જેવો હું જ છું. વેદોની રચનાર, તેમજ વેદાન્ત જાણનાર પણ હું જ છું. (૭)

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरू।
मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः ॥७॥

મારામાં ચિત્ત લગાવ, મારો ભક્ત થાવ, મારા વશીકર, મને નમસ્કાર, આવી રીતે તારા આત્માને મારામાં લગાવીશ, તો તું મ્હને જ પામી શકીશ, (૭)

---

## પ્રકરણ ૫ મું

**ચાર વર્ણ**
બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, શૂદ્ર.

**ચાર આશ્રમ**
બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ અને સંન્યાસાશ્રમ.

**ચાર પુરૂષાર્થ**
ધર્મ. અર્થ; કામ, મોક્ષ

**ચાર મુક્તિ**
સલોકતા, સમીપતા, સરૂપતા, સાયુજ્ય.

**ચાર વેદ**
ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ

**વેદના મુખ્ય દેવતા**
૧૧ રૂદ્ર, ૧૨ આદિત્ય, ૮ વસુ, ઈંદ્ર, અને પ્રજાપતિ

ઉપવેદ—આયુર્વેદ, ગંધર્વવેદ, ધનુર્વેદ, વિશ્વકર્માવેદ.
વેદનીશાખા—૨૧ ૧૦૬ ૧૦૦૦ ૯

**ચાર યુગ**

| | શતયુગ, | ત્રેતાયુગ, | દ્વાપર, | કલીયુગ |
|---|---|---|---|---|
| વર્ષ | ૧૭૨૮૦૦૦, | ૧૨૯૬૦૦૦, | ૮૬૪૦૦૦, | ૪૩૨૦૦૦; |

**ભક્તિ નવ પ્રકારની**

૧ શ્રવણ પરિક્ષિત—(પર બ્રહ્મ શોધનમાં પ્રથમ તત્વનો વિચાર)
૨ કીર્તન શુક નારદ—(પંચભુતનો વિચાર)

૩ સ્મરણ શિવ, પ્રલ્હાદ--(પંચકોષનો વિચાર)
૪ પાદસેવા લક્ષ્મી—(હું કોણ મહાવાક્યથી વિચાર કરવા)
૫ અર્ચન પ્રદ્યુમ્ન--(પંચભૂત, પંચકોશ એ સર્વથી હું ન્યારો છું એ દૃઢ નિશ્ચય)
૬ વંદન અક્રૂર--(હું કોણ મહાવાક્યથી વિચાર કરવો)
૭ દાસ્ય હનુમાન ગરૂડ--(આત્મા પરમાત્મા એકજ છે. પણ હું બીજો નથી. અર્થાત્ આત્મા પરમાત્મા એકતાનો વિચાર)
૮ સખ્ય અર્જુન—(તું તે છું એવો નિશ્ચય)
૯ આત્મનિવેદન બળીરાજા—(આ સર્વ બ્રહ્મ કે વિશ્વરૂપ છે એ દૃઢ નિશ્ચય)

---

## પ્રકરણ ૬ ઠું

### સટ્સંપત્તિ

વિવેક, વૈરાગ્ય, અને સટ્સંપત્તિ

વિવેક--આત્મા સત્ય છે તે વિના બધું અસત્ય.
વૈરાગ્ય--આ લોક કે પરલોકના ભોગની અનઈચ્છા
શમ--ચિત્તની સ્વલક્ષમાં જે નિયતાવસ્થા (વાસનાનો ત્યાગ)
દમ--કાચબાની પેઠે બાહ્ય ઈંદ્રિયોનો નિગ્રહ
શ્રદ્ધા--શાસ્ત્ર તથા સદ્‌ગુરૂના વચન પર શ્રદ્ધા
સમાધાન--સર્વદા શુદ્ધ બ્રહ્મમાં ચિત્તની વૃત્તિનું સ્થાપન કરવું, અને વિષયોથી ચિત્તવૃત્તિને આકુળ કરવી નહિ. ( ચિત્તવૃત્તિની એકાગ્રતા )
ઉપરતિ--ચિત્તવૃત્તિ વિષયોની વાસનાથી રહિત થાય છે.

તિતિક્ષા—સર્વ દુઃખોનો ઉપાય, ચિંતા કે વિલાપ કર્યા વગર સહન કરવાં.
મોક્ષેચ્છા—સંસાર બંધનમાંથી મુક્ત થવું એ ઇચ્છા.

---

## પ્રકરણ ૭ મું

| યમ | નિયમ |
|---|---|
| અહિંસા—કોઇ જીવની હિંસા ન થાય | શૌચ—બાહ્ય જળ મૃતિકા વડે પવિત્ર રાખે દેહ રાગદ્વેષ મનમાં ન રાખે એ શૌચ કહેવાય. |
| સત્ય—હંમેશાં સત્ય બોલવું. | સંતોષ—લાભ થકી હરખે નહી હાનીથી નહિ શોક, સુખદુઃખમાં સમતા રહે, તે કહીએ સંતોષ. |
| બ્રહ્મચર્ય—સ્વપ્ને પણ બિંદુ ન જાય. | સ્વાધ્યાય—અર્થ વિચારે વેદના, ઉપનિષદ અધ્યાય સુક્ષ્મ વેદ ભુલે નહિ, તે કહીએ સ્વાધ્યાય. |
| અસ્તેય—કોઇનું ચોરી ન લેવું. | તપ—દેહ દમન કરવા થકી, ઇંદ્રિય નિગ્રહ કહેવાય. મન મારી મેદો કરે, તેને તપ કહેવાય. |
| અપરિગ્રહ—દેહાદિક ઉપર નહી સ્નેહ | ઇશ્વર પરિધાન—ઇશ્વરને અર્પ્યા વગર કરે નહિ જળપાન સર્વ સમર્પિ જે રહે તે ઇશ્વર પરિધાન |

## યોગના આઠ અંગ

યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા, સમાધિ.

## દસ સિધ્ધિઓ

(૧) અણીમા—સુક્ષ્મથી સુક્ષ્મ બને
(૨) લઘીમા--શિઘ્ર ગતિ સઘળે કરે
(૩) મહીમા--સર્વે જન પુજા કરે
(૪) પ્રાપ્તિ--ઇચ્છે તે આવી મળે
(૫) કામ્યા--ઇશ્વિર સમ વ્યાપક રહે
(૬) વશીતા—લોક માત્ર વશ રહે
(૭) ઇશીતા--ઇશ્વર સરખો બને
(૮) ઐશ્વર્ય—ઇચ્છે ત્યાં જઈ શકે તેવો દેહ ધરે

### યોની

અંડજ, જરાયુજ, સ્વેદજ, ઉદભવિજ

### સૃષ્ટિની ઉત્પત્તિ

સંવત ૧૯૯૧ થી. ૧૯૭,૨૯ ૪૯,૦૩૫ વર્ષ થયા પ્રલયકાળ સંવત ૧૯૯૧ થી ૨૩૪૭૦-૫૦૯૫૬ વર્ષ રહ્યા.

### સટદર્શન.

(૧) સાંખ્ય દર્શન–આચાર્ય કપિલમુની
(૨) યોગદર્શન–પંતાજલી
(૩) વૈશેષિક દર્શન–કણાદ મુની
(૪) ન્યાય–ગૌતમમુની
(૫) મીમાંસા–જૈમુની
(૬) વેદાંત–વ્યાસ મુની (ઉત્તર મીમાંસા અને પૂર્વ મીમાંસા )

### ભગવાનના ૭ ગુણ

ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન, વૈરાગ્ય

### પરમાત્મા=૨૪

૫+૨+૪।।+૮+૪।।=૨૪

ભગવાનના ચોવીસ અવતાર, તેમાં મુખ્ય દશ અવતાર છે.

૧ સનકાદિ, ૨ વરાહ, ૩ નારદ, ૪ નરનારાયણ. ૫ કપીલ,

૬ દત્તાત્રય ૭ યજ્ઞાવતાર, ૮ ઋષભદેવ, ૯ પૃથુરાજ, ૧૦ હંસ ભગવાન, ૧૧ હરિ, ૧૨ મત્સ્યાવતાર[૧], ૧૩ કુર્મ[૨], ૧૪ ધન્વંતરી, ૧૫ મોહીની, ૧૬ નૃસિંહાવતાર[૩], ૧૭ વામન અવતાર[૪], ૧૮ પરશુરામ[૫], ૧૯ વેદવ્યાસ, ૨૦ રામ ચઈતર સુદ ૯[૬], ૨૧ બળરામ[૭], ૨૨ કૃષ્ણ[૮], ૨૩ બુદ્ધ[૯], ૨૪ કલ્કી[૧૦], જેઠ સુદ ૨.

---

## પ્રકરણ ૮ મું

| હિંદુ કેવો હોવો જોઇએ | હિંદુ કેવો ન હોવો જોઇએ |
|---|---|
| (૧) હિંદુ દેવ, ધર્મ, અને સંસ્કૃતિને માટે ગમે તે ક્ષણે મરવાને તૈયાર હોવો જોઇએ. | (૧) હિંદુ વિશ્વાસઘાતી શિસ્ત વગરનો સ્વચ્છંદી, ડરપોક, અને રોતલ ન હોવો જોઇએ. |
| (૩) હિંદુ નિત્ય સુસજ્જ, અને દંડધારી હોવો જોઇએ. | (૨) હિંદુ પરાધિન, ઘેલો, અને દુર્મુખ ન હોવો જોઇએ. |
| (૩) હિંદુ પરધર્મીઓથી મા, બહેનોનું રક્ષણ કરવાને ગમે તેવા સંકટોમાં કુદી પડવાને તૈયાર હોવો જોઇએ. | (૩) હિંદુ પોતાના પેટનો ખાડો ભરવા માટે સમાજની હોળી કરનારો ન હોવો જોઇએ. |
| (૩) હિંદુ સશક્ત અને તેજપુંજ હોવો જોઇએ. | (૪) હિંદુ દેશદ્રોહી અને ધર્મદ્રોહી ન હોવો જોઇએ. |
| (૫) હિંદુની દ્રષ્ટી તેજસ્વી, તીક્ષ્ણ અને શત્રુના અંતઃકરણનો પત્તો મેળવનારી હોવી જોઇએ. | (૫) હિંદુ અન્યાય, જુલ્મ, અને અપમાન સહન કરનારો ન હોવો જોઇએ. |

| | |
|---|---|
| (૬) હિન્દુ હિન્દુને શ્રીમંત કરનારો અને હિંદુઓનો આહટ હોવો જોઈએ | (૬) હિંદુ આત્મઘાતી અને પરાવલંબી ન હોવો જોઈએ. |

---

## પ્રકરણ ૯ મું

આ નગર છે, એને ધ્યાન દઈને સાંભળજો. આ કાયા નગરનું મુળ રાજા જીવસિંહજીભાઈ છે. દિલ સદભાઈ દેવસિંહ અને મંજીર ભાઈ વજીર છે. અને ક્રોધજીભાઈ ફોજદાર છે. લોભચંદજી લશ્કરી છે. અને મોરારજીભાઈ મામલતદાર છે. અને ધીરજરામ વહીવટદાર છે. અને ધનજીભાઈ સેનાધારી છે અને પરનિંદાભાઈ પોલીસ પટેલ છે. કામદેવભાઈ કામદાર છે, અને જડતાભાઈ જમાદાર છે. તરકભાઈ કોટવાર છે. વિવેકભાઈ વણઝારો છે. અને ધર્મસીંહ શેઠ મોદી છે. બે આગલા પટાવાળા છે. અને બે ચઢવાનાં ઘોડા છે.

આ નગરીને માટે દશ દરવાજા છે, ૫૨ બજાર છે, ૮૪ ચૌટા છે, ૭૨ કોઠા છે, ૭ પરા છે, ૯૦૦ નદી છે, ૯૬૦૦ નારા છે, ૧ મિનીટના ૧૫ શ્વાસ ચાલે છે અને ૨૪ કલાક ૨૧૬૦૦ શ્વાસ ચાલે છે. ત્યાં શ્રી કોઠાચર પર્વત છે. ત્યાં દશમો દ્વાર છે.

હે ! નારાયણ પ્રભુ ત્યાં તમારો વાસ છે. ત્યાં બે દરવાજા, પૂર્વ ભાગમાં છે. તેથી ભૂત, ભવિષ્ય અને વર્તમાન દેખાય છે. બે દરવાજા ઉત્તર અને દક્ષિણમાં છે. એથી ઉચ્ચાર શબ્દ સાંભળવાનું જ્ઞાન થાય છે. બે દરવાજા મધ્યમાં છે, તેથી સુગંધ અથવા દુર્ગંધની જાણ થાય છે.

બે દરવાજા પશ્ચિમ ભાગમાં છે. તેથી મલ, મુત્ર, કચરો કાઢી નાખવામાં આવે છે.

તેમાં એક દરવાજો મુખ છે. તેમાં ૩૨ શાહુકારો બેસે છે.

અનાજ, જલ, ખરીદ કરીને પૂરું પાડે છે. તીખો, ખારો, સ્વાદીષ્ટ વિગેરે જાણવાવાળો 'દલાલ' પણ રહે છે. આમ જ્યારે ૪૦ વર્ષ સુધી જવાનસિંહજીભાઇનું રાજ હતું, ત્યાં સુધી આ નગરી સચેત હતી.

એવી નવી નગરીનાં ફંડમાં જીવ ફસાયો છે. મૃગજળની મોજમઝા લુંટી રહ્યા છે. કર્મ, અકર્મ ટેવ લગાવી રહ્યા છે. છેવટે સરવાળો જોતાં ખોટ ગણાય છે.

૪૦ વર્ષ સુધી જવાનસિંહજીનું રાજ હતું, હજુ જવાનસિંહ-જીભાઈ આવી દાવ દઇ છે. બાવટા સામ રંગના હતા. તે ફેરવીને સફેદ વાળ કરી નાખ્યાં છે તે ઉપરાંત નાના પ્રકારના રોગ, લોભ, મોહ એની ગલોલીઓ વરસાવીને આ નગરીને જર્જરીભૂત પાયમાલ કરી નાખ્યાં છે. તે સમયે કાયા નગરી કંપી ઉઠે છે. અને મસ્તક પુરી ડોલી ઉઠે છે, હસ્તક પુરી ધ્રુજી ઉઠે છે કરણ પુરી ઉજ્જડ થઇ ગઇ છે.

નેત્રાપુરી ટપકવા લાગી ગઈ છે. નાસ્કાપુરી વેવરાઈ છે. પેટ-લાપુરીમાં માલ ખપતો નથી. પટાવાળા કામ કરતા નથી, અને ઘોડાઓ થાકી ગયા છે. તે સમાનનાં તમામ અમલદારો જર્જરી ભૂત થઇને દેવારા કુંકે છે. દુકાનો ઉપાડી ઉપાડીને ફેડે ફેડે ચાલતા થયા છે. બે ચાર ચોકડાઓ રહી ગયા છે. આ નગરીનાં મંજીભાઈ વજીરને પકડવાને કાલ નામે પોલીસ ટિકિટ એજન્ટ વોરન્ટની સાથે દસે દરવાજે સહેલ મારી રહ્યા છે.

## પ્રકરણ ૧૦ મું

# મનુષ્ય જન્મની દુર્લભતા, ઉત્તમતા અને તેનું કર્તવ્ય

**॥ अयं नृदेहोऽखिलजन्मशोभनम् ॥**

આ ભરતખંડને વિષે આર્યકુલમાં સર્વાંગે સમ્પૂર્ણ મનુષ્ય દેહ પામવો અત્યંત દુર્લભ છે. કેમકે આ દેહ કરીને કાળ, માયા, પાપકર્મથી, અને મોક્ષમાર્ગના વિરોધી કામક્રોધાદિક દોષોથી મુક્ત થવાય છે. સુખસિન્ધુ શ્રીહરિના સુખપુર ધામને આજ માર્ગે પામી સુખી થવાય છે. ચોરાસી લાખ જાતના દેહ છે. ૪ લાખ મનુષ્ય, ૩૦ લાખ પશુ, ૧૧ લાખ કૃમી ૧૦ લાખ પક્ષી, ૯ લાખ જળચર, ૨૦ લાખ વનસપતિ પછી એ સર્વ દેહ કરતા મનુષ્ય દેહ અત્યંત દુર્લભ અને સર્વ સુખને આપવાવાળો છે. મનુષ્ય દેહથી જે સિદ્ધિ થાય છે, તે દેવલોકવાસી દેવોથી પણ થતી નથી આ લોક શિવાય બીજા પાતાળથી સત્ય લોક પર્યન્તના કોઈપણ લોકમાં મોક્ષદાતા સત્પુરુષોનો અને સત્ શાસ્ત્રોનો સંબંધ નથી એ વિના આ જીવ દુઃખી થતો મટતો નથી અને સુખી પણ થતો નથી.

આ મનુષ્ય દેહ મળવો અત્યંત દુર્લભ છે. તેથીજ આ દેહને ચિન્તામણિ કામધેનુ કલ્પવૃક્ષ અને સ્પર્શમણિ વગેરેની ઉપમાઓ દેવાય છે. મોટા મોટા ઈન્દ્રાદિક દેવતાઓ પણ મનુષ્યદેહ પામવાને ભગવાનની પ્રાર્થનાઓ કરે છે.

**अहो अमीषां किमकारि शोभनं**
**प्रसन्न एषां स्विदुत स्वयं हरिः ।**

**यैर्जन्म लब्धं नृषु भारताजिरे**
**मुकुन्दसेवौपयिकं स्पृहाहि नः ॥**

અહોહો ! આ ભયતારક ભગવાનની સેવાના ઉપયોગમાં આવે મનુષ્ય જન્મને આ ભરતખંડ રૂપ આંગણાને વિષે જે જીવો પામ્યા છે. તેમણે એવાં શું શુભકર્મ કર્યાં હશે, જેથી એમને મનુષ્ય જન્મ પ્રાપ્ત થયો છે ! અમે તો ઘણા કાળથી એ મનુષ્ય જન્મની સ્પૃહા કરીએ છીએ, પણ મળતો નથી. માટે એમ જણાય છે કે. કેવળ ભગવાનની કૃપાથી જ એમને આ મનુષ્ય જન્મ મળ્યો હશે. એ દેવોને વૈભવ, વિષય, વિલાસ ને આયુષ્ય વગેરે તો વિપુલ છે, પણ ત્યાં મોક્ષનું સાધન અને મોક્ષમાર્ગદર્શક સાધુપુરુષોનો કે સત્‌શાસ્ત્રનો સંબંધ બિલકુલ નથી. એ સંબંધ તો આ મૃત્યુલોકની ભારતભૂમિમાંજ થઇ શકે છે. માટે તેઓ મનુષ્ય જન્મ મળવાને પ્રભુની પ્રાર્થના કરે છે.

**किं दुष्करैर्नः क्रतुभिस्तपोव्रतैर्दानादिभिर्वा द्युजयेन फल्गुना।**
**न यत्र नारायणपादपंकज स्मृतिः प्रमुष्टा विषयेन्द्रियो त्सवात् ॥**

હે ભગવન ! કોઇથી ન થઇ શકે એવા મહાદુષ્કર યજ્ઞ, તપ, વ્રત અને દાનાદિકે કરીને અમને તુચ્છ એવા સ્વર્ગ લોકની પ્રાપ્તિ થઇ, પણ તેણે કરીને અમારો કાંઇપણ અર્થ સર્યો નહિ. કારણ આ લોકનાં ખાનપાનાદિક વિષય ભોગનું અતિશયપણું છે. તેથી જ અહીં આપના ચરણકમળની સ્મૃતિ બીલકુલ રહેતી નથી. માટે અમારા કાંઇ શેષપુણ્ય હોય, તેપણ કરીને અને બીજી આપની કૃપાએ કરીને અમને આ ભરતખંડની પવિત્ર ભૂમિને વિષે એકવાર મનુષ્યદેહ આપો. આમ દેવો આ મનુષ્યદેહની પ્રાર્થના કરે છે.

**कल्पानां वै गते काले तिसृभिस्सार्धकोटिभिः**
**परिमिते च जीवोऽयं मानुषत्वं प्रपद्यते ॥**

આપણા આઠ અબજ અને ચોસઠ કરોડ વર્ષ થાય ત્યારે બ્રહ્માનો એક દિવસ થાય એવા ત્રીશ દિવસનો એક માસ મળી બાર માસનું એક વર્ષ એવા સો વર્ષ થાય, ત્યારે એક કલ્પ થાય. આવા સાડાત્રણ કરોડ કલ્પ થાય, ત્યારે આ જીવને મનુષ્યદેહ મળે છે. એટલે સર્વાત્મા એવા શ્રીહરિ ભગવાન પોતે દયા કરીને આ જીવને સત્પુરૂષ, સત્શાસ્ત્ર, સદ્ધર્મ અને સત્યાત્મા એવા ભગવાન આ ચારનો શુદ્ધ મનથી સંગ કરનારા વિપ્રવર્યને ત્યાં જન્મ આપે છે એટલે આ જીવ બાલ્યાવસ્થાથી મોક્ષમાર્ગના જ્ઞાનને પામી અમર થઇ જાય છે. માટે આ દેહની અત્યન્ત દુર્લભતા છે.

## મનુષ્ય દેહની ઉત્તમતા—

ગાય, ભેંશ. બળદાદિક પશુઓના ગોબર, મૂત્ર, ચામડું ને હાડકાં સુદ્ધાં પણ કામ આવે છે. પણ આ મનુષ્ય શરીરનું તો કંઈ પણ કામમાં આવતું નથી.

આ શરીરમાં સાડા ત્રણ કરોડ રૂવાડાં, સાત લાખ મુવાળા, વિસ નખ, બત્રીસ દાંત, સો તોલા રૂધિર; હજાર તોલા માંસ અને ત્રણુસો સાઇઠ હાડકાં ભર્યા છે. આવું અપવિત્ર અતિ તુચ્છ આ શરીર છે. છતાં જે કાર્ય દેવોથી સિદ્ધ થતું નથી તે કાર્ય એટલે પરમાત્માના પરંપદની પ્રાપ્તિ આ સ્વલ્પાયુની મનુષ્ય દેહથી થાય છે. માટે આ મનુષ્ય દેહની ઉત્તમતા છે. પૂર્વ ભગવાને સ્થાવર—જંગમા-ત્મક બહુવિધ સૃષ્ટિ કરી, પણ જ્યારે બ્રાહ્મને ( પરમાત્માને ) જોવાની બુદ્ધિવાળા મનુષ્ય દેહને દેખ્યો ત્યારે જ રાજી થયા. જો કે હાથી, હરણ, ગાય, આદિક પવિત્ર દેહ છે, પણ તેનાથી રામ, કૃષ્ણ. ગોવિંન્દ, આદિક ભગવાનનું નામ લેવાતું નથી, કે આત્મશ્રેય સાધન કંઇ કરી શકાતું નથી. તે તો માત્ર મનુષ્યના દેહથી જ થાય છે.

માટે આ માનવદેહ સર્વોત્તમ છે, અને આ દેહથી જ ભવાટ વિના પારને પામી પરમાત્માને ભેટી શકાય છે.

આ ભરતખંડમાં જ્યારે આર્ય કુળમાં, આર્યજ્ઞાતિમાં સર્વાંગે સમ્પૂર્ણ માનવદેહ મળે છે, ત્યારે જ મોક્ષ દ્વાર ઉઘડે છે આવા નરદેહને પામી જે મા, બાપ, સ્ત્રી, છોકરામાં કે આ લોકની સુખ-સાહ્યબીમાં આસક્ત થઈ મોક્ષ સમ્પાદન કરતો નથી. તેને જીતી બાજી હાર્યો અને ભગવાનના ધામને પામી પાછો પડયો જાણવો. જેમ સુવર્ણને બચકાં ભરાતાં નથી કે તેની કઢી કરી પીવાતી નથી. પણ ખાન પાન ને વૈભવાદિ સર્વે એ સુવર્ણમાં રહ્યું છે. તેમ આ દેહ મળમૂત્રથી ભરેલો હોઈ અપવિત્ર છે, પણ એનાથી મહા મોટામાં મોટું આત્મશ્રેય સ્કાર્ય સાધી શકાય છે. તેથી આ દેહજ અત્યન્ત ઉત્તમતા છે.

**મનુષ્ય દેહની કર્તવ્યતા—**

મનુષ્ય દેહે કરીને વિષયથી વિરામ પામવું, જન્મ મરણ રૂપ સંસૃતિથી મુક્ત થવું અને ભગવાનમાં તલ્લીન રહેવું. આજ મનુષ્ય દેહનું કર્તવ્ય છે. પણ ધન, બળ, યશ, અને વિદ્યાદિક સંપાદન કરવું કે મોટા અધિકારી બનવું, એ મનુષ્ય દેહનું કર્તવ્ય નથી. આવા સર્વોત્તમ મનુષ્ય દેહ રૂપી નાવને પામી જે ભવસાગર તરતો નથી તેને શાસ્ત્રમાં આત્મઘાતી કહ્યો છે. સુસાધને કરીને પણ ન પમાય માટે દુર્લભ હરિકૃપાથી પમાય માટે સુલ્લભ અને સાધુ પુરુષો જેના નાવિકો છે, પરકૃપાળુ પરમાત્મા જેના સુકાની છે એવા નરદેહ રૂપ નાવને પામીને જે મનુષ્ય જન્મ મરણ રૂપ ઘોર સંસાર સાગરને તરતો નથી તે આત્મ હત્યારો છે. માટે અત્યંત દુર્લભ. સર્વાંગે સમ્પૂર્ણ, મનુષ્ય જન્મને પામી સંસારોચ્છેદક સુખાનન્દ પ્રભુનો સમાશ્રય કરવો. છતાં જે પુરુષો ખાનપાન વિષય અને વૈભવાદિકે

કરીને કેવળ ઈન્દ્રિયોને જ લાડ લડાવે છે, તે તો જેમ પાન કરવા માટે હાથમાં લીધેલા અમૃતને પ્રમાદથી ઢોળી નાખે તેમ આ મોક્ષનાં સાધન ભૂત નરેરત્નને ગુમાવી દે છે. તો એના જેવો કોઈ કમભાગી, કુકર્મી ન કહેવાય. માટે આ દેહે કરીને પોતે પોતાના ગુરુ બની હંમેશા પરબ્રહ્મ પરમાનન્દ પરમાત્માનાં ચરિત્ર ગાવાં, સાંભળવા, સંભારવા, અને હાલતા ચાલતા ખાતા, પીતા, દરેક શુભાશુભ ક્રિયામાં તેમના નામનું ઉચ્ચારણ કરવું એ જ આ મનુષ્ય દેહનું કર્તવ્ય છે.

## ભૂ-આદિક લોકોનું સંક્ષિપ્ત વર્ણન—

ભરતખંડ અને તેમાં મળતાં માનવ દેહની શ્રેષ્ઠતાનો સંપૂર્ણ ખ્યાલ આપવા માટે ચૌદ લોકની રચનાનો કંઈક પરિચય કરાવવો જોઈએ. અને એ પરિચય પ્રસ્તુત પ્રસંગને ઘણી રીતે પુષ્ટિકર્તા થઇ પડશે. માટે જણાવું છું કે, બ્રહ્માંડની અંદર કુલ ચૌદ લોક છે. આ ચૌદ લોકમાં આપણો ભૂર્લોક વચમાં છે. તેના પર ભૂવર, સ્વર, મહર, જન, તપ, અને સત્ય એમ છ લોક આવેલા છે. આમાં ભૂવર લોકમાં મલિન દેવો રહે છે. સ્વર્ગમાં ઈન્દ્રાદિક દેવો રહે છે. તેના પર મહરલોકમાં અર્યમાદિક પિતૃઓ રહે છે. તેમના પર જન અને તપ એ બેમાં ભૃગ્વાદિક ઋષિઓ રહે છે. અને તેના પર છેલ્લા સત્ય લોકમાં આ બ્રહ્માંડના અધિષ્ઠ બ્રહ્મા રહે છે.

આપણા આ ભૂર્લોકથી હેઠે સાત લોક છે. એમાં અતલ, વિતલ, ને સુતલ એ એક બીજાથી નીચા છે. એ ત્રણેમાં દૈત્યો રહે છે. તેથી નીચેના તલાતલ, મહાતલ, અને રસાતલ એ ત્રણમાં દૈત્યો રહે છે. તેથી નીચેના તલાતલ, મહાતલ, અને રસાતલ એ ત્રણમાં રાક્ષસો રહે છે. અને સૌથી નીચેના સાતમા પાતાળમાં નાગ લોકો રહે છે. આ ચૌદ લોકથી આપણો ભૂર્લોક શ્રેષ્ઠ છે.

આપણા આ મૃત્યુ લોકમાં સાત દ્વિપો આવેલા છે. તેમાં સૌથી મધ્ય ભાગમાં પહેલો ચાર લાખ ગાઉના વિસ્તાર વાળો જમ્બુદ્વિપ આવેલો છે તેને ફરતો ચાર લાખ ગાઉનો ખારા જળનો સમુદ્ર છે. તેના ફરતો બીજો આઠ ગાઉના વિસ્તાર વાળો પ્લક્ષદ્વિપ આવેલો છે. તેના ફરતો તેવડો આઠ લાખ ગાઉના વિસ્તારવાળો શેરડીના રસ જેવો મીઠા જળનો સમુદ્ર છે. તેના ફરતો ત્રીજો સોળ લાખ ગાઉના વિસ્તારવાળો શાલ્મલી દ્વિપ છે. તેના ફરતો તેવડો સોળ લાખ ગાઉનો દારૂ જેવા દુર્ગંધ જળનો સમુદ્ર છે. તેના ફરતો ચોથો બત્રીસ લાખ ગાઉના વિસ્તારવાળો કુશદ્વિપ આવેલો છે. તેના ફરતો તેવડો બત્રીસ લાખ ગાઉનો ઘી જેવો જળનો સમુદ્ર છે. તેના ફરતો પાંચમો ચોસઠ લાખ ગાઉનો વિસ્તારવાળો ક્રોંચ દ્વિપ આવેલો છે. તેના ફરતો ચોસઠ લાખ ગાઉનો દૂધ જેવો જળનો સમુદ્ર છે. તેના ફરતો છઠ્ઠો એક લાખ ને અઠ્ઠાવીસ હજાર ગાઉના વિસ્તારવાળો શાક દ્વિપ છે. તેને ફરતો તેવડો જ એક લાખ અઠ્ઠાવીસ હજાર ગાઉનો દહીંના ઘોળવા જેવા જળનો સમુદ્ર છે. અને તેને ફરતો સાતમો બે લાખ છપ્પન હજાર ગાઉના વિસ્તારવાળો પુષ્કર દ્વિપ છે. તેને તેવડો જ બે લાખ છપ્પન હજાર ગાઉનો સુધા જેવો જળનો સમુદ્ર છે. આ પ્રમાણે આ મૃત્યુ લોકમાંના આ સાતે દ્વિપોમાં આપણો જમ્બુદ્વિપ તે સર્વ દ્વિપોમાં સર્વ શ્રેષ્ઠ છે.

આ જંબુદ્વિપમાં નવ નવ હજાર યોજનના વિસ્તારવાળાં નવ ખંડો આવેલાં છે. એ નવ ખંડોની મધ્યે ઇલાવૃત્ત નામના મધ્ય ખંડમાં સુવર્ણના ગિરિરાજ મેરૂ પર્વત આવેલો છે. તે એક લાખ યોજન ઉંચો છે. તેનો ઉપરનો વિસ્તાર બત્રીસ હજાર યોજનનો છે. મૂળમાં તેનો વિસ્તાર સોળ હજાર યોજનનો છે. અને તેટલો જ સોળ હજાર યોજન જમીનમાં દટાયેલો છે.

આ બ્રહ્માંડના ચૌદ લોકમાં વસી રહેનારાઓનું તેમના સુખનું

અને વૈભવદિકનું અક્ષરશ: વર્ણન કરવા જોઈએ, તો મોટો એક ગ્રંથ થઈ પડે માટે વિસ્તાર નહિ કરતાં આટલેથી બંધ થાય છે. માત્ર સમજવાનું એટલું કે ચૌદ લોકમાં મનુષ્યલોક શ્રેષ્ઠ છે. મનુષ્યલોકમાં જમ્બુ દ્વિપ શ્રેષ્ઠ છે. જમ્બુદ્વિપના નવ ખંડોમાં ભરતખંડ શ્રેષ્ઠ છે બીજા ખંડો વિષય વૈભવ અને તમામ સુખ સાધનોથી ભરપૂર છે. પણ ત્યાં મોક્ષનું સાધન થઈ શકતું નથી, કે મોક્ષદાતા સદ્‌ગુરૂ સચ્છાસ્ત્રનો યોગ મળતો નથી. તે તો ફક્ત ભરતખંડમાં જ છે. વળી આ ભરતખંડ આર્ય અનાર્ય એમ બે ભાગોમાં વિભક્ત થયેલો છે.

તેમાં નીચેના તેર દેશોને અનાર્ય કહેવામાં આવે છેઃ—

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | બંગાળ | ૫ | સિન્ધ | ૯ | ઇરાન |
| ૨ | નેપાળ | ૬ | કાબુલ | ૧૦ | ઇસ્તમ્બોલ |
| ૩ | ભૂતાન | ૭ | લાહોર | ૧૧ | અરબસ્તાન |
| ૪ | કામાક્ષી | ૮ | મુલતાન | ૧૨ | રશીઆ |
| | | | | ૧૩ | પીલપીલાય |

નીચેના તેર દેશોને આર્ય કહેવામાં આવે છે—

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | પૂર્વ | ૫ | પંજાબ | ૯ | તીલંગ |
| ૨ | વ્રજ | ૬ | ગુજરાત | ૧૦ | દ્રાવિડ |
| ૩ | માળવા | ૭ | દક્ષિણ | ૧૧ | બાર મલાર |
| ૪ | મારૂ | ૮ | મલબાર | ૧૨ | સોરઠ અને અર્ધો કચ્છ |

આમ ઉપર જણાવેલા સાડા બાર દેશોને આર્ય કહેવામાં આવે છે. આ આર્ય દેશોમાં મોક્ષ માર્ગ દર્શક, સત્પુરુષો, સચ્છાસ્ત્ર, સદ્ધર્મ અને એ ત્રણેના આત્માના રક્ષક અને પોષક એવા પરબ્રહ્મ, પરમાત્માનાનો સમ્બન્ધ સાંપડી શકે છે. વળી પરમાત્માના અવતારો પણ

થાય છે. માટે આર્ય દેશોમાં જીવ પોતાનું સંસ્કૃતિથી મોક્ષ કરનારૂ આત્મ શ્રેયસ્સાધન ઘણી સહેલાઈથી સાધી શકે છે. ઉપરોક્ત અનાર્ય દેશોમાં મોક્ષદાતા સદ્ગુરુઓ અને સચ્છાસ્ત્રોનો યોગ અત્યન્ત દુર્લભ છે. તેમજ ત્યાં પ્રભુના અવતારો પણ થતા ન હોવાથી મુમુક્ષુઓને મોક્ષ પ્રાપ્ત કરવો તે તો અત્યન્ત કઠિણ છે. માટે સર્વ લોકથી, સર્વ દ્વિપોથી, સર્વ ખંડોથી ભરતખંડના આર્ય દેશોમાં મનુષ્ય જન્મ મેળવવો એ તો સર્વથી શ્રેષ્ઠત્તમ શ્રેષ્ઠ છે.

આવા અત્યુત્તમ યોગને પામી જે મનુષ્ય પોતાનું શ્રેયસ્સાધતો નથી. તેના જેવો બીજો કોઇ કૃતઘ્ન, નીચ-પાપી અને મંદભાગી નથી. માટે ઉઠો, બેઠા થાઓ અને જેમ બને તેમ અતિત્વરાથી મોક્ષ સાધી લ્યો.

---

## પ્રકરણ ૧૧ મું

મનુષ્યને ભગવાને બધો શક્તિ આપી છે અને પોતાના જન્મમાં પણ બધું ભોગવી શકોને મોક્ષ મેળવી શકે છે તે માટે તો તેમના ચાર પુરૂષાર્થ.

**ધર્મ:**—પરમેશ્વરને ઓળખવો, ભજવો, એને ગમતાં યાને નીતીના કાર્ય કરવાં જેથી આપણા સૌના આત્માનું ભલું થાય એનું નામ ધર્મ.

**અર્થ:**—કમાવું, ઉદ્યોગ કરવો અને પૈસા કમાવો પણ પ્રમાણિકતાથી.

**કામ:**—દરેક જાતની ઇચ્છા પરિપૂર્ણ કરવી એટલે કે કમાવા પછી પૈસો મેળવ્યા પછી બધું ભોગવવું એટલે પછી જ્યારે ભગવાન ભજનમાં અગર ચિત્તવૃત્તિ ફરી જાય ત્યારે બધું ભોગવેલું

હોય તો ચળી ન જાય, માટે કામ એટલે એકલું વિષય વાસના નહિ, પણ કામ એટલે ઇચ્છા અથવા સુખ ભોગવવાની ઇચ્છા.

મોક્ષ—એટલે બધું ભોગવ્યા પછી બંધનમાંથી છુટી જવું તે આ સંસારમાં આપણે જે અજ્ઞાન દુઃખ અને પાપથી ઘેરાયેલાં છીએ તેમાંથી છુટવું. હુંપણું છોડવું, તેનું નામ મોક્ષ આસક્તિ છોડવી તેનું નામ મોક્ષ. મમત્વ છોડવું તેનું નામ મોક્ષ.

તેને માટે ચાર આશ્રમ પાડયા છે કે જેથી મનુષ્ય બધું સંસારમાં રહી બધું ભોગવીને પોતે પરમ પદને પામે યાને મોક્ષ પામે.

ચાર આશ્રમ—

૧. બ્રહ્મચર્યાશ્રમ—બ્રહ્મ એટલે વેદની વિદ્યા ભણવી એટલું જ નહિ પણ એને આચરણમાં ઉતારવી એનું નામ બ્રહ્મચર્ય. ચોવીસ વર્ષ સુધી પાળી ગુરૂને ત્યાં વિદ્યા ધર્મ ભણવી. વળી બ્રહ્મચારીને કેટલું કષ્ટ ભોગવવું પડે છે કે મ્હોટપણામાં પહોંચ્યો તે એશઆરામી ન થતો કઠણ અને મહેનતું થાય.

૨. ગૃહસ્થાશ્રમ—એટલેચોવીસ વર્ષ બ્રહ્મચર્ય પાળી વિદ્યાભણીને પછી પરણવું. યાને ઘર માંડવું. આ આશ્રમનો આધારસ્ત્રી ઉપર છે. તેથી સ્ત્રી પ્રત્યે પ્રેમ રાખવો આ આશ્રમનો મુખ્ય ધર્મ મનુ ભગવાન કહે છે કે જે ઘરમાં સ્ત્રી પુરૂષ એક અર્થ તથા બીજાથી રાજી હોય ત્યાંજ કલ્યાણ રહે છે. વળી કામ આ આશ્રમનો બીજો મોટો ધર્મ દાન. જે આશ્રમમાં કમાવાનો હક તે આશ્રમમાં દાનની ફરજ, ગૃહસ્થાશ્રમમાં પોતપોતાના વર્ણ પ્રમાણે દરેક ઉદ્યોગ કરી, કમાવું અને સંસારનું સુખ ભોગવવું પણ સદાચારમાં રહીને—અને પ્રભુને લક્ષમાં રાખીને આ વાતનું સ્મરણ આપવા સારૂં પૂર્વે દરેક ઘરમાં અગ્નિ હોત્રી

રાખવાનો રીવાજ હતો અને પતિ પત્નિ સાથે બેસીને અગ્નિમાં આહુતિ આપતાં. પતિપત્નિને દંપતિ કહે તો દમ એટલે ઘર એના અને પતિ કહેતા સ્વામિ ધણી માલિક મનુ ભગવાન કહે છે કે સર્વ આશ્રમમાં ગૃહસ્થાશ્રમ શ્રેષ્ઠ છે કારણ જેમ વાયુ ઉપર સર્વ પ્રાણીઓને પ્રાણ આધાર છે તેમ ગૃહસ્થાશ્રમ ઉપર સર્વ આશ્રમનો આધાર છે જેમ સઘળી નદીઓ સમુદ્રમાં જઇને ઠરે છે, તેમ બધા આશ્રમીઓનો વિશ્રામ ગૃહસ્થાશ્રમીને ત્યાં છે કારણ કે બધાનું ત્યાંથી પુરૂ થાય છે. વળી ગૃહસ્થાશ્રમ ભોગવવાથી દરેક જાતના સુખ દુઃખ અનુભવ વિગેરે સંસારના થાય છે એટલે ઘડાઇને બરાબર થયેલો હોય છે જેથી કરીને પછી વાનપ્રસ્થાશ્રમ કે સંન્યાસાશ્રમમાંથી ચળીત થવાતું નથી, કારણકે બધા ભોગ ભોગવ્યા છે. ખરી રીતે તો ગૃહસ્થાશ્રમ ભોગવ્યા પછી અમુક ઉંમર થાય તો ગૃહસ્થાશ્રમ છોડવો જોઇએ. પણ એ દૂરથી વાત છે. પત્નિથી, છોકરાંથી, વહુઓથી, વિગેરેથી હડધૂત થાય તોપણ છોડવું ગમતું નથી એજ માયા.

**વાનપ્રસ્થાશ્રમ**—સંસારનું સુખ ભોગવવું છોકરાંને ત્યાં છોકરાં થઇ ગયા હવે તો ઘરનો વહીવટ છોકરાંને સોંપી સંસારમાંથી નીકળી વનમાં જવું અને પરમાત્માનું ચિંતન કરવું. પહેલાં વનમાં જઇ ફળફુલ ખાઇ ગુજરાન ચલાવતાં અને સ્ત્રી સાથે આવે તો તેને પણ લઇ જતાં પરંતુ યુગના પ્રભાવે દેશકાળને લીધે આવવું અશક્ય થઇ પડયું તેથી વાનપ્રસ્થાશ્રમ જતો રહ્યો તાઢ-તડકો વેઠવો પ્રાણીમાત્ર પર દયા રાખવી એટલે કે એમને સુખે સુખી, દુઃખે દુઃખી થવું—મન પ્રભુમાં ચોટાડવું અને એના સ્વરૂપ સર્વ ગ્રંથો વાંચવામાં અને વિ-ચારવામાં અને ધ્યાન ધારણામાં ખરો વખત કાઢવા તે આશ્રમના મુખ્ય ધર્મ છે.

**સંન્યાસાશ્રમ**— વાનપ્રસ્થાશ્રમમાં હજુ દુનિયા સાથે કેટલાક સંબંધ રહે છે. જેમકે આશ્રમ બાંધીને રહેવું. પત્નિ આવે તો સાથે પરમાત્માના

ચિંતનમાં સાથે રાખવી. પતિથી તો સત્કાર કરવો હોય વિગેરે કરવું પણ વાનપ્રસ્થાશ્રમ પછી સંન્યાસાશ્રમ છે એમાં સઘળાં કર્મોનો અને સંબંધોનો સંન્યાસ કહે તો સંપૂર્ણપણે અને સારીરીતે ત્યાગ કરવામાં આવે છે. સંન્યાસીએ ભીક્ષા માંગીને જે મળે તે એક વખત બપોરે ખાઈ લઈને પરમાત્માનું ચિંતન કર્યા કરવું ગામમાં કે શહેરમાં કે વનમાં પડી ન રહેતાં ફરતાં ફરવું અને પોતાના પવિત્ર જ્ઞાનથી જગતનું કલ્યાણ કરવું. ક્રોધ પામેલા સાથે ક્રોધ ન કરવો અને ગાળ દે તો સામું કુશળ પૂછવું. આપત્તિ શાંત દયાળું ક્ષમાવાળા અને પરોપકારીવૃત્તિથી નિરંતર રહેવું આવા સંન્યાસઆશ્રમના ધર્મ છે.

આ રીતે જોઈ શકશો કે મનુષ્ય અવતારમાં બધું કરી શકે છે, ભોગવી શકે છે અને પોતે પોતાના કર્મથી તરી જાય છે.

---

## પ્રકરણ ૧૨ મું

## કર્મ અને પૂર્વજન્મ

એટલે હિન્દુ ધર્મનો એક મોટો સિદ્ધાન્ત વિષે છે. એ સિદ્ધાન્ત તે કર્મનો મહાનિયમ. વાવીએ તેવું લણીએ. અને કરીએ તેવું પામીએ. પણ તે ફક્ત આજ જન્મનાજ કર્મ પ્રમાણે નહિ પણ આ જન્મ પહેલાંના આપણા કર્મ પ્રમાણે ભોગવવું પડે છે.

**કર્મનો અર્થ**—આ કારણ ભાગ્યની-કરમની રેખાઓથી થતો નથી. કર્મ શબ્દનો અર્થ=કરેલું કામ છે. અને હિન્દુ ધર્મ શાસ્ત્ર કર્મનો બોધ કરે છે. એમાં માણસને આળસુ બનાવાની કે એને માથેથી નિતીની જવાબદારી કાપી નાંખવાની મતલબ નથી. ઉલ્ટું જવાબદારીનું ભાન વધારવાના અને વાવ્યા સિવાય લણશો નહિ

એમ બતાવી માણુસને વધારે ઉપયોગી કરવાનો મુદ્દો છે એટલે કે અત્યારે આપણે જે જે કર્મો કરીએ છીએ તે સુખદુઃખ ઉત્પન્ન કરશે. એટલુંજ નહિ પણ જે જે સુખદુઃખ યા સારી ખોટી સ્થિતિ આપણે હાલ ભોગવીએ છીએ તે પૂર્વે કરેલાં કર્મોનું ફળ છે. એમ એ બતાવે છે ગણ્યા સુખં લોકો તેને નશીબ કહી નિરૂદ્યમી બની પાંગળા જેવા બને છે. અને આ જન્મ તેમજ આવતો જન્મ બગાડે છેઃ કારણ કે નશીબ એ પૂર્વે કરેલાં કર્મોનું ફળ છે. તેમ આ જન્મે જે જે કર્મો કરીશું તે સુખદુઃખ યાને સ્થિતિ ઉત્પન્ન કરશે તે નશીબ યાને ભાવી નથી પણ કરેલાં કર્મોનું ફળ છે.

હવે એક બીજી વાત આ વિચારો આપણે આ જીન્દગીમાં અને આ જીન્દગીમાં આપણી ભૂલો માટે ઘણી ઠોકરો ખાઈએ છીએ આપણા કર્મ પ્રમાણે આપણે ભોગવવું પડે છે. છતાંપણ એટલામાંથી બધો ખુલાસો થતો નથી. આપણે જોઈએ છીએ કે સારા મોટા કર્મનો બદલો આ જીન્દગીમાં મળવો ઘણી વાર રહી જાય છે તે કોઈ કોઈ વાર તો આપણે ધર્મને ઘેર ધાડ પડતી અને પાપીને ઘેર ઘી ખાંડ ઉછળાતા જોઈએ છીએ. પણ જગતનો કોઈ ન્યાયી નિયન્તા પરમેશ્વર હોય અને તે છે જ એમ આપણને વિશ્વાસ અને ખાતરી છે તો જેમ એને મે ચારજ થાય જેમ સૂર્ય પૂર્વમાં જ ઉગે તેમ પરિણામે આ જન્મમાં નહિ તો બીજા જન્મમાં પણ સારા કર્મનું ફળ સારૂં અને ખોટાં કર્મનું ફળ ખોટું થયા વગર રહેજ નહિ.

આમ જીન્દગીની લીટી બંને બાજુએ ભુત અને ભવિષ્ય કામમાં લંબાયલી છે. એમ ન હોય તો અત્યારે કર્યાં કર્મો નિષ્ફળ જાય. અને પૂર્વે કર્યાં વગર હાલની સ્થિતિ આવી પડી છે એમ કહે. પણ ન્યાયી પ્રભુના રાજ્યમાં કેમ સંભવે ?

આ રીતે કર્મના સિદ્ધાંત સાથે પૂર્વજન્મ અને પરજન્મનો એટલે જીવનની અનાદિ અને અનન્ત રેખાનો આપણે જન્મથી જન્મતા નથી અને મરણથી મરતા નથી એ મહા સત્યનો સિધાંત જોડાયેલો અને બંને સિદ્ધાંત પ્રભુનાં ન્યાયીપણા ઉપર રચાયેલો છે માટે કર્મ પ્રમાણે સુખદુઃખ સ્થિતિ જન્મ મરણ, લાભ હાની, ચઢતી પડતી વિગેરે મળે છે. નહિ કે નશીબ અગર ભાગ્ય, પણ એનો અર્થ તો કર્મ જ છે.

---

## પ્રકરણ ૧૩ મું

(૧) બીજાનું હિત કરવું એ આત્માનો વિકાશ કરવાનો એક ઉપાય છે. બીજાઓને છેતર્યા શીવાય શ્રીમંત થઈ શકાતું નથી.

(૨) સભ્યતા અને પવિત્રતા એ કોઈ વ્યાકરણમાં અને બુટ મોજામાં સમાયેલી છે એવું નથી.

(૩) વિચાર અને વર્તનમાં શુદ્ધ રહી અન્યની સેવા કરવામાં જે આનંદ છે તેજ ઉત્તમ પ્રકારનો છે.

(૪) બુદ્ધ અને ઇસુ જેવા વિષયત્યાગી મહાપુરૂષો એજ જગતનું કલ્યાણ કર્યું છે.

×

[૧] પોતાના આત્માને ઓળખે છે, તેનાં દુઃખ નિવૃત્ત થાય છે. ચંચળ ચિત્ત અને સર્વ વિષય દુઃખનું મુળીયું છે.

[૨] દેહની જેટલી ચીન્તા રાખો છો તેટલી નહી પણ અનંત ઘણી આત્માની રાખો.

[૩] મનને ઇષ્ટદેવમાં જોડવું એનું નામ ઉપાસના છે. સત્‌નોજ જય છે. અસત્‌નો નહિ.

[૪] ભલાભુડાં કર્મફળ મૃત્યુ પછી તો શું પણ જીવનમાં એ ભોગવવાં પડે છે.

×

(૧) જેઓ પોતાના દોષો જોઇ શકતા નથી તેઓ કોઇ દિવસ તત્વને જાણી શકતા નથી.

(૨) સ્વાર્થ અને વાસનાની જાળને ત્યાગ કરનાર પવિત્ર આત્માને માટે કોઇપણ જાતની ચીંતા, ભય, કે વિઘ્ન છેજ નહિ.

(૩) નીર્મળ અંતઃકરણથી આત્માનો વિચાર કરવો યોગ્ય છે. જ્ઞાનરૂપી અગ્નિ સઘળા સંચય કરેલા કર્મોને ભસ્મ કરી નાખે છે.

(૪) સંતોષથી રહીને તૃષ્ણાની મર્યાદા ટુંકી કરી નાખવી. સુખ અંતરમાં છે. તે બહાર શોધવાથી નહિ મળે.

×

[૧] વિપરીત ઉપાધી અને પરિસ્થિતિમાં જ અનેક મહાન પુરૂષો થયા છે.

[૨] આત્મસ્વીનો સાક્ષાત્કાર કરાવવો એજ આપત્તિ અને ચિંતા અને દુઃખનો મુખ્ય ઉદ્દેશ હોય છે.

[૩] દાનની કિંમત હૃદયના હેતુથી ઠરાવવાની નથી પણ તેનાં પરિણામથી ઠરાવવાની છે.

[૪] સંસારના મોહરૂપી અજના પાછળ દુઃખનાં ગાડેગાડા સંકળાયેલાં છે જગત એટલા માટે દુઃખી છે કે તે સત્યને સમજતું નથી.

×

[૧] મનુષ્યમાં જેટલો ત્યાગ વૃત્તિ વધારે હોય તેટલોજ તે ઉત્તમ છે. કરોડાધિપતીમાં શ્રદ્ધા રાખશો નહિ પ્રભુમાં રાખો.

[૨] કોઈપણ પદાર્થના મોહમાં ફસીને ક્લેશથી બચવું ધારશો તે તદ્દન અસંભવિત છે.

(૩) કેળવણીથી જો સ્વતંત્રતા, સ્વાધીનતા, અને મોક્ષ ના મળે તો એ કેળવણીને ધીક્કાર છે.

(૪) નીચ કામમાં વીજય મળવો એ ઝેરી મદીરાનું પાન કરવા તુલ્ય છે. રાખી મુકવાં જ હોય તો પત્થર અને સુવર્ણ સરખાં જ છે.

×

(૧) ખરાબ ચોપડીઓનું વાંચન એ ઝેર પીવા સમાન છે. પરાર્થે કર્મો કરવા એ જ કર્મબંધન ટાળવાનો ઉપાય છે.

(૨) સદાચાર એ પુરુષોનો મુખ્ય ગુણ છે, જેનો એ ગુણ નાશ પામે છે, તેનું જીવન ધન અને બંન્ધુ એ સર્વ વ્યર્થ છે.

(૩) મરણ તે લેણાદેણાનો હિસાબ કરવાનો વખત છે. આ ગણુત્રી એવી ચોકસાઈથી ચાલે છે કે રતી માત્રનો ફેર પડતો નથી.

(૪) નીતિનાં નિયમોને માન્ય આપ્યા શિવાય કરાપી શુદ્ધ ધર્મ પામી શકાય જ નહિ.

×

(૧) આળસ એ વીકારની જનેતા છે, માટે એક પળ પણ સદકર્મથી રહીત રહેવું નહિ.

(૨) દરેક પ્રકારનાં દુઃખો આપણને ઈશ્વર તરફ વાળવા જ આવે છે. ધર્મ એટલે આત્માને પરમાત્મા જોડી દેનારી વસ્તુ.

(૩) સત્યનો અનુભવ કરો, સાક્ષાત્કાર કરો, તે જ ક્ષણે તમે મુક્ત સુખી બની શકશો.

(૪) જે પુરુષ આત્મ સ્વરૂપમાં આનંદીત, તૃપ્ત અને સંતુષ્ટ છે, તેને કાંઈ પણ કર્તવ્ય રહેતું નથી.

×

(૧) જે પોતાને મુક્ત અને સ્વતંત્ર કરે છે તે જ મહાન કાર્ય કરી શકશે જે સુખનો સ્વીકાર કરે છે તેને દુઃખનો ભોગ પણ થવુ જોઈએ.

(૨) વિચાર કર્યા વીના જે જે કામો કરીયે તેના ઘણે ભાગે દુઃખ જ ઉભા થવાનો સંભવ છે.

(૩) વીષય વાસનામાંથી વૃત્તી મારો એટલે આત્મ સુર્યનો પ્રકાશ થશે.

(૪) દુર્બળ મનવાળો કદી આત્મીક લાભ મેળવી શકતો નથી. દુનીયાની દરેક વસ્તુઓ ઝુલામણ રુપ છે. બ્રહ્મ જ સત્ય છે.

×

(૧) પરમાત્માને પ્રસન્ન રાખવાથી સમસ્ત વીશ્વ પોતાનું થઈ જાય છે. વસ્તુઓની હંમેશા ઉજળી બાજુ તરફ દ્રષ્ટી રાખજો.

(૨) જેણે પ્રથમ આત્મ સેવા કરી નથી, તેનાથી દેશ સેવા થઈ શકતી નથી. જે જેવી ભાવના રાખશો તે તેવો થશે.

(૩) હૃદય ચોખ્ખા કરો એટલે જગતનું સર્વ જ્ઞાન તમારામાં આવશે. જેવા તમે વિચાર કરશો તેવા જ તમે થશો.

(૪) લડાઈની જડને દુર નાં કરવી અને લોકોને શાન્તીનો ઉપદેશ દેવો એ ઢોંગ છે.

---

# પ્રકરણ ૧૪ મું

## જ્ઞાન પ્રદીપ

### માનવ જીવનની મહત્ત્વતા

જે માણસો પોતાના અમુલ્ય સમયને પૈસાને માટે વેચી નાખે છે તેઓ પૈસાથી ભવિષ્યમાં થવાવાળાં માઠાં પરિણામને સમજી શકતા નથી. અને પૈસો જ એકઠો કરવામાં પોત્રાનું આખુ ય જીવન વેડફી નાંખે છે. આવા માણસો માનવ જીવનમાં મેળવેલા પૈસાથી કાંઈક સારિરીક સુખો પ્રાપ્ત કરી શકે છે. પરંતુ કલ્યાણના માર્ગથી ભ્રષ્ટ થવાથી આત્માને દુર્ગતિના દુઃખોમાંથી બચાવી શકતા નથી.

ધનવાન માણસોને મરતી વખતે એકઠું કરેલું ધન છોડી જવું પડે છે, જેથી કરી તેમને કોઈ પણ પ્રકારનો લાભ મળતો નથી. ઉલટું તે ધન તેમને ચિંતા તથા શોક વધારવા વાળું થાય છે. એટલા માટે જેઓ ધન તથા માન માટે પોતાના અમુલ્ય જીવનને વેચી નાખે છે. તેઓ ભલે પોતાને બુદ્ધીમાન સમજે, પણ તેમનામાં બુદ્ધિનો અંશ પણ હોતો નથી. બુદ્ધિમાન તો તેને જ કહી શકાય કે જીવનના અમુલ્ય સમયને અમુલ્ય કાર્યમાં ખરચે અને અમુલ્ય કાર્ય પણ તેજ કહી શકાય, જેનાથી અમુલ્ય વસ્તુની પ્રાપ્તિ થાય. આ અમુલ્ય વસ્તુ વીત રાગભાષિત ધર્મનું આરાધન કરીને આત્મ વિકાસ કરી પરમાત્મા સ્વરૂપની પ્રાપ્તિ કરવી, અર્થાત વીતરાગ દશાને પ્રાપ્ત કરી મુક્તિ મેળવવી તે છે.

કંચન કામિની, માન-મોટાઈ અને પ્રતિષ્ઠાની આસક્તિમાં ફસાઈને જેઓ પોતાનો અમુલ્ય સમય વ્યતીત કરે છે, તેમનો સમય અને પરિશ્રમ નકામો જાય છે. એટલું નહિ પણ તેમના આત્માનો અધઃપાત થાય છે. ધનની આસક્તિમાં ફસાવેલો લોભી માણસ અનેક પ્રકારનો અનર્થ કરીને ધન કમાય છે. અને પછી ધન કમાયા પછી

ધનને હંમેશા કાયમ રાખવા ઘણો જ કલેશ અને પરિશ્રમ કરે છે. આવા ધનાસક્ત માનુસને પુન્ય માર્ગે દાન વાપરતાં ઘણું જ દુઃખ થાય છે. છેવટે મરતી વખતે બધુંય છોડીને જવું પડે છે ત્યારે તો મરણથી પણ વધારે કષ્ટ અનિચ્છાએ ધન છોડતાં થાય છે. આવા ધનના આસક્ત થયેલાને સદ્‌ગતિ મળી શકતી નથી.

જેવી રીતે ધન કમાવવાની તૃષ્ણા ધર્મ હીન બનાવી આત્માને અધઃપાત કરવાવાળી છે, તેવી જ રીતે સ્ત્રી સંગની ઇચ્છા પણ તેનાથી વધારે આત્માનો અધઃપાત અને અકલ્યાણ કરવા વાળી છે, તો પછી પર સ્ત્રી ગમનનું તો કહેવું જ શું !

પરસ્ત્રી ગમન અત્યન્ત નિંદનીય અને આત્માને મલિન બનાવી ઘોર નરકમાં લઇ જનારૂં છે.

જેમ મુર્ખ રોગી જીભના સ્વાદને વશ થઇને કુપથ્ય કરી મરી જાય છે, તેવી જ રીતે કામી પુરૂષ અત્યંત વિષયાસક્ત થઇને સ્ત્રીનું અમર્યાદિત સેવન કરીને પોતાનો નાશ કરી નાંખે છે. વિલાસની બુદ્ધિથી સ્ત્રીનું સેવન કરવાથી કામની તીવ્રતા થાય છે.

સ્ત્રીનું સેવન કરવાથી બળ, વીર્ય, બુદ્ધિ, તેજ, ઉત્સાહ, સ્મૃતિ અને અન્ય સદ્‌ગુણોનો નાશ થાય છે. અને શરીરમાં અનેક પ્રકારના રોગોની વૃદ્ધિ થઇને મનુષ્ય મૃત્યુ પાસે પહોંચી જાય છે. આ લોકના સુખ, કીર્તી અને ધર્મને ખોઇ નાંખીને માઠી ગતિમાં ચાલ્યા જાય છે. એ જ આત્માનું અધઃપતન છે. એટલા જ માટે સાધુ પુરુષો કંચન અને કામિનીનો મનોવૃત્તિમાંથી ત્યાગ થવો તેનું જ નામ ત્યાગ છે. અને આવો વૃત્તિ ત્યાગ તો, મમતા, અભિમાન અને આસક્તિથી રહિત થયેલો મનુષ્ય જ કરી શકે છે.

માન, મોટાઇ અને પ્રતિષ્ઠાની જાળમાં તો સંસાર છોડીને આત્મશ્રેય કરવાવાળા પુરૂષો પણ ફસાઇ જાય છે. મોટા બનવાની અને જગતમાં પ્રસિદ્ધ થવાની ઇચ્છા તો આત્મ સાધન કરનારાઓને

પણ છોડતી નથી. માન, મોટાઇ અને પ્રતિષ્ઠા પ્રાપ્ત થાય છે. ત્યારે તો તેમને ઘણું જ અમૃત જેવું મીઠું લાગે છે પણ પરિણામે તેજ માન સત્કાર તેમનું વિષથી પણ વધારે અનિષ્ટ કરવાવાળા થાય છે, કારણકે વિષ તો કેવળ દેહનો જ નાશ કરે છે, અને માન-મોટાઇ તેમના આત્માનો સર્વ નાશ કરે છે. અજ્ઞાનતાથી કરવામાં આવતી માન-મોટાઇની સ્પૃહા સારા સારા માણસોના ચિત્તને પણ હલાવી નાખે છે, માટે કંચન-કામિની, માન-મોટાઇના મોહમાં ફસાઇ જઇને પોતાના અમૂલ્ય માનવ જીવનને ન ગુમાવી આત્મ શ્રેય કરવું જોઇએ.

માનવીઓએ મોહ રૂપી મદિરાનો નીસો કરેલો હોવાથી ઉત્તમ-મહા પુરૂષો વારંવાર ઉપદેસ આપી જગાડે છે; છતાં જાગતા નથી, અને અનાદિ કાળથી કરતા આવ્યા તે જ પ્રવૃત્તિઓમાં રાત્રિ દીવસ વ્યતીત રહ્યા છે. જેથી ફરી આધી-વ્યાધી, જન્મ, જરા, મરણના દુઃખોથી છુટી શકતા નથી. માટે વીતરાગના વચનો ઉપર શ્રદ્ધા રાખી મોહનો નીસો ઉતારીને વીતરાગના માર્ગ ઉપર ચાલે તો અવશ્ય દુઃખોમાંથી છુટી જઇ શાશ્વત સુખ મેળવે.

---

## પ્રકરણ ૧૫ મું

### આપણું અપૂર્વ સાહસ

અસાર સંસારને સાર બનાવવા વલખાં માનનારાઓ છેવટે નિરાશ થઇને જ વિદાય થયા છે. બાગ, બંગલા, વસ્ત્ર, ઘરેણાં, નાટક, સિનેમા, મોટર, અનેક પ્રકારનાં મનગમતાં ભોજનો, અનેક પ્રકારનાં વિષય તૃપ્તિનાં સાધનો અને વખતો વખત બદલાતાં મોહના ઉદ્દીપકવેશ, ભાષા, તથા આકૃતી-પ્રકૃતીયોની વિલક્ષણતા વિગેરે વિગેરે વસ્તુઓ અને ભાવો દ્વારા સંસારને સાર બનાવવા બુદ્ધિ તથા જીવન

ખરચીને અથાગ પરિશ્રમ કરવા છતાં પણ આજ સુધીમાં કોઈએ પણ સફળતા મેળવી નથી.

જન્મ્યા પછી માતા પિતાએ ઓળખાણની ખાતર રાખેલાં બનાવટી નામોને સાશ્વતાં બનાવવા અમર રાખવા માટે પણ કોઈ ઓછો પ્રયાસ સેવવામાં આવતો નથી. સમજુ કે અણસમજુ, ત્યાગી કે ભોગી, પ્રાયઃ આખોય માનવ સમાજ નામના પ્રાંસદ્ધીની ખાતર તનતોડ પ્રયત્ન કરી રહ્યો છે. ધનવાળા ધન, જીવન વાળા, જીવન સંયમવાળા સંયમ, ચારિત્ર વાળા ચારિત્ર, જ્ઞાનવાળા જ્ઞાન, બોધવા-વાળા બોધ, અને બુદ્ધિ વાળા બુદ્ધિ, તાત્પર્ય કે પ્રાપ્ય પુન્યોદયથી જેને જે કોઈ બક્ષીસ મળી છે તેનો ઉપયોગ કલ્પિત, બનાવટી અને દેહ વિલયની સાથે સાથે જ નષ્ટ થનારા નામોને ચિરસ્થાયી અથવા તો યુગાન્ત સુધી રાખવાને માટે જ મોટે ભાગે કરવામાં આવે છે.

---

## પ્રકરણ ૧૬ મું

### સુખની શોધમા

ભોગો ભોગવતા સુધી જ મીઠા લાગે છે, પણ પાછળથી તેનાં ફળ ઘણાં જ કડવાં હોય છે. ભોગવ્યા પછી ભોગોના સુખનો અંશ પણ રહેતો નથી. તમે મિષ્ઠાન ખાઓ છો, તેનો સ્વાદ જ્યાં સુધી જીભ પર હોય છે ત્યાં સુધી જણાય છે પેટમાં ગયા પછી તેનો સ્વાદ લેશ માત્ર પણ જણાતો નથી. એટલું જ નહિ પણ તે પછી કોઈ પણ દિવસ ખાધેલા મિષ્ઠાનનો આનંદ મલી શકતો નથી. નાટક જોવામાં પણ જ્યાં સુધી જુઓ ત્યાં સુધી જ આનંદ. પછી તે આનંદનો અંશ પણ રહેતો નથી. આવી જ રીતે બીજી ઈન્દ્ર-યોના વિષયો પણ ભોગ જન્મ હોવાથી ક્ષણિક અને મિથ્યા આનંદ-વાળા હોય છે.

---

# પ્રકરણ ૧૭ મું

## દોષદૃષ્ટિ થવાથી મુક્તિ

સંસારમાંથી મુક્તિ મેળવવાને માટે દોષગ્રાહી બનવાની અત્યંત આવશ્યકતા છે. જ્યાં સુધી સંસારવાસી જીવ સંસારમાં ગુણ જોયા કરે છે, ત્યાં સુધી તે સંસારથી છુટી શકતો નથી. બે વ્યક્તિઓમાં પરસ્પર સબંધ ત્યાં સુધી જ બન્યો રહે છે કે જ્યાં સુધી એક બીજામાં દોષ દૃષ્ટિ થતી નથી અમુક માયાવી છે. મારૂં અહિત કરે છે, મોઢે મીઠું બોલે છે, પણ પાછળથી મારી નિંદા કરે છે વિગેરે વિગેરે એક બીજા પ્રતિ જ્યારે દોષોનું ચિંતવન થાય છે ત્યારે ત્યારે પરસ્પર અપ્રીતી ઉત્પન્ન થવાથી સંબંધ તૂટી જાય છે. પણ ભલો ડાહ્યો છે, ઉપકારી છે, હિતૈષી છે ઇત્યાદિ ગુણો એક બીજામાં જોવાય છે ત્યાં સુધી તો અનુરાગને લઈને એક બીજાથી છેટા પડી શકતા નથી. તેમજ એક બીજાનાં હાની-લાભમાં પરસ્પર હર્ષ-શોકને ધારણ કરેલ છે

ગીત માત્ર વિલાપ છે, સર્વ પ્રકારના નાટક વિડંબના છે, સર્વ પ્રકારના આભૂષણો ભાર રૂપ છે અને સર્વ વિષયો દુઃખ સ્વરૂપ છે. મળ, મુત્ર, રૂધિર, માંસ, આદિ સાત ધાતુનું બનેલું શરીર છે કે જે હમેશાં અપવિત્ર રહે છે અને ધૃણા કરવા લાયક છે. વિષ્ટાથી ભરેલી કપડાની કોથળીને સાબુ ચોપડી પાણીથી ગમે તેટલી ધુઓ અથવા તો અત્યંત સુગંધીવાળું અત્તર ચોપડો તો પણ કોથળીના છિદ્રોમાંથી અશુચી ઝરતા શરીર રૂપ કોથળાને ગમે તેટલી વખત સાબુ ચોળીને ધુઓ કે સુગંધી તેલ ચોપડો તોય તે પવિત્ર કે સુગંધમય બની શકતું જ નથી. સોનુ-રૂપું, ચાંદી-નીલમ, માણેક-હીરા વિગેરે માટી અને પથરા છે મિષ્ટાન્ન અને અન્ય ખાવાના પદાર્થો દુર્ગંધમય તથા અશુચી છે, કે જે ખાધા પીધા પછી પરિ-

જામે આપણને પ્રત્યક્ષ થાય છે. વસ્તુઓ નિરંતર એકરૂપે રહેતી નથી, પ્રત્યેક પળે બદલાતી જ રહે છે, બાળ હોય છે તે જુવાન થાય છે, અને જુવાન થાય છે તે ઘરડા થાય છે. સંસારમાં કોઇ કોઇને બચાવી શકતું નથી, બધા મરણ આધીન છે. બધું ય નાશને આધીન છે, કાળ–મૃત્યુ વસ્તુ માત્રના વિનાશ કરી નાખે છે, લક્ષ્મી ચંચળ છે, આયુષ્ય પાણીના પરપોટા જેવું અસ્થિર છે. વિગેરે વિગેરે.

આ પ્રમાણે જડના ગુણો તથા વિકારોમાં મુક્તાત્માઓ દોષ જોવાની ભલામણ કરી ગયા છે. અને તે વાસ્તવિક છે. કારણ કે જડના ગુણો આત્મા માટે દોષ સ્વરૂપ છે, તેને જ્યાં સુધી ગુણ માની આત્મા ગ્રહણ કરતો રહેશે ત્યાં સુધી પોતાના આનંદ સ્વરૂપને પ્રગટ કરી શકવાનો નથી. માટે દુઃખથી શાશ્વતી મુક્તિ અને ગુણ સ્વરૂપ શાશ્વતો આનંદ મેળવવાની ઇચ્છાવાળા આત્માઓને જડના ગુણોમાં રહેતી અતાત્વિકી દ્રષ્ટિથી નિવૃત્ત થઈને દોષ દષ્ટિ બનાવવાની અત્યંત આવશ્યકતા છે.

---

## પ્રકરણ ૧૮ મું

## સ્વાર્થમય સંસાર

" સંસારમાં સ્વાર્થ સિવાય પ્રેમ કે સ્નેહ જેવી કોઇ વસ્તુ જ નથી. "

દુનિઆનો મોટો ભાગ એમ માને છે કે અમુક મારો સ્નેહી છે, અમુકનો મારા ઉપર પુષ્કળ પ્રેમ છે, અથવા તો અમુક ઉપર મારો ઘણો જ સ્નેહ છે, પરંતુ સ્નેહ અને પ્રેમ જેને કહેવામાં આવે છે તે એક પ્રકારનો સ્વાર્થ છે.

સ્નેહ એટલે કોઇપણ પ્રકારના લોભથી ઉત્પન્ન થયેલી અભિ-

તિને શાંત કરવા રૂપ સ્વાર્થને સાધવા માટે લાગણી સહાનુભૂતિ, મોહના આદિ જે કાંઇ ભાવો દેખાડવામાં આવે છે તેને અજ્ઞાન વર્ગ સ્નેહ કહે છે પણ જ્ઞાનીઓ તો તેને એક પ્રકારનો સ્વાર્થ જ કહે છે, કારણકે લાગણી આદિ ભાવો સ્વાર્થ સાધવાનાં ખાસ કારણો છે.

સંસારમાં મુખ્યત્વે કરીને ધનના લોભથી કરવામાં આવતી પ્રવૃત્તિને જ સ્વાર્થ કહેવામાં આવે છે, પરંતુ સ્વાર્થ અનેક પ્રકારનો હોય છે. કેવળ ધનના લોભમાં જ સ્વાર્થ સમાતો નથી. સ્વાર્થનું ક્ષેત્ર ઘણું જ વિશાળ છે. મનુષ્યોને જેટલા પ્રકારની ઇચ્છાઓ થાય છે. તેટલા જ પ્રકારનો સ્વાર્થ હોય છે. મોટાપુરૂષો કહી ગયા છે કે પ્રયોજન સિવાય મંદ મનુષ્ય પણ પ્રવૃત્તિ કરતો નથી. પ્રયોજન સ્વાર્થને કહેવામાં આવે છે. અને તે પોતાની બુદ્ધિ અનુસાર ઉત્પન્ન થયેલી વસ્તુ મોહનારૂપ ઇચ્છાને કહેવામાં આવે છે.

જગતમાં બે પ્રકારના પુરૂષો હોય છે એક તો જ્ઞાની અને બીજા અજ્ઞાની આ બંને પ્રકારના પુરૂષોમાંથી જે જ્ઞાની પુરૂષો હોય છે. તેમની ઇચ્છાઓ અજ્ઞાની પુરૂષોની ઇચ્છાઓ કરતાં સર્વથા ભિન્ન પ્રકારની હોવાથી તેમના સ્વાર્થની વ્યાખ્યા પણ જુદા જ પ્રકારની થાય છે.

જ્ઞાની પુરૂષો " સ્વ એટલે આત્મા, તેનો અર્થ પ્રયોજન પોતાના સ્વરૂપનું પ્રગટ કરવું, આત્માનો વિકાસ કરવો " આ પ્રમાણે સ્વાર્થની વ્યાખ્યા કરે છે. અને એટલાજ માટે જ્ઞાની પુરૂષો પોતાના આત્માના વિકાસ માટે હંમેશા જગતના સર્વ આત્માઓ ઉપર પ્રેમભાવ રાખીને કોઇને પણ દુઃખ આપતા નથી. સર્વ જીવનું રક્ષણ કરે છે, કોઇપણ જીવનું જીવન તથા સુખ પોતાના ક્ષણિક સુખ માટે નષ્ટ કરતા નથી. જ્ઞાની પુરૂષોનો સ્વાર્થ આત્માના

વિકાસ સિવાય બીજો કાંઈપણ હોતો નથી. આ આત્માનો વિકાસ આત્માની ઓળખાણ થવાથી થાય છે. જેને આત્માની ઓળખાણ થયેલી હોય છે તે કદાપિ ક્ષણિક આનંદ કે સુખને ચાહતો નથી અને એટલા જ માટે તે ક્ષણિક સુખ તથા આનંદના ઉત્પાદક, જડ તથા જડના વિકારોથી હંમેશા વિરક્ત રહે છે. કારણ કે જડ વસ્તુઓથી નિત્ય સુખ, નિત્ય આનંદ તથા નિત્ય જીવનરૂપ તેમનો સ્વાર્થ સિદ્ધ થઈ શકતો નથી. તેમના સ્વાર્થનું સાધક જીવનમાત્રની દયા તથા સંરક્ષણ હોવાથી તેમનો રાગ આત્માઓ ઉપરજ હોય છે. અને આત્માઓ ઉપર રાગ, સ્નેહ, જ્ઞાની પુરૂષો પોતાના સ્વાર્થને માટે જ કરે છે. આ સ્વાર્થ સાચા સ્વાર્થના નામથી ઓળખાય છે. કેમકે જેને દુનિયા પરમાર્થ કહીને બોલાવે છે, જ્યારે તેમનો સ્વાર્થ સિદ્ધ થઈ જાય છે ત્યાર૫છી તેમને કોઈના ઉપર રાગ—સ્નેહ રહેતો નથી. તેમજ દ્વેષ પણ રહેતો નથીઃ અર્થાત તેઓ વીતરાગ દશા પ્રાપ્ત કરે છે.

માતાપિતા પુત્ર ઉપર પ્રેમભાવ દેખાડે છે, તેની તન-મન-ધનથી સેવા કરે છે, તે કાંઈ એવા ઉદ્દેશથી નથી કરતા કે અમને પુન્ય થશે, અમારી સારી ગતિ થશે. અમારૂં આત્મશ્રેય કે આત્મવિકાસ થશે. પરંતુ તેઓ એવી ભાવનાથી પુત્રની સેવા કરે છે કે અમારો પુત્ર મોટો થશે એટલે અમારી સેવા ચાકરી કરશે, વૃદ્ધાવસ્થામાં અમારૂં પાલન પોષણ કરશે. સ્ત્રીનો પતિ ઉપર પ્રેમ, કામ વાસના, પુત્ર પ્રાપ્તિ તથા સુખના સાધનો મેળવવા માટે હોય છે. પતિનો સ્ત્રી ઉપર પ્રેમ કામવાસના, પુત્ર પ્રાપ્તિ તથા ગૃહસ્થાશ્રમ સાચવવા માટે હોય છે. આજ પ્રમાણે બીજા પણ સગાં સંબંધીઓનો પ્રેમભાવ કોઈનો આજીવિકા માટે, તો કોઈનો ધનપ્રાપ્તિ માટે ઈત્યાદિ અનેક પ્રકારના સ્વાર્થને લક્ષ્યમાં રાખીને હોય છે. એક બીજાની સાથે મિત્રતા કરવામાં આવે છે, તે પણ સ્વાર્થ

સિવાય થઇ શકતી નથી. કોઈ આનંદ મેળવવા માટે તો કોઇ દુઃખ વાળાને મદદગાર થવા માટે, કોઈ મોજશોખ ખાતર તો કોઇ ધન-પ્રાપ્તિ કે એવા કોઈ બીજા કોઇ સ્વાર્થને માટે મિત્રતા કરે છે.

ઉપર કહ્યા પ્રમાણે વિચાર કરવાથી સંસારમાં કોઇપણ તે પછી ઉત્તમ પુરૂષ હો કે અધમ પુરૂષ હો, પ્રાણીમાત્ર સ્વાર્થમય તો નથી જ. જ્યાં પ્રયોજન ત્યાં પ્રવૃત્તિ છે. ને જ્યાં પ્રવૃત્તિ છે ત્યાં પ્રયોજન છે.

મોહનો નાશ કરી વીતરાગ દશા પ્રાપ્ત કર્યા સિવાય નિરીક્ષકતા નથી ત્યાં નિઃસ્વાર્થતા હોઇ શકે જ નહીં, મોહના વશ પડેલો સંસારી હિતાહિતનું ભાન રાખ્યા વગર વિવિધ પ્રકારના પદાર્થોને જોઇને વિવિધ પ્રકારથી યાચનાપૂર્વક પોતાને સુખ મળશે, આનંદ મળશે એમ માનીને તુચ્છ, અસાર પદાર્થોને મેળવવા કૃત્રિમ–ખોટો સ્નેહભાવ દેખાડી રહ્યો છે. જેની ખોટાઈ પોતાને સ્વાર્થ પુરો થયા પછી ફીકો–ઝાંખો પડી જવાથી સ્પષ્ટ જણાઇ આવે છે.

મોજ શોખ માટેનો સ્વાર્થ ઘણોજ ભયંકર દુઃખવાળો હોય છે. છળ, પ્રપંચ, અસત્ય તથા અનીતિની આ સ્વાર્થ સાધવામાં ઘણી જ જરૂરત પડે છે, તેમજ વિશ્વાસઘાતને અગ્રસ્થાન આપવામાં આવે છે. મોજશોખથી સ્વાર્થ સાધવા વાળાનો ઉદ્દેશ અધમમાં અધમ કૃત્ય કરીને પૈસો મેળવી આનંદ ભોગવવાનો હોય છે. એમને ધર્મ–અધર્મ બધું ય સરખું હોય છે. એઓ પુન્ય પાપને કાંઈ પણ સમજતા નથી. એમના મોજ શોખમાં કોઈ પણ વસ્તુ વિઘ્નકારક હોય તો તેનો નાશ કરવામાં જરાય સંકોચાતા નથી. માતા, પિતા, પુત્ર, ભગિની જેવાં નિકટ સગાં સ્નેહી એ મોજશોખમાં આડાં આવતા હોય તો તેમનો પણ ઘાત કરતાં તેમને જરાય દયા આવતી નથી. તો પછી બીજાના માટે તો કહેવું જ શું? મોજ શોખના સ્વાર્થીઓના હૃદયમાંથી દયા, દાક્ષિણ્યતા અને લજ્જા આદિ સદ્દગુણો

પલાયન થઇ ગયેલા હોય છે. બીજાના પ્રતિ દેખાડવામાં આવતા એમના ભાવોમાં કૃત્રિમતા ઠાંસી ઠાંસીને ભરેલી હોય છે. એમના અંદર વિષયલોલુપતા પુષ્કળ હોય છે. જીવન નિર્વાહના સ્વાર્થીઓ ઉપકારીનો ઉપકાર ભૂલતા નથી. પણ મોજશોખના સ્વાર્થીઓ તો ઘણાજ ગરજી હોવાથી ગરજ સર્યા પછી ધક્કો મારે છે. જ્યાં સુધી પોતાની ક્ષુદ્ર તૃષ્ણા શાંત કરવામાં વસ્તુ મદદ કરતી હોય ત્યાં સુધીજ તેને ચ્હાય છે, તેની સંભાળ રાખે છે. જ્યાં તે વસ્તુ મદદ કરવામાં અસમર્થ થઇ કે પછી તેની સામે પણ જોતા નથી, માટેજ મોજશોખના સ્વાર્થીઓ કનિષ્ઠમાં કનિષ્ઠ છે અને તે અધમ કોટિમાં ગણાય છે.

સંસારમાં સ્વાર્થ છોડીને પ્રેમ કે સ્નેહ જેવી કોઈ વાસ્તવિક વસ્તુ હોય, અને તે નિઃસ્વાર્થપણે થતી હોય તો સંસારના સઘળાય જડ તથા ચૈતન્ય પદાર્થો ઉપર તે હોવો જોઇએ. પરંતુ અત્રે તો કોઇપણ સ્થળે જોવાતું નહીં, જીવોને જે વસ્તુ અનુકુળ હોય છે અને જેનાથી પોતાનો સ્વાર્થ સધાતો હોય છે, તેને જીવો ચ્હાય છે, તેના ઉપર રાગ—સ્નેહ રાખે છે. અને જે વસ્તુ પ્રતિકુળ હોય જેનાથી પોતાનો સ્વાર્થ બગડતો હોય, તેને ચ્હાતા નથી, તેના ઉપર દ્વેષ રાખે છે, તથા જેનાથી સ્વાર્થ સધાતો ન હોય તેમ બગડતોય ન હોય તેના પ્રત્યે ઉદાસીન ભાવે રહે છે, અર્થાત તેના ઉપર રાગ નથી હોતો તેમ દ્વેષ નથી હોતો. આ પ્રમાણે રાગભાવ, દ્વેષભાવ, અને મધ્યસ્થભાવ ત્રણ પ્રકારના ભાવો સંસારમાં દૃષ્ટિગોચર હોય છે. આ ત્રણ ભાવો કાંઇ આત્માના ધર્મ નથી પણ તે મોહ કર્મજન્ય ઉપાધી સ્વરૂપ છે. મોહનાશ પામવાથી ત્રણ ભાવો નાશ પામી જાય છે. વિશુદ્ધ આત્મામાં આ ત્રણમાંનો એક ભાવ હોતો નથી.

જ્યાં સુધી જીવને સાચી અનુકુળતા સમજાતી નથી ત્યાં સુધી

ક્ષણિક સુખ તથા ક્ષણિક આનંદ આપનાર વસ્તુઓને જ અનુકુળ માને છે.

જેમકે જે માણસથી પોતાને ક્ષણિક સુખની સાધક ધન, ખાન, પાન, વસ્ત્ર, ઘરેણાં, મકાન આદિ વસ્તુઓ પ્રાપ્ત થતી હોય અથવા પોતાની વિષય તૃપ્તિમાં ઉપયોગી થઈ પડતું હોય તેવું માણસ પોતાને અનુકુળ લાગવાથી તેના ઉપર સ્નેહ રાખે છે. જેનાથી પોતાને કાંઈપણ ક્ષણિક આનંદની કે સુખની સામગ્રી ન મળતી હોય, ઉલટું તે મનુષ્ય પોતાના ક્ષણિક આનંદમાં વિઘ્નકર્તા હોય તો તે માણસ તેને પ્રતિકુળ લાગે છે. તેવીજ રીતે જે જડ વસ્તુ ક્ષણિક આનંદ આપનારી હોય તેને અનુકુળ ગણીને તેના ઉપર રાગ રાખે છે.

---

## પ્રકરણ ૧૯ મું

### ક્ષણિક પદાર્થોમાં ન લલચાશો.

ક્ષણિક વસ્તુઓમાં આસક્ત થઈને અનંતુ જીવન ક્ષણિક ન બનાવો. અલ્પજ્ઞ જીવો બે પ્રકારના જીવન માને છે. એક દુઃખ જીવન અને બીજું સુખ જીવન. મોજશોખથી જીવવું તે સુખી જીવન અને સાદાઈથી જીવવું તે દુઃખી જીવન જેને ખાવાને, ફક્ત રોટલાને દાળ જ હોય, પહેરવાને જાડાં ખાદીનાં કપડાં હોય, રહેવાને માટે સાધારણ એક મજલાવાળું મકાન હોય, સુવાને માટે જમીન હોય અથવા શણની દોરીથી ભરેલો ખાટલો હોય. પાથરવાને માટે શેત્રંજી, ગાદડી અથવા સો થીંગડાવાળું ગોદડું હોય. પગમાં પહેરવાને સાધારણ દેશી જોડા હોય અથવા ઉઘાડે પગે ફરતો હોય, માથા ઉપર ચાર છ આનાની ટોપી હોય, ઘરમાં અજવાળા માટે એરંડીયાનું કોડીયું હોય, અથવા ગ્યાસતેલનો ખડીઓ હોય, વાપરવાના વાસણો

માટીના હોય અથવા સાધારણ ત્રાંબા, પીત્તળ કે કાંસાના હોય, હંમેશાં પગપાળો ચાલનાર હોય, જરૂરિયાતો ઓછી હોવાથી સંતોષ રાખીને ફુરસદના સમીપે શાંત ચિત્તથી પ્રભુભક્તિમાં લીન રહેતો હોય આવા પ્રકારની સ્થિતિમાં જીવનારના જીવનને અજ્ઞાની પુરૂષો દુઃખી જીવન કહે છે.

જેને ખાવાને મિષ્ટાન્ન, ફળ, શાક, દુધ, દહીં, ઘી, મેવા, આદિ પદાર્થો હોય, પહેરવાને માટે કિંમતી ઉંચી જાતના રેશમ, મલમલ, જરી વિગેરેના ફેન્સી સિલાઈના કપડાં હોય, રહેવાને માટે બાગબગીચાથી ઘેરાએલાં પચાસ હજાર કે લાખનો બંગલો હોય, સુવાને માટે સુંદર મિનાકારી કારીગરીવાળો સુવર્ણ પલંગ હોય, પાથરવાને રેશમી ખોળવાળાં મણ મણ રૂના ગાદલાં હોય, પગમાં પહેરવાને પચીસ પચાસના બૂટ હોય, માથા ઉપર કસબી તારાવાળી પાઘડી હોય અથવા પચીસની ટોપી હોય, ઘરમાં રાત્રે અજવાળા માટે વિજળીની લાઈટ હોય, ગરમીમાં વીજળીના પંખા ચાલતા હોય, વાપરવાનાં વાસણો સોના, ચાંદીના કે જરમન સીલ્વરનાં હોય, જરૂરીઆતો ઘણી હોવાથી ધન મેળવવા રાતદિવસ ચિંતાગ્રસ્ત રહેતો હોય અનીતિ અને અધર્મથી મેળવેલા દ્રવ્યને રાખવા તથા વધારવા ફાવાદાવા કરતો હોય, ચાલવાનો પણ પરિશ્રમ ન કરતો હોવાથી રોગગ્રસ્ત શરીરવાળો હોય, શોખથી વધારે વિષય સેવવાવાળો હોવાથી શક્તિહીન પુરૂષાર્થહીન હોય વિષયાસક્ત બની વધુ વિષય સેવવાના લોભથી જીવવા અનેક જીવોને મારીને તૈયાર કરેલી દવા ખાવા હંમેશા આતુર હોય, વિષય માટે કે અન્ય અપરાધો માટે મોડી રાત સુધી જાગીને સુતો હોય અને પહોર દિવસ પડે ત્યારે આંખો ચોળતો ઉઠતો હોય, કોઈપણ કાર્ય કરવાને શક્તિહીન કે સત્વહીન બનીને નોકર–ચાકરની વધારે અપેક્ષા રાખતો હોય, મોજશોખ તથા ઘણી જરૂરીઆતોની ચિંતાથી જેને ફુરસદનો સમય બિલકુલ ન મળતો

હોય, સાધુ મહાત્મા યાતો મહાપુરૂષોને જોઈને આંધળો બની જતો હોય. યાચકોના દુઃખ શબ્દો સાંભળવા બહેરો બની જતો હોય, પોતાને જ દેવ તરિકે માનતો હોય સંસારની સઘળી વસ્તુઓ વાપરવાને માટે બનાવી છે એવાં ધર્મના સિદ્ધાંતવાળો હોય, બીજા કંગાલ થઈ દુઃખી થાઓ, મરો કે જહાનમમાં જાઓ પણ પોતે તો ધન ભેગું કરવામાં આવતી પ્રવૃતિઓને જ ધાર્મિક ક્રિયા તરીકે માનતો હોય, આવા પ્રકારની કનિષ્ટમાં કનિષ્ટ ભાવનાયુક્ત જીવન જીવનારને તાત્વિક દ્રષ્ટિની અણજાણ અલ્પજ્ઞ જીવો સુખી જીવન માને છે. અને આવા પ્રકારના જીવનમાં જીવવાની આકાંક્ષા રાખીને કલ્યાણનો માર્ગ છોડી અકલ્યાણના માર્ગે દોરાઈ જાય છે. અથવા તો કલ્યાણના માર્ગમાં રહીને પણ આવા પ્રકારના જીવન માટે પ્રભુ પ્રાર્થના અને ભક્તિ કરે છે.

ધનના લોભી, ધનને જ કિંમતી જીવન માનનારાઓ, ધનના માટે પોતાના પિતા, પુત્ર, ભાઈ, ભગિની માતા જેવા નિકટના સ્નેહિઓના પ્રાણ હરણ કરતાં જરાય ડરતા નથી, ચોર. લુંટારા અને ધાડપાડુઓ ધનના માટે માણસોને મારી નાંખે છે. રાજ્યના લોભથી અનેક રાજપુત્રોને વિષ અપાયાં છે અને અપાય છે. આ બધું શા માટે ? ધન મેળવી મોજશોખ ભોગવવા માટે જીવન વધારવાના હેતુથી ધનદ્વારા જીવન વધારે તેવાં પદાર્થો મેળવી, તેને વાપરી વધારે જીવવાને માટે આ પ્રમાણે જડાસક્ત મનુષ્યો મનુષ્યોના જીવનનો અંત આણે છે.

## પ્રકરણ ૨૦ મું

# મૃત્યુ સમીક્ષા

આ શબ્દ કેટલો ભયંકર છે ? મૃત્યુનું નામ સાંભળતા જ ગાત્ર શિથિલ થઈ જાય છે, ઉદ્વેગ ઉભરાય છે, બેચેની છવાય છે, ધનસંપત્તિ ભુલાય છે, અભિમાન ધવાય છે, વિષયવિકારથી વિરક્ત થવાય છે અને જગત અંધકારમય થાય છે. સાજોતાજો માણસ હોય, જેના નખમાં પણ રોગ ન હોય, તેને કોઇ પ્રસિદ્ધ અનુભવી ડાક્ટર કે વૈદ્ય શરીરની ચિકિત્સા કરીને કહે કે તમે ચાર કલાકમાં મરી જશો, તો તેને જેટલું દુઃખ થશે તેટલું દુઃખ ચર્માસ્થિ અવશિષ્ટ રહી ગયેલા, પાંચ વર્ષથી માંદા, શય્યાશાયી થયેલા, પણ જીવવા માટે વૈદ્યથી ખાત્રી અપાયલાને નહીં થાય.

માનવી મૃત્યુથી ભય પામે છે તે મૃત્યુની વેદનાના સ્મરણથી નહીં; પણ સંસ્કારથી અર્થાત્ અનંતા મરણમાં અનુભવેલી વેદનાનો જીવનકાળમાં જીવને મૃત્યુનો ભય લાગ્યા કરે છે. મૃત્યુ અવસ્થામાં થવાવાળી વેદનાનો અનુભવ તો મરનારને જ થાય છે, પણ તે વેદનાને કહેવાને માટે કોઈપણ પાછું આવતું નથી, અને મરીને જે પાછા આવે છે તે મરણ સમયે અનુભવેલી વેદનાને કહી શકતા નથી; કારણ કે જે દેહમાં મરણની વેદનાનો અનુભવ થયેલો હોય છે તે દેહનો ત્યાગ કરીને જીવે, બીજો દેહ ધારણ કરેલો હોવાથી વેદનાની વિસ્મૃતિ થઇ જાય છે. કેવળ મૃત્યુની વેદનાનું વિસ્મરણ થાય છે. એટલું જ નહીં પણ તે દેહના જીવનકાળમાં અનુભવેલા સુખ-દુઃખ, આપત્તિ-વિપત્તિ તેમજ બીજા પણ અનેક પ્રકારના અનુભવોનું વિસ્મરણ થઇ જાય છે.

જ્યાં સુધી જીવ કર્મોથી ઘેરાયેલો છે ત્યાં સુધી પરાધીનતાને

થઈને શારીરીક વસ્તુઓની સહાયતા સિવાય કાંઈપણ કરી શકતો નથી. જાણવું–જ્ઞાન એ પોતાનો જ સ્વભાવ હોવા છતાં પણ શારીરીક ચક્ષુ આદિ ઇન્દ્રિયોની સહાયતા સિવાય જ્ઞાન પ્રાપ્ત કરી શકતો નથી. સુખ અને આનંદ પણ પોતાના જ સ્વભાવો છે તો પણ તેને મેળવવાને જીવને જડ વસ્તુની જરૂરત પડે છે. જો કે જડદ્વારા મેળવેલા જ્ઞાન, સુખ, અને આનંદ અવાસ્તવિક છે, તોપણ જાણવું–વેદવું પોતાનો સ્વભાવ હોવાથી કર્મના આવરણ નીચે દબાયલો હોવા છતાં પણ અવાસ્તવિક જાણે છે–વેદે છે.

શારીરીક વસ્તુઓના સંસર્ગ માત્રનો અનુભવ કરે છે જીવને શારીરીક વસ્તુઓ દ્વારા અનુભવ કરવાનું મુખ્ય સાધન શરીર છે. શુભાશુભ કર્મનો અનુભવ શરીરમાં જ કરી શકે છે. જ્યાં સુધી સંપૂર્ણ વિકાસ થતો નથી ત્યાંસુધી આત્મા શરીરશૂન્ય રહી શકતો નથી. સંસારમાંથી છુટી જઈને મુકિત મેળવે નહિ ત્યાં સુધીમાં અનંત શરીરો ધારણ કરે છે અને તે બધાંયે ભિન્ન ભિન્ન પ્રકારના હોય છે, અને એટલા જ માટે જ એક શરીરમાં અનુભવેલું બીજા ભિન્ન શરીરમાં વિશિષ્ટ જ્ઞાન સિવાય સાંભળતું નથી. જેથી કરીને કોઈપણ જીવ પોતે અનુભવેલી મૃત્યુની વેદના ભિન્ન શરીરમાં હોવાથી કહી શકતો નથી. જીવ જે જીવનમાં જીવતો હોય તેમાં તેને આધિ, વ્યાધિ, આપત્તિ, વિપત્તિ આદિનો અનેક વખત અનુભવ થયેલો હોવાથી તે સંબંધી વેદનાઓનો સાંભળતાંની સાથે જ સાચી રીતે સાક્ષાત્કાર થઈ જાય છે અને અતિશય ઉદ્વેગવાળો થાય છે; પણ શાસ્ત્રમાં કહેલી મૃત્યુની વેદના સાંભળવાથી સાક્ષાત્કાર તો થતો નથી, પરંતુ સંસ્કારોને લઈને વેદના સંબંધી અસત્કલ્પના કરીને ભય પામે છે.

પ્રાણીમાત્ર જાણે છે કે મૃત્યુ અવશ્ય થવાનું જ છે, છતાં

શારીરીક વસ્તુઓની મમતાને લઈને મરણથી ભય પામે છે. પુન્ય-કર્મના બળથી જેમની પાસે લાખોની કરોડોની મિલકત હોય. અને શારીરીક સુખનાં સાધન ઓઓ, બાગ, બંગલાં, મોટર, નોકર, ચાકર વગેરે હોય અને જો તેઓ તાત્વિક જ્ઞાનથન્ય હોય તો અજ્ઞા-નતાથી ધર્મ કર્મ ભૂલાવીને વિષયોમાં ચોવીસ કલાક લીન રહેતા હોવાથી તેમને મૃત્યુ સમયે ધન સંપત્તિ રહિત સાધારણ મનુષ્યો કરતાં બમણી વેદના થાય છે, કારણ કે બાહ્ય સંપત્તિ વગરના સાધા-રણ જીવોને તો કેવળ શરીરની મમતા હોવાથી શરીર માત્ર છોડવાની વેદના થાય છે, પણ શારીરીક સુખના સાધનરૂપ બાહ્ય સંપતિ જેમની પાસે હોય છે તેમને તો દેહની અને બાહ્ય સંપત્તિની બેવડી મમતા હોવાથી દેહ અને સંપત્તિ બંને છોડતાં બેવડું દુઃખ થાય છે.

આયુષ્યકર્મ ક્ષય થવાથી દેહનું છુટી જવું તે મરણ કહેવાય છે અને તે જીવને ગમતું નથી, કારણ કે જીવને દેહ છોડવો ગમતો નથી અને એટલા માટે જ જીવનમરણનું નામ સાંભળીને ભય પામે છે. જીવને હું દેહથી સર્વથા ભિન્ન છું, દેહનો ધર્મ અને મારો ધર્મ સર્વથા ભિન્ન છે ઈત્યાદિ શરીર અને પોતાના ભેદસ્વરૂપનો સ્પષ્ટ બોધ હોતો નથી પણ હું દેહસ્વરૂપ છું એવી શ્રદ્ધા હોય છે, જેને લઈને ચોવીસે કલાક દેહની સેવામાં બન્યો રહે છે. શરીરની આ-કૃતિ, સંઘર્ષણ, સંસ્થાન કે રૂપ સારૂં ન હોય તો મનમાં ખેદ પામે છે શરીર નિર્બળ હોય તો સબળ બનાવવા મથે છે. સુકાઈ ગયું હોય તો પુષ્ટ બનાવવા મથે છે. અને અનેક જીવોનો વિનાશ કરીને પણ શરીરને સાચવવા ઉદ્યમવાળો રહે છે.

પ્રાણીઓને બાહ્ય સંપત્તિ કરતાં પણ શરીર ઉપર વધારે મમતા હોય છે. તીવ્રતર લોભના અપવાદ સિવાય પ્રસંગ પડે શરીર બચાવવા બાહ્યની સઘળીએ સંપત્તિ જતી કરે છે. કોઈ

બળાત્કારે શરીર છોડવવા પ્રયાસ તો દૂર રહ્યો પણ ભાવના માત્ર રાખે તો પણ તેના પૂર્ણ દ્વેષી થાય છે. દ્રવ્ય હરણ કરવામાં તેટલું દુઃખ થતું નથી કે જેટલું પ્રાણહરણ કરવામાં થાય છે.

જીવને બાહ્ય સંપત્તિ શરીર ઉપર વધારે મમતા હોવાનું કારણ માત્ર એટલું જ છે કે શરીરની સાથે ઓતપ્રોત થઈને અવતરે છે અને દ્રવ્યાદિ બાહ્ય સંપત્તિઓ પાછળથી પ્રાપ્ત થાય છે. જેમ એકજ જીવનમાં બાહ્ય સંપત્તિનો અનેક વખત સંયોગવિયોગ થાય છે તેમ દેહનો અનેક વખત સંયોગવિયોગ થતો નથી. દેહનો એક વખત પણ વિયોગ થાય તો ફરીને તેજ દેહનો સંયોગ થતો નથી, તેમજ દેહનો વિયોગ થવાથી જીવન તથા બાહ્ય સંપતિનો પણ વિયોગ થઇ જાય છે; પણ બાહ્ય સંપતિનો વિયોગ થવાથી દેહ તથા જીવનનો વિયોગ થતો નથી. અને એટલા માટે જ જીવને દેહ ઉપર વધારે મમતા હોવાથી તેનો છુટો જવાનો મોટો ભય રહે છે.

મૃત્યુને કાળ અથવા તો ક્ષેત્રનો પ્રતિબંધ નથી. ગમે તે કાળે અને ગમે તે સ્થળે આવી શકે છે. મૃત્યુ આવ્યા પછી એક ક્ષણ પણ વિલંબ કરતું નથી. અધૂરાં કાર્ય પૂરા કરવા દેતું નથી; સગા-સંબંધીને મળવા દેતું નથી; પ્રમાદવશ થયેલા અવ્યવસ્થિત જીવને વ્યવસ્થિત કરવા દેતું નથી. અને જીવને સીધો પરલોકના પંથે પ્રયાણ કરાવી દે છે. રસ્તામાં ચાલ્યા જતા હોઈએ, અનેક પ્રકારની આશા તૃષ્ણાઓના ઉભરાઓ ઉપરાઉપર આવી રહ્યા હોય, ઉત્તરોઉત્તર અનેક કાર્યો સિદ્ધ થવાની સંપૂર્ણ ખાતરીથી આનંદ તથા હર્ષ હૃદયમાં સમાતો ન હોય એવે સમયે અને એવે સ્થળે જેમ બાજ-પક્ષી ચકલાને ઉપાડીને લઇ જાય છે તેમ મૃત્યુ જીવને ઝડપથી લઇ જાય છે. કે તરતજ માનવીની સંકલ્પસૃષ્ટિનો પ્રલય થઇ જાય છે.

લાખો–કરોડોની જંગમ–સ્થાવર મિલકત હોય, સ્ત્રી, પુત્ર, પુત્રી, કાકા-ભત્રીજા, માતા–પિતા, ભાઇ–ભગિની આદિ બહોળું કુટુંબ હોય, ઘરની પેઢી સુધી પણ પગપાળા ન જવું પડતું હોય, પાંચ દશ દાસ–દાસીઓ પડતો બોલ ઝીલી લેવા હરવખત હાજર ઉભા જ હોય, એવા લૌકિક દૃષ્ટિએ કહેવાતા પાંચ સાત શ્રીમંતો સ્વસંપત્તિના ગર્વમાં ચકચૂર બનીને આનંદથી મોટરમાં બેસીને લટાર મારવા નીકળી પડયા હોય અને કોઈ એક ઉપવનમાં વૃક્ષોની ઘટામાં અનેક પ્રકારની ક્રીડામાં સ્વર્ગીય સુખ અનુભવી રહ્યા હોય, એવામાં મૃત્યુ આવીને જીવનદીપક બુઝાવી નાંખે છે અને સઘળુંયે અંધકારમય થઈ જાય છે. સંપત્તિ કુટુંબ કે સ્વર્ગીય સુખમાંથી તેમની પાસે અંશ માત્ર પણ અવશિષ્ટ રહેતું નથી.

મમતાળુ માનવી અજ્ઞાનતાને લઈને મોતની કળાને કળી શકતો નથી મોતના કાવાદાવા સમજી શકતો નથી. અને ઘણીજ રાજીખુશીથી મોતને મળવા તેની બતાવેલી દીશામાં પ્રયાણ કરે છે; અર્થાત્ વિષયાસકત બનીને હદ ઉપરાંત વિષય સેવે છે.

ક્રોધના આવેશમાં ખૂન કરે છે, અથવા તો કૂવો હવાડો કરે છે: માનના આવેશથી અનેક દુશ્મનો ઊભા કરે છે. માયાને વશ થઈને અનેક ખટપટો કરીને અને વિશ્વાસઘાત કરીને અનેકનો દ્રોહી બને છે. લોભમાં વશ થઈને સમુદ્ર તથા મહાન અટવીઓ ઓળંગે છે. આ પ્રમાણે મૃત્યુની દિશામાં પ્રયાણ કરવાથી પરિણામે મૃત્યુ જીવન સર્વસ્વ ઝુંટવી લે છે જેથી કરીને જીવનથી દરિદ્રી થયેલો માનવી પરલોકમાં પ્રયાણ કરી જાય છે.

ધનસંપત્તિ, કુટુંબપરિવારની ગર્વોષ્માથી ફુલ્યોફાલ્યો થયેલો માનવી બધુંયે કાંઈ સાથે લઈને ફરતો નથી. સાથે તો ફકત શરીર ઉપર બેચાર વસ્ત્રો કે બેચાર ઘરેણાં અને એથીય વધારે ગણીએ તો

ખીસામાં બસો, પાંચસો કે હજારના નાણાં. બાકીની સંપતિ તો જ્યાંની ત્યાં પડેલીજ રહે છે, કેવળ સંપત્તિનું અભિમાન જ પોતાની સાથે રાખે છે અને મનમાં મમતાના ઊભરાથી પોતાને સુખમાં નિમગ્ન જુએ છે. આવો માનવી નાટક–સિનેમા જોવા બેઠેલો હોય છે, નાટકસિનેમામાં સંગારરસપૂર્ણ દૃશ્ય જુએ છે, કામવાસનાથી વાસિત હૃદયે દૃશ્ય પ્રમાણે ઘેર જઈને વર્તવા મનસૂબો કરે છે, કામેચ્છા શીઘ્ર પૂર્ણ કરવાની હોંશ અત્યંત આતુર બનાવી દે છે અને નાટકસિનેમાની પૂર્ણાહુતિ થતાંની સાથે જ ઉતાવળમાં નાટકશાળાના દરવાજા બહાર નીકળે છે કે તરતજ ઠોકર વાગે છે અને મૃત્યુ જીવન ઝુંટવી લઈને પલાયન કરી જાય છે કે તત્કાળ હોંશના વાદળ વિખરાઈ જાય છે અને બધું યે હતું ન હતું થઈ જાય છે.

સંપત્તિની કે રાજ્યશાસનની સત્તાથી સત્તાહીન થઈને બીજાને કનડવામાં જ સત્તાની સાર્થકતા સમજનાર સત્તાંધ માનવી અનાથ–અસહાય અને નિર્દોષ પ્રાણીઓને સતાવીને તેમના સુખી જીવનમાં વિઘ્ન ઉપસ્થિત કરી રહ્યો હોય, જીવનનિર્વાહ નષ્ટ કરવાની આશંકાથી ભયભીત બનેલા અનેક જીવોના નમ્ર નમન તથા આજીજીઓ મેળવવા છતાં તેમના તરફથી કરડી નજરથી નિહાળી રહ્યો હોય; સત્તા–મદના ઘેનમાં યદ્વાતદ્વા માર્મિક વચનોની વૃષ્ટિ કરીને ઉદ્વેગ તથા ભયના શીતથી કંપાવી રહ્યો હોય, મૃત્યુને વિસારીને તુચ્છ ધનના લોભથી બીજા જીવો કે મરો તેની પણ પરવા ન રાખીને તેમની પાસેથી રક્તની જેમ ધનને ચુસી રહ્યો હોય, એટલામાં મૃત્યુ આવીને તેનું પ્રાણધન હરી લે છે કે જેથી કરીને તેને અગ્નિનું શરણુ લેવું પડે છે અને છેવટે રાખ ભેગું ભળવું પડે છે.

કહેવાતા વિદ્વાન, પંડિત કે સાક્ષર, ઓળખાતા વૈદ્ય કે ડૉક્ટર, અને પૂછાતા વકીલ કે બેરિસ્ટર કોઈ ધનને માટે તો કોઈ કામલાલસાને માટે. કોઈ માનપ્રતિષ્ઠાને માટે તો કોઈ પોતાની બુદ્ધિમત્તા

તથા ડહાપણ બતાવવાને માટે, કોઈ પ્રસિદ્ધિને માટે તો કોઈ તુચ્છ સ્વાર્થ સાધવાને માટે છળ-પ્રપંચ કરી અનેક પ્રકારના કાવાદાવા કરી રહ્યા હોય; અસત્ય તથા અનીતિના આશ્રય તળે આનંદ મનાવી રહ્યા હોય, વિશ્વાસુઓના વિશ્વાસઘાત કરીને અછતા ગુણોની શ્રદ્ધા બેસાડવા આડંબરની જાળ પાથરી રહ્યા હોય; જાણે મોત પોતાને ઓળખતું જ નથી એમ સમજીને જ કર્તવ્યાકર્તવ્યની ઉપેક્ષા કરી રહ્યા હોય, એવાઓની સન્મુખ મૃત્યુ જ્યારે ડોળા કાઢીને ઘુરકાવતું ઊભું રહે છે ત્યારે એકદમ તેમનું શરીર ઠંડું થઇ જાય છે અને આંખો મીંચીને અસહ્ય વેદના સહન ન થવાથી તરફડીયાં મારતા દેહનો ત્યાગ કરીને ચાલતા થાય છે.

માનવી મૃત્યુને હાંકી કહાડવાને મૃત્યુના દાસ બનેલાની સહાય તથા સલાહ લે છે, ત્યારે તેઓ એ જ સલાહ આપે છે કે જ્યારે મૃત્યુ તમારા જીવનમાં ઉપદ્રવ કરવાની શરૂઆત કરે કે તરતજ તમારે બીજા ક્ષુદ્ર જીવોના જીવન મૃત્યુને અર્પણ કરી દેવાં, જેથી કરીને તે તમારા જીવનને જરાય ઈજા પહોંચાડશે નહિ. આ પ્રમાણે તેઓ સલાહકાર થાય છે; એટલુંજ નહીં પણ બીજાને મોતથી બચાવવાને અને પોતે પણ મોતથી બચવાને તેમજ તેના પરાજય કરવાને અનેક જીવોને મૃત્યુના મોંમાં હડસેલીને અખતરાઓ કરે છે, અને છેવટે અત્યંત શીઘ્રતાથી મૃત્યુ તેમનો કોળિયો કર્યા સિવાય રહેતું નથી. કારણકે અનેક જીવોના જીવનનું ભક્ષણ કરવાથી મૃત્યુ નિર્બળ બનવાને બદલે અત્યંત સબળ થાય છે.

તેમજ જીવન ભક્ષણ કરવાને ટેવાઇ ગયેલું હોવાથી અન્યના આપનાર જ જીવનને ભક્ષણ કરી જાય છે. મૃત્યુનો પરાજય કરીને તેના દાસત્વમાંથી છૂટવાને માટે મૃત્યુનો પરાજય કરીને સર્વથા સ્વતંત્ર બનેલાં શુદ્ધાત્માઓની સલાહ લઇને તેમના બતાવેલા માર્ગે

આલવાની અત્યંત આવશ્યકતા છે. આવા મૃત્યુથી મુક્તિ મેળવીને સ્વતંત્ર બનેલા મહાપુરૂષો. મૃત્યુને નિર્બળ બનાવી પરાસ્ત કરવાની ભાવનાવાળા અર્થાત્ શાશ્વત જીવન મેળવવાની ઇચ્છાવાળા પ્રાણીઓને વારંવાર ભાર દઈને જણાવે છે કે જો તમારે મૃત્યુને નિર્બળ બનાવવું હોય તો શારીરીકપણું છોડીને આત્માનંદી બનો. જ્યાં સુધી તમે પાંચે ઇન્દ્રિયોને પોષી આનંદ મેળવવાને માટે અન્ય જીવોમાં જીવન મૃત્યુ અર્પણ કરવાની અત્યંત આવશ્યકતા રહેશે, કારણ કે તે સિવાય જીવોએ ગ્રહણ કરેલા શારીરીક તમે મેળવી શકશો નહીં, અને શારીરિક મેળવ્યા સિવાય વૈષયિક આનંદ પણ મેળવી શકશો નહીં. આ પ્રમાણે કરવાથી મૃત્યુ સબળ બનીને તમારૂં જીવન પણ ભક્ષણ કરી જશે; એટલું જ નહીં પણ પોતાના તુચ્છ વૈષયિક સુખો માટે તમે જેટલા જીવોના શરીરોનો ઉપયોગ કર્યો હશે તેટલા શરીરો બીજા જીવોના શારીરીક સુખના ઉપયોગ માટે તમારી પાસેથી લઈને તેમને આપશે, અને તમારે પણ તેટલા શરીર ધારણ કરીને આપવા પડશે. અને આ પ્રમાણે કરવાથી તમે કોઈ પણ કાળે મૃત્યુથી મુક્ત થઈને શાશ્વતું જીવન મેળવી શકશો નહીં. અને મૃત્યુનો ભય સદાને માટે તમારો સાથી રહેવાનો જ, માટે તુચ્છ, અસાર, કૃત્રિમ. જીવનને મૃત્યુને ન આપવું કે જેથી કરીને મૃત્યુ સર્વથા નિર્બળ બની જશે, અને તમારા શાશ્વતા જીવનનો વિકાસ થવાથી મૃત્યુ તમારી પાસેથી હંમેશને માટે વિદાયમાન થઈ જશે.

---

# પ્રકરણ ૨૧ મું

## વિચારશ્રેણી

લખપતિ કે ક્રોડપતિ એમ માને છે કે મને જે કંઇ ધન મળ્યું છે તે મારા પ્રારબ્ધનું છે પણ આવી માન્યતા તદ્દન ભૂલ ભરેલી છે, કારણ કે તેણે મેળવેલા ધનમાં અનેકનું પ્રારબ્ધ જોડાયેલું હોય છે, અને તેઓ કોઇને કોઇ નિમિત્તથી પોતાનો ભાગ લઇ લે છે. સ્વજન, કુટુમ્બવર્ગ, નોકર, ચાકર, ડોકટર, વકીલ વીગેરે પોતાના ભાગ લીધા વગર છોડતા નથી.

પોતાને ઓળખ્યા સિવાય પરમાત્મા ઓળખાય નહિ અને પરમાત્માને ઓળખવા સિવાય પરમાત્મા બની શકાય નહિ.

જેમ કાંટાથી કાંટો નીકળે છે તેમ પ્રશસ્ત રાગથી અપ્રશસ્ત રાગ નીકળી જાય છે.

જીવનની શરૂઆતથી જ સંબંધ ધરાવનાર અને જીવનું અસ્તિત્વ ઓળખાવનાર એવા દેહનો વિશ્વાસ ન રાખીને આત્મશ્રેય સાધવું જોઇએ. તો પછી દેહથી ભિન્ન ઇતર સંબંધીઓનો વિશ્વાસ રાખીને કયો ડાહ્યો માણસ પોતાનું શ્રેય સાધવામાં આળસ કરે?

સારા વિચારો વિચારવાનું વ્યસન માનવ જીવનની ઉત્તમતાને સફળ બનાવી શકે છે. ભલે વિચારો પ્રમાણે ન વર્તાય તો પણ આત્મશ્રેય કરવામાં અદ્વિતીય સહાયક થઇ શકે છે. જેમ ગાંજો, ભાંગ, તમાકુ, અફીણ, ચા વગેરે વસ્તુઓનું વ્યસન પડી જવાથી તે વસ્તુઓ વગર ચાલતું નથી અને વારંવાર તેનું જ સ્મરણ થયા કરે છે, તેમજ સારા વિચારો વિચારવાનું વ્યસન પડી જવાથી સારા જ વિચારો આવ્યા કરે છે.

પરિચિત નિંદ્રામાં માનસિક વિચારો ઉપરનો કાબૂ છુટી જવાથી શુભ ધ્યાન રહી શકતું નથી. તો પછી અપરિચીત નિંદ્રા (મૃત્યુ)ના સમયમાં વિચારો ઉપર કાબૂ રાખીને શુભ ધ્યાન કેવી રીતે રહી શકે ? માટે પરિચિત કે અપરિચીત નિંદ્રા વખતની જાગૃત અવસ્થામાં શુભ વિચાર, શુભ ભાવનાઓ અને શુભ ધ્યાન દ્વારા નિર્જરા અથવા તો પૂન્ય ઉપાર્જન કરી લેવું જોઇએ.

તપ, જપ, ધ્યાન, શાંતિ, સમતા, વૈરાગ્ય, આત્માર્થીપણું વગેરે લોકોને દેખાડી તેમને ખુશી કરી પોતાનો ક્ષુદ્ર સ્વાર્થ સાધવા પુરતાં જ હોય તો તે આત્માનું અહિત કરી સંસાર વધારી માઠી ગતિઓમાં રઝળાવનારાં છે, કારણ કે તે શરીરમાં આનંદીપણે કરવામાં આવતાં હોવાથી આત્મવિકાસનાં બાધક હોય છે. તેમજ માયા તથા અસત્યના આશ્રિત હોવાથી આત્માનું આશ્રય કરનારાં હોય છે પણ તપ, જપ આદીનો આત્માનંદીપણે ઉપયોગ કરવામાં આવે તો આત્મવિકાસી બની કર્મોથી મુક્તિ મેળવી શકાય છે.

સંસાર, અલ્પજ્ઞ અજ્ઞાની જીવોને ભલે ન ગમે તો કાંઇપણ પરવા રાખવી નહિ પણ પ્રભુને તો આપણા આચાર વિચાર અને ઉચ્ચાર ગમવા જ જોઇએ, કારણકે અનંતજ્ઞાન અનંત સુખ પ્રભુ પાસેથી લેવાનાં છે. આ વસ્તુઓ પ્રભુ સિવાય અલ્પજ્ઞ અજ્ઞાનીઓ આપી શકતા નથી.

આત્મવિકાસ તથા આત્મશુદ્ધિનું અદ્વિતીય સાધન ભુત માનવજીવન, મલિન ભાવના તથા મલિન વ્યક્તિના સંસર્ગથી મેલું થઇ ગયું હોય તો તેને વધારે મલિન ન બનાવતાં શુદ્ધ પરિણામ તથા શુદ્ધ વર્તનથી સ્વચ્છ બનાવીને દુર્લભ માનવજીવનની કિંમત આંકનાર ડાહ્યા માણસો આત્મશુદ્ધિ વિકાસને સાધી લે છે.

શુદ્ધ ભાવોથી મલિનતા દુર થાય છે અને શુદ્ધ વર્તનથી આત્મા વધારે મલિન થતો અટકે છે.

સ્નેહ, રાગ અને પ્રેમ એકજ પ્રકારના ભાવોને ઓળખાવનાર નામો છે. આ સર્વની ઉત્પત્તિનું મૂળ એકજ છે અને તે મોહ છે. મોહ મૂળ છે, રાગ થડ છે અને કામરાગ, સ્નેહરાગ, દ્દષ્ટિરાગ આદી જેને ભાવોથી હૃદય રંગાઇ જાય છે તે સઘળાં તેના ડાળાં છે. મોહ-રૂપી મૂળ સુકાઇ જવાથી થડ તથા ડાળાં સઘળું યે સુકાઇ જાય છે. પછી તેની ગંધ પણ આત્મામાં હોતી નથી પણ આત્માના ઉપર આડા આવી ગયેલ જડના જ પડછાયા છે. સ્ફટીક રત્નને તો શુદ્ધ શ્વેત પ્રકાશ હોય છે, પરંતુ જ્યારે શ્યામ વસ્ત્ર આડું આવી જાય છે, તેથી કાંઇ સ્ફટીક કાળું હોતું નથી.

---

## પ્રકરણ ૨૨ મું

# સ્નેહ એ દુઃખનું મૂળ છે

સ્નેહની સાંકળથી સંકળાયેલા જગતને સુખ કયાંથી હોઇ શકે ! સ્નેહ એટલે મારાપણાનું માન, આ માન સચેતન તથા અચેતનમાં પણ હોય છે, મારી માતા, મારો પિતા, મારી સ્ત્રી, મારો પુત્ર, મારો સ્નેહી આ પ્રમાણે સચેતનમાં અને મારૂં ઘર, મારૂં ઘરેણું, મારૂં વસ્ત્ર, મારૂં ધન આદિ અચેતનમાં મમતા કરવી તે સ્નેહ કહેવાય છે. ફરક એટલોજ છે કે સચેતન વસ્તુમાં થયેલી સ્નેહ–પ્રેમ તરીકે ઓળખાય તે. અને અચેતન વસ્તુની મમતા મોહ તરીકે ઓળખાય છે. સચેતન પ્રેમ બને પક્ષમા હોય છે. અને એક પક્ષમાં પણ હોય છે. એક માણસ કોઇ બીજા માણસ અથવા પશુ ઉપર સ્નેહ કરે છે ત્યારે તેઓ તે સ્નેહ કરનાર ઉપર સ્નેહ રાખે છે. અથવા તો કોઇ કોઇ નથી પણ રાખતા. સ્નેહ રાખવાને બદલે

ઉલટા હૃદયથી ધિક્કારે છે. અને અચેતન વસ્તુ તો મુળથી જ નિર્જીવ હોવાથી રાગ રાખનાર ઉપર રાગ રાખી શકતી જ નથી.

સંસારમાં માણુસો માતા, પિતા, સ્ત્રી, પુત્ર, ભાઈ, બ્હેન આદિના સંબંધથી જોડાએલા હોવાથી અમુક પ્રકારના વ્યવહારના અંગે તેમની સેવા કરવી, સહાનૂભૂતિ બતાવી, તેમના સુખદુઃખમાં ભાગ લેવો ઇત્યાદિ બાબતોમાં પોતાની ફરજ બજાવતાં પ્રેમ કે રાગને સ્થાન આપવું પડે છે અને તે પણ પરિણામે દુઃખદાયી નિવડે છે છતાં સંસારના બંધનોમાંથી ન છુટનારને ફરજિયાતપણે તે ભોગવવું પડે છે જેમને આ દુઃખ અસહ્ય થઈ પડે છે તેઓ તો સંસારના બંધનોમાંથી મુક્ત થઈ જાય છે.

ધન, હાટ, હવેલી, વસ્ત્ર, ઘરેણાં આદિ અચેતન વસ્તુઓનો મોહ માણુસોને નિરંતર દુઃખદાયી નીવડે છે. કારણ કે જડ વસ્તુઓ ક્ષણિક હોય છે. અને તે ક્ષણે ક્ષણે બદલાતી હોય છે. માટે આવી વસ્તુઓનો મોહ તો દરેક ક્ષણે દુઃખ ઉત્પન્ન કરે છે. માણુસો સુખના હેતુથી જડ વસ્તુઓ ઉપર મમતા રાખે છે. પરંતુ તે જડ વસ્તુઓ સડી જવું, પડી જવું, બદલાઇ જવું. આદિ પોતાના સ્વભાવ પ્રમાણે વર્તતી હોવાથી સુખના બદલે દુઃખજ આપે છે માટે જડ વસ્તુઓ ઉપરનોજ મોહ દુઃખદાયી હોવાથી સર્વથા ત્યાજ્ય છે.

---

## પ્રકરણ ૨૩ મું

## દુઃખ ભોગવતી દુનિયા

આનંદની ભ્રમણાથી દુઃખ ભોગવતી દુનિયા માણુસને જીવન-નિર્વાહ માટે બે વસ્ત્ર, શેર અનાજ અને રહેવાને સાધારણ મકાનની જરૂરત ખરી, બાકી તો ધન સંપત્તિનો વધારો બીનઉપયોગી હોવાથી વ્યર્થ છે. કારણ કે ધન સંપત્તિના વધારાથી આયુષ્ય કે આરોગ્ય-

તામાં વધારો થતો નથી. આમ હોવા છતાં પણ માણસો આનંદ મેળવવાની ખાતર અનેક પ્રકારનાં કષ્ટો સહન કરીને દ્રવ્ય ઉપાર્જન કરે છે અને પછી લોકને ગમે તેવી વસ્તુઓ તૈયાર કરવામાં તેનો ઉપયોગ કરે છે. લોકો મનગમતી વસ્તુઓ જોવાથી રાજી થઈને તે વસ્તુના માલીકના વખાણ કરે છે જેને સાંભળીને પોતે આનંદ માને છે.

પોતે સુખી હોય અથવા ન હોય, માથા ઉપર લાખોનું દેવું હોય, સ્ત્રી, પુત્ર, આદિ સ્વજન-પરિવાર પ્રતિકુળ હોય, તાણી તોસીને મહાકષ્ટે જીવનનિર્વાહ કરતો હોય તો પણ જનતાને અમે સુખી છીએ એમ કહેવડાવા આનંદ મેળવવા અનેક પ્રકારના પ્રયાસો સેવે છે. ભલે પોતે નાણાંની અછતને લઈને પહોંચી ન વળતા હોય છતાં નોકર, બાગ, બંગલા, મોટર, વસ્ત્ર, ઘરેણાં વિગેરેનો ઠાઠમાઠ બહુ સારી રીતે રાખે છે. જો એમ કરે તો જનતા તેમને દુઃખી-કંગાલ તરીકે ઓળખે, અને ઠાઠ માઠ રાખવા જોઈતાં નાણાં બીજાની પાસેથી મેળવી ન શકે જેથી કરીને માની લીધેલા આનંદથી વંચિત રહેવાનો પ્રસંગ આવે.

---

## પ્રકરણ ૨૪ મું.

## સુખદુઃખની સમીક્ષા

મોહના ઉદયવાળા જીવો મમતામાં સુખ માને છે. ત્યારે મોહના ક્ષય કે ઉપશમવાળા જીવો સમતામાં સુખ માને છે. એક માણસ પાસે વસ્ત્ર ન હોય, મકાન ન હોય, ઘરેણાં ન હોય, કે અન્ન ન હોય પણ બીજાનાં માલીકીનાં બધીય વસ્તુઓ વિદ્યમાન હોય છતાં આ મારા નથી. એવું મનમાં હોવાથી પોતાને દુઃખી માને છે. પણ તેજ વસ્તુઓ પોતે મેળવે છે. ત્યારે આ વસ્તુઓ મારી

છે, હું એનો સ્વામી છું, એવી માન્યતા પછી તે વસ્તુઓને વાપરે કે ન વાપરે તો પણ પોતાને સુખી માને છે પણ પારકી વસ્તુઓ પોતે વાપરવા છતાં, આ વસ્તુ મારી નથી એવી ભાવનાથી સુખ માનતો નથી. માટે શારીરીક સુખમાં મમતાની જરૂરત રહે છે. જે વસ્તુઓમાં મમતા હોય છે તેમાંજ સુખનો આરોપ કહે છે અને પોતાને એમ માને છે કે આ વસ્તુઓથી જ હું સુખી છું. તેમજ આ વસ્તુઓ નાશ પામશે તો હું દુઃખી થઈ જઈશ. એવી સમજણથી તે વસ્તુઓની રક્ષા કરવા નિરંતર કાળજી રાખે છે. સુખથી વિમુખ થવાની વીચત ન રહી જવાય એટલા માટે હંમેશા તેમાં રચ્યોપચ્યો રહે છે. મોહનીયના ઉદયથી વસ્તુસ્થીતીનો પણ જાણ હોવાથી મમતા દુઃખની વૃદ્ધિ કરનારી હોવા છતાં પણ સુખનાં માટે તેને કરવી પડે છે. પરંતુ તે વસ્તુના વિદ્યમાનપણામાં જ મમતાના સત્ય સ્વરૂપ દુઃખનો અનુભવ થઇ જાય છે. તો પણ તે વસ્તુમાં રહેલી આસક્તિને છોડતો નથી અને તે વસ્તુ નાશ થઈ જાય છે. ત્યારે મમતાને લઇને ઘણોજ દુઃખી થઈ જાય છે.

---

## પ્રકરણ ૨૫ મું

## સંસારનું મૂળ.

સંસારમાં ત્રણ પ્રકારના રાગથી સંગઠિત થયેલો છે. અથવા તો સંસારનું અસ્તિત્વ ત્રણ પ્રકારના રાગોએ જાળવી રાખ્યું છે. સંસાર તથા રાગ નિત્ય સંબંધવાળા છે. જ્યાં રાગ છે ત્યાં સંસાર છે અને જ્યાં સંસાર છે ત્યાં રાગ છે. રાગથી છૂટી જવાનું નામ મુક્તિ છે. આત્મ વિકાસ છે. જેટલે અંશે રાગ ઓછો એટલે અંશે આત્મા સ્વતંત્રતા મેળવી શકે છે. સંપૂર્ણ રાગના ~~અભાવમાં~~ આત્મામાં સંપૂર્ણ સ્વતંત્રતા મેળવે છે, જેને મુક્તિ કહેવામાં આવે છે. અર્થાત સંપૂર્ણ સ્વતંત્રતાનું નામજ મુકિત છે. જ્યાં સુધી આત્મા કર્માધીન રૂપ પરતંત્રતા ભોગવે છે ત્યાં સુધી સાચું સુખ પ્રાપ્ત કરી શકતો નથી.

---

## પ્રકરણ ૨૬ મું

# મમતાની કૂંચી

જ્ઞાની પુરૂષોની દષ્ટિ બહાર રહીને આપણાથી કાંઇ કરી ન શકાય. હું કરૂં છું, એવી ભાવના ઉઘાડું મિથ્યાભિમાનજ છે. પૂર્ણ સ્વતંત્ર થયા સિવાય સંસારી પ્રાણી કહી શકતો નથી કે હું કરૂં છું. અને પૂર્ણ સ્વતંત્ર બન્યા પછી કારણોના અભાવે સ્ફુરણા પણ થતી નથી કે હું કરૂં છું. વિચારશીલ વિવેકી પુરૂષો પણ વ્યવહાર દષ્ટિથી મુંઝાઈને બોલી ઉઠે છે કે અમુકે અમુક કર્યું, તે ઠીક ન કર્યું, સમજુ થઈને આમ કેમ કર્યું ? પણ પરાધીન સંસારી આત્માનું કાર્ય માત્ર ઉદયાધીન થયા કરે છે, માટે વિવેકી પુરૂષોએ રોષ કે તોષ ન કરવો જોઈએ. આત્માના અહિતકારી કાર્ય માટે ભાવ દયા, અને હિતકારક કાર્ય માટે સંતોષ પરિણામ રાખવા જોઇએ. મને કેટલાક પૂછે કે તમે શા માટે આચાર્ય બન્યા ? હું કહું છું કે મારામાં કાંઈ પણ પરિવર્તન થયું નથી, તમે મારામાં કંઈ વસ્તુ જોઈને પૂછો છો ? હું કાંઈ પણ બન્યો જ નથી, બનવાની ઇચ્છા પણ નથી અને બનીશ પણ નહિ, કારણ કે મને બનાવટ પસંદ નથી, કર્મના વિકારો થયા કરે, તેમાં દ્રષ્ટા તરીકે રહેવાની ઇચ્છાવાળો છું. કંઈક અંશે સફળ પણ થયો છું. મને દઢ શ્રદ્ધા છે કે મારામાં કાંઈ પણ ફેરફાર થવાનો નથી. જેવા રૂપે અત્યારે છું તેવાજ રૂપે હતો અને તેવાજ રૂપે રહીશ, વ્યવહાર દષ્ટિએ વિકારી આત્મા વિકાર દૂર કરવા વિકારોનો ઉપયોગ કરે છે. કર્મના સંયોગથી છુટી જવા જેટલા સાધનો ઉપયોગમાં લેવાય છે. તે સઘળાયે કર્મના વિકારોજ છે. કાંટાને કાઢવા કાંટાનો ઉપયોગ થાય છે. પછી તે લોઢાનો કાંટો હોય કે બીજો હોય, પણ કાંટાને આકૃતિ કાંટા જેવી જ હોવી જોઇએ.

---

## પ્રકરણ ૨૭ મું

## કર્મ મીમાંસા

જૈન શાસનમાં કર્મવાદ બહુ વિસ્તારથી વર્ણવ્યો છે, કારણ કે સંસારમાં જેટલી વિચિત્રતા જણાય છે, તે સઘળી કર્મની કરેલી છે. કર્મ જેવી કોઈ વસ્તુ ન હોત તો સંસારના અસ્તિત્વનો સર્વથા અભાવજ હોત. આ કર્મ શરીર પરમાણુઓના અનંતાનંત સ્કંધોને સકર્મક જીવની પ્રેરણાથી અથવા સહાયતાથી નિરંતર કર્મપણે બનાવ્યા જ કરે છે. જીવ સકર્મક ક્યારથી થયો છે, તેને સર્વજ્ઞો જાણે છે, પણ કહી શકતા નથી; કારણ કે જીવ-કર્મ સંયોગની આદિ નથી, પણ સંયોગોનો અંત હોવાથી જીવથી કર્મ, સર્વથા, ક્યારે છૂટા થશે, તે કહી શકે છે.

---

## પ્રકરણ ૨૮ મું

## બોધ સુધા

૧. તમારી આર્થિક તથા શારીરીક શક્તિ સારી હોય તો દીનદુઃખીનો ઉદ્ધાર કરો.

૨. તમારાથી સારૂં ન બની શકતું હોય તો જે સારૂં કરતા હોય તેમને જોઈને ખુશી થાઓ.

૩. સારા વિચારો વિચારવાની ટેવ પાડશો તો પછી તમને સારૂં કરતાં મુશ્કેલી નહીં પડે.

૪. પ્રભુને મળવું હોય તો સર્વ પ્રાણી સાથે પ્રેમ કરતાં શીખો.

૫. સદ્ગુણો ખોઈને ધન ન મેળવશો. કારણ સદ્ગુણ આગળ ધનની કાંઈ પણ કિંમત નથી માટે ધન મળે યા ન મળે પણ સદ્ગુણને ફેંકી દેશો નહિ.

૬. સાચું કહી દો. બોલવામાં શરમ કે દાક્ષિણ્ય ન રાખો, નહીં તો વિશ્વાસઘાતી બનશો.

૭. જીવવાનો લોભ ન રાખો, થોડું જીવો પણ સાચી રીતે જીવો.

૮. હંમેશાં સ્વતંત્ર બનવાની ઇચ્છા રાખશો, સ્વચ્છંદી બનવાની ન રાખશો.

૯. વચનમાંથી કડવાશ કાઢી નાખીને વાપરજો, કારણ સહુ કોઇ મધુર વચન ચ્હાય છે.

૧૦. મોતને તમે ભલે ભૂલી જાઓ, પણ મોત તમને વિસરવાનું નથી. સમય આવે સામે આવીને ઊભું રહેશે, ત્યારે જ તમને ખબર પડશે કે હું મોતનો ગુલામ છું.

૧૧. તમે આખર સ્થિતિમાં હો અને વૈદ્ય પાંચ સાત વર્ષ જીવવાની ગેરંટીથી સાજો કરવા તૈયાર થાય તો લાખો આપવા તૈયાર થાઓ તો, તો પછી અનંતકાળ સુધીનું જીવન અર્પણ કરનાર પ્રભુના નામે હજારો ખર્ચતા કેમ મુંઝાઓ છો? આ મૂંઝવણ જ તમારી પ્રભુ ઉપર કેટલી શ્રદ્ધા છે તે બતાવી આપે છે. પ્રભુ શ્રદ્ધા વગર શ્રેય ક્યાંથી?

૧૨. તમે કોઇ ગામ જતાં રસ્તો ભૂલી જાઓ તો ભરવાડ તથા ભીલ જેવા મુર્ખ માણસોને રસ્તો પૂછતાં શરમાતા નથી, અને અભિમાન પણ રાખતા નથી. તો પછી જીવનની મુસાફરીમાં રસ્તો ભૂલતાં ડાહ્યા અને બુદ્ધિશાળી માણસોને પૂછતાં શા માટે શરમ અને અભિમાન રાખો છો?

૧૩. સંસારમાં બધી વાતે સુખી અને બધી વાતે દુઃખી કોઇપણ નથી. જે સુખી છે તે દુઃખી પણ છે અને જે દુઃખી છે તે સુખી પણ છે ધન છે તો પુત્ર નથી અને પુત્ર છે તો ધન નથી.

ધન, સ્ત્રી, પુત્ર તે તો પુત્ર નાલાયક છે. ધન, સ્ત્રી, પુત્ર, વિગેરે સુખનાં સાધન સારાં છે તો શરીરમાં વ્યાધિ અને મનમાં ચિંતા રહે છે. માટે ભાગ્યાનુસાર મળેલી વસ્તુમાં સંતોષ રાખીને ન મળેલી વસ્તુનો શોચ ન કરશો.

૧૪. તમે " હું હોંશિયાર છું, હું બુદ્ધિશાળી છું " એવું અભિમાન રાખતા હો તો કાઢી નાખજો, કારણ કે જ્યાં સુધી તમે તમારા આત્માને જન્મ મરણના દુઃખોમાંથી છોડાવતા નથી ત્યાં સુધી તમારામાં અક્કલ કે હોંશિયારી છે જ નહિ.

૧૫. માર્મિક વચનોના પ્રહાર, તલવારના પ્રહાર કરતાં ઘણાજ દુઃખદાયી છે.

૧૬. સઘળાય આત્માઓનો ધર્મ એકજ છે જુદો નથી. પણ તેને પ્રગટ કરવાનાં સાધનો જુદાં જુદાં છે. માટે જે સાધનથી જેનો આત્મા શુદ્ધ થઈને પ્રકાશમય બને તેના માટે તે સાધન ઉપયોગી છે. તેમાં કદાગ્રહની કે વિવાદની જરૂર નથી.

૧૭. ક્રોધ, મદ, લોભ, ઇર્ષ્યા, દંભ; દ્વેષ. વિરોધ અને વિષય વિગેરે આત્માને મેલો બનાવી તેના જ્ઞાનાદિ ધર્મને ઢાંકી દેનારા છે, અને વર્ણ, ગંધ, રસ, શબ્દ, અને સ્પર્શ વિગેરે જડના ધર્મો ક્રોધાદિને સહાય કરવાવાળા છે, માટે જ્યાં બંને છે. ત્યાં ધર્મનો વિકાસ નથી, પણ વિનાશ છે.

૧૮. ઇન્દ્રિયોના વિષયોમાં અનાસક્તિ ધારણ કર્યા વગર વૃત્તિઓ રોકી શકાતી નથી, એજ વૃત્તિઓ રોકયા સિવાય આત્મશુદ્ધિ થઇ શકતી નથી.

૧૯. જરૂરિયાતો ઓછી કરી નાંખશો તોજ ચિંતાઓને ઓછી કરી શકશો.

૨૦. ચાર આનામાંયે જીવાય છે અને ચાર રૂપીઆમાં જીવાય છે, પણ ચાર આનાવાળો જેટલો સુખે જીવી શકે છે તેટલો ચાર

રૂપીઆવાળો સુખે જીવી શકતો નથી, કારણ કે ચાર રૂપીઆના ખોરાકવાળાને ડૉકટરો માટે હજારોની સગવડ કરી રાખવી પડે છે, અને ચાર આનાવાળાને તેમાંની કશીયે જરૂરત પડતી નથી.

૨૧. તમારી માતા, પુત્રી કે બેન ઉપર કોઇ કુદૃષ્ટિ કરે તો તમને કેટલું દુઃખ થાય છે ? અને તમે ક્રોધમાં આવી જઇને તેને નીચ દુર્જન ગણીને તેના પ્રાણ હરણ કરવા તૈયાર થઇ જાઓ છો. તો પછી તમે બીજાની માતા સ્ત્રી, પુત્રી કે બેન ઉપર કુદૃષ્ટિ કરતાં વિચાર કરજો કે આનું પરિણામ શું આવશે અને હું જગતમાં કેવો ગણાઇશ ?

૨૨. દાંભિકતાથી જનતામાં મોટાઈ મેળવનારા જેઓના જીવન અસહિષ્ણુતાને લઇને પરમ દુઃખી હોવાથી અત્યંત દયાજનક હોય છે.

૨૩. ધન, બળ, ઐશ્વર્ય, રૂપ અને વિદ્યા આદિના અભિમાનથી મત્ત બનીને બીજાની અવગણના–તિરસ્કાર કરનારને આપત્તિ–વિપત્તિ આવવાની જ અને દીન બનીને પોતાના બચાવની યાચના કરવાનેજ માટે અભિમાનમાં આંધળો બનેલો પણ દયાનું પાત્ર છે તેના ઉપર દૃષ્ટિ કરતા દયા કરવી જોઈએ. કારણ કે બિચારો પોતાને ભાવીમાં થનારા અનિષ્ટ પ્રસંગોને જોઇ શકતો નથી.

૨૪. પોતે દુઃખ વેઠીને પણ બીજાઓને પરમ સુખ આપવા દુનિયામાં અવતરે છે, તે અવતારી પુરૂષ કહેવાય છે.

૨૫. ધન–સંપત્તિની વ્યવસ્થા સહુ કોઇ કરે છે, પણ જીવન સંપત્તિની વ્યવસ્થા કરનાર કોઇ વિરલોજ હોય છે.

૨૬. જે વસ્તુનો ત્યાગ કરવો હોય તેના પ્રત્યે વિરકત થવાની જરૂરત છે, અને વિરકત ભાવ વસ્તુના અવગુણ–દોષ જોવાથી ઉત્પન્ન થાય છે. માટે જે વસ્તુ છોડવી હોય તો ગુણની ભ્રમણા છોડી દઇને તેના વાસ્તવિક દોષોને જુઓ.

૨૭. આત્મવિકાસના પંથે પ્રયાણ કરીને ઉપયોગી માનવ જીવનને ટકાવી રાખવા નિરસ, સાદો, શુદ્ધ, અને પરિમિત ખોરાક લેનાર સત્પુરૂષ છે, અને વિકાસનો ડોળ કરી વિલાસ માટે દેહનો દાસ બની ઇન્દ્રિયોનો પોષક, સરસ, સ્વાદિષ્ટ અને સદોષ ખોરાક લેનાર ભિખારી છે.

૨૮. જ્યાં વિકાસ છે ત્યાં વિલાસ નથી અને જ્યાં વિલાસ છે ત્યાં વિકાસ નથી.

૨૯. કરવું પડશે, જવું પડશે, આપવું પડશે. ઇત્યાદિ ભાવ શુદ્ધ લૌકિક વ્યવહાર એક પ્રકારનો દંભ છે અર્થાત ઇચ્છા વગર દાક્ષિણ્યથી, શરમથી કે લોકાપવાદથી બીહીને કરવામાં આવતો દરેક પ્રકારનો લૌકિક વ્યવહાર, સ્વાર્થ સાધવા માટે સેવાતા દંભને કહેવામાં આવે છે.

૩૦. પરાયું ધન, પરાઇ સ્ત્રી આદિ પારકો વૈભવ ભોગવવાની લાલસા રાખવી અધમતાની નિશાની છે.

૩૧. ઉદ્યમ કરતાં જે કાંઇ મળે તેમાં સંતોષ રાખી આનંદ માનવો, કારણ કે અવધિ પૂરી થયે દુઃખ મનાવશો તોયે મરશો અને અનંદ મનાવશો તો પણ મરવાના તો ખરા જ, માટે અંતિમ સરખા પરિણામવાળા ટૂંકા માનવજીવનમાં આનંદ શા માટે ન મનાવવો ?

૩૨. સંસારમાં પરસ્પર એક બીજાનો એક બીજાનાથી સ્વાર્થ સધાતો હોવાથી જ આપસ આપસમાં એક બીજાની સાથે ગાઢ સંબંધ, મિત્રતા અને સ્નેહ ધરાવે છે.

૩૩. દુઃખ વેઠી સુખી થનાર જ સુખની મધુરતા જાણી શકે છે. વિપત્તિ ભોગવી સંપત્તિ મેળવનાર જ સંપત્તિની કિંમત કરી શકે છે. પરિશ્રમ કરી વિશ્રાન્તિ મેળવનાર જ વિશ્રાન્તીની શાંતિને ઓળખી શકે છે રોગથી પીડા પામીને આરોગ્યતા મેળવનારા જ આરોગ્યતાના આનંદને ચાખી શકે છે. અને ભૂખથી પીડા પામેલો જ મિષ્ટાન્નની મીઠાશ મેળવી શકે છે.

૩૪. સંસારમાં પ્રાણીઓને વિના અનુભવ ન પણ થાય, પરંતુ જન્મનો અને મૃત્યુનો અનુભવ તો પ્રાણી માત્રને અવશ્ય થવાનો જ.

૩૫. પુન્યબળથી સંપત્તિ મેળવી સુખ ભોગવનારની બરાબરી કરવા અનીતિનો માર્ગ લેશો તો ઇચ્છા સફળ કરી શકવાના નથી.

૩૬. તમે ભલે મોતને ભૂલી જાઓ. પણ મોત તમને ભૂલવાનું નથી.

૩૭. યાદ રાખજો કે તમે વગડામાં થઈને જતા હશો અને તમારા જીવનનો અંત આવી ગયો હશે તો મોત તમને ત્યાં પણ છોડવાનું નથી. ઘેર જઈ સગા સંબંધીને મળીને બધી વ્યવસ્થા કરવા જેટલો સમય પણ તમને આપવાનું નથી. માટે હંમેશાં મોતથી ચેતીને ચાલજો. બધા કાર્યોથી પરવારી તૈયાર થઈને રહેજો.

૩૮. પોતાની પાછળ મૂકી જવાના હેતુથી ધનાદિનો સંગ્રહ કરવા મરણના છેડા સુધી પોતાનું કલ્યાણ ન કરતાં દુઃખ વેઠયા કરવું તે ડાહ્યા પુરૂષનું કામ નથી.

૩૯. તમે પોતાની જ ફિકર રાખો કારણ કે સંસારમાં સહુ કોઈ સુખ દુઃખ માટે પ્રારબ્ધ સાથે લઇને અવતર્યા છે. તમારૂં પ્રારબ્ધ કોઈને પણ ઉપયોગમાં આવવાનું નથી.

૪૦. અજ્ઞાનતાથી થયેલો વૈરાગ્ય થોડો કાળ રહે છે. અને જ્ઞાનથી થયેલો વૈરાગ્ય હમેશા રહે છે.

૪૧. ક્રોધ, માન. માયા, લોભ અને નિર્દયતા, તો આખી દુનિયા કરી જાણે છે, પણ ક્ષમા, નમ્રતા, સરળતા, સંતોષ અને દયા કરી જાણે તેજ પુરૂષ પૂજ્ય છે. વંદનીય છે.

૪૨. બદલાની આશા રાખ્યા વગર પરોપકાર કરવો તેજ ઉત્તમતા છે.

૪૩. જે સંસારના જીવ માત્રનો સેવક બને છે. તેજ સંસારનો સ્વામી બનવાનો અધિકારી છે.

૪૪. કોઇ પણ કાર્યમાં બીજાનો વિશ્વાસ ભલે ન રાખો પણ આત્મવિશ્વાસ રાખશો. કારણ કે આત્મવિશ્વાસ સિવાય કોઈપણ કાર્ય

સિદ્ધ થઈ શકતું નથી. મુક્ત બની સાચું સુખ મેળવવા તો આત્મ-શ્રદ્ધાની અત્યંત આવશ્યકતા છે.

૪૫. ગમે ત્યાં ફરો ને ગમે ત્યાં ભમો, પણુ ઉત્તમ આચાર વિચારને છોડીને ઉત્તમતા ગુમાવશો નહિ.

૪૬. ગમે તેટલા શ્રીમંત કેમ ન થાઓ, પરંતુ સ્વાશ્રયીપણું છોડશો નહિ. કારણુ કે સ્વાશ્રયમાં સુખ છે અને પરાશ્રયમાં પરમ પરમ દુઃખ છે.

૪૭. શ્રીમંત બનવાની ઘેલછામાં સુખી જીવનને દુઃખી ન બનાવશો.

૪૮. ત્યાગ જ સુખ છે અને ભોગમાંજ દુઃખ છે. ભોગના અંતે પણુ ત્યાગથીજ સુખ થાય છે.

૪૯. જે શ્રીમંતાઈ પ્રભુના દ્રોહી બનાવી અનેક પ્રાણીઓની આપત્તિ-વિપત્તિનું કારણુ બનાવતી હોય તેવી શ્રીમંતાઇ કરતાં ગરીબાઇ શ્રેષ્ઠતર છે.

૫૦. મનુષ્ય માત્રને ધર્મના અંકુશની ખાસ જરૂરત છે. કારણુ કે ધર્મ અનીતીથી બચાવી સુસંસ્કારી બનાવે છે.

૫૧. તમે અનીતીનું કામ કરી ભલે દુનિયાથી છાનું રાખો પણુ પ્રભુથી તો છાનું રાખી શકવાના નથી. અને ઉપરથી નીતી તથા ધર્મનો ડોળ કરી દુનિઆ પાસેથી ભલે માન-સત્કાર મેળવો, પણુ પ્રભુની દ્રષ્ટીમાં તો તમે ગુનેગાર હોવાથી તમારે જરૂર સજા પણુ ભોગવવી પડશે.

૫૨. શાન્તિ આપણા અંદરજ છે, માટે બહાર ભટકવાનું છોડી દઇને આત્મામાંજ શોધવા હંમેશા તત્પર રહેવું જોઈએ.

૫૩. પ્રભુ અને તમારા વચમાં રહેલો મોહ-માયાનો પડદો કાઢી નાંખો પછી તમને પ્રભુ જુદા નહીં જણાય.

૫૪. પોતાના પાપો છાનાં રાખવા માયાનો પડદો જગત ઉપર ભલે નાખો, પણ પ્રભુ ઉપર નાખી શકવાના નથી.

૫૫. સુખ તથા દુઃખ કોઇને આપેલું મળતું નથી, પણ તમારી સમજણથી થતા વિચારોનું પરિણામ છે.

૫૬. ખાલી હાથે આવી લાખપતિ કે ક્રોડપતિ બન્યા પછી ક્રોડના લાખ અને લાખના હજાર થતાં દુઃખી શા માટે થાઓ છો અને વિચાર કેમ નથી કરતા કે હું શું લઇને આવ્યો હતો ?

૫૭. હજારોના સુખને માટે સ્વાર્થ જતો કરનાર પ્રભુને પણ પ્રિય થાય છે.

૫૮. તમે ઇચ્છાઓના દાસ ન બનો પણ ઇચ્છાને તમારી દાસી બનાવો.

૫૯. બાગ, બંગલા, નોકર-ચાકર, મોટર, વસ્ત્ર, ઘરેણાં વગેરે જેટલી વસ્તુઓ વધારો છો તેટલાજ વધારે તમે પરાધીન બનો છો અને જેટલા તમે પરાધીન છો તેટલાજ તમે અપરાધી જ અને દુઃખી પણ છો.

૬૦. પ્રભુનો આજ્ઞાંકિત સાચો ભક્ત ધન-સ્ત્રીમાં આસક્ત પામર પ્રાણિઓની પરવા કરતો નથી.

૬૧. જે સંતપણે જગતની બત્રીસીયે ચડ્યો નથી તે જન-મ્યોજ નથી.

૬૨. માઠા વિચારો અને બીજાના અવગુણોનો કચરો નાખી મગજને ઉકરડો ન બનાવો.

૬૩. થોડું બોલનાર અને થોડું ખાનારજ સત્ય વક્તા અને નિરોગી બની શકે છે.

૬૪. શક્તિના પ્રમાણમાં બીજાને દયા, દાન અને ક્ષમા આપજો.

કારણ કે આવતી કાલે તમને એજ વસ્તુઓની બીજાની પાસે માગણી કરવી પડશે.

૧૫. ધન, બળ, રૂપ, વિદ્યા અને ઐશ્વર્યતાના મદનો આફરો ચઢયો હોય તો, પોતાનાથી વધારે ધન, બળ, રૂપ, વિદ્યા અને ઐશ્વર્યતા-વાળાને જોશો કે તરતજ તમારો ચઢેલો આફરો ઉતરી જશે.

૧૬. સંસારમાં આત્મવિકાસી જ્ઞાની પુરૂષજ મોટો કહી શકાય, બાકી તો બહુ બોલનાર પોથીનો પંડિત, અજ્ઞાની, ક્ષુદ્ર કીટ સમાન છે.

---

## પ્રકરણ ૨૯ મું

મહાન સિકંદર જ્યારે મરણ પથારીએ પડયો ત્યારે તેનો બધો મદ ઉતરવા માંડયો અને સમજ્યો કે કોઈ શકિત છે અને કોઈ વૈદરાજ બચાવી શકતું નથી. લાવલશ્કર બચાવી શકતું નથી. ધનધાન બચાવી શકતું નથી. કાળ આગળ કોઈનું ચાલતું નથી. તે બીજાને પણ જ્ઞાન થાય તેને માટે તે ચાર ફરમાન કહી ગયો, તે દરેક મનુષ્યને સમજવા જેવાં છે.

ફરમાન પહેલું:—

મારા મરણ વખતે બધી, મિલ્કત અહીં પધરાવજો,
મારા જનાઝા સાથ, કબ્રસ્તાનમાં પણ લાવજો
જે બાહુબળથી મેળવ્યું, તે ભોગવી પણ ન શકયો.
અબજોની મિલકત આપતાં, પણ એ સિકંદર ના બચ્યો

ફરમાન બીજું:—

મારૂં મરણ થાતાં બધાં, હથિયાર લશ્કર લાવજો
પાછળ રહે મૃતદેહ, આગળ સર્વને દોડાવજો,
આખા જગતને જીતનારૂં, સૈન્ય પણ રડતું રહ્યું,
વિક્રમ દળ ભૂપાળને, નહીં કાળથી છોડી શકયું.

ફરમાન ત્રીજું:—

મારા બધા વૈદો હકીમોને, અહીં બોલાવજો
મ્હારો જનાઝો બેજ, વૈદોને ખભે ઉપડાવજો,
દર્દીઓના દર્દને, હઠાવનારૂં કોણ છે ?
દોરી તુટી આયુષ્યની, તો સાંધનારૂં કોણ છે ?

ચોથું ફરમાનઃ—

ખુલ્લી હથેલી રાખતાં, જીવો જગતમાં આવતાં,
ને ખાલી હાથે આ જગતથી, જીવ સૌ ચાલ્યા જતાં,
યૌવન ફના, જીવન ફના, જર ને જગત પણ છે ફના,
પરલોકમાં પરિણામ, રળશે પુન્યનાં ને પાપનાં.

---

## પ્રકરણ ૩૦ મું

મિથ્યા સુખ સંસારનાં, રખે કરો વિશ્વાસ.
ક્ષણિક વિષય વણસી જશે, નામ તેહનો નાશ.
વપુ, વિદ્યા ને વિત્તનો, મોટો મદ છે ખાસ,
કાળે આવ્યા કંઇક જણ, નામ તેહનો નાશ.
ધન લુંટયાની ઝંખના, દામ તણા થઇ દાસ,
બાંધી મુઠીએ ગયા, નામ તેહનો નાશ.
ધન, જોબન, ને યુવતીએ, કંઈક આવ્યા ત્રાસ,
જુંડે હાલે તે મુઆ, નામ તેહનો નાશ.
વિષયમાં કંઈક કઠી ગયા, પડી પાપને પાસ,
નર્ક વિષે સિધાવીઆ, નામ તેહનો નાશ.
ઊંચા કુળમાં અવતરી, મુખ દારૂનો વાસ,
વ્યસનોમાં વંઠી ગયા, નામ તેહનો નાશ.
પરધન પોતાનું ગણી, વિધ વિધ કરી વિલાપ,
કાળે જનને પાડીયા, નામ તેહનો નાશ.

કરતા નિંદા પારકી, હૈયે ખરી હુલાસ,
પાપે પેટ ભરી ગયા, નામ તેહનો નાશ.
ભગત બની ભરમાવતા, રાંડો સાથે રાસ,
ભેલીને ચાલ્યા ગયા, નામ તેહનો નાશ.

×

સબ મતલબ કે યાર જગતમેં, સબ મતલબ કે યાર,
માત પિતા ભ્રાતા સુતની ભગિની, અરુનિજ ઘરકી નાર સબ
સ્વજન કુટુંબી મિત્ર પ્રાણપ્રિય, દાસ દાસી પરિવાર,
રાજા, પ્રજા. ગરીબ, તવંગર, પંડિત ચોર ગમાર. સબ
જોગી, ભોગી, અરૂ બેરાગી, ચોરા ચોર શાહુકાર
પતિવ્રતા અરૂકુલટા નારી, વરણાશ્રમ શુભ ચાર. સબ
પશુ પંખી જલ જંતુ કીટ મૃગ, જીવયોની અપાર,
સ્વાર્થ બિન કોઇ પાસ ન આવે, કરેત કછુ ઉપકાર. સબ
નિરસ્વાર્થ કોઈ હરિકે પ્યારે, જિનકા હૃદય ઉદાર,
પરમારથ પ્રિય સદા તાકું, નાનક તીન પર બલિહારી. સબ

---

## પ્રકરણ ૩૧ મું

## દ્વાદશ પંજરિકા સ્તોત્ર

**मूढ जहीहि धनागमतृष्णां कुरु सद्बुद्धिं मनसि वितृष्णाम् ।**
**यल्लभसे निजकर्मोपात्तं वित्तं तेन विनोदय चित्तम् ॥**

ઓ મૂઢ! ધન આવવાની તૃષ્ણા ત્યજી દે, સદ્બુદ્ધિ કર અને મનમાં તૃષ્ણારહિતપણું ધારણ કર. પોતાનાં કર્મોથી મળી આવેલું જે ધન તું મેળવે, તેથી ચિત્તને આનંદી રાખ. ૧

**अर्थमनर्थं भावय नित्यं नास्ति ततः सुखलेशः सत्यम् ।**
**पुत्रादपि धनभाजां भीतिः सर्वत्रैषा विहिता नीतिः ॥**

અર્થને નિત્ય અનર્થ માન, તેથી ખરેખર, લેશ પણ સુખ નથી ધનવાનોને પુત્રથી પણ ભય હોય છે. આ નીતિ બધે જાહેર છે. ૨

का ते कान्ता कस्ते पुत्रः संसारोऽयमतीव विचित्रः ।
कस्य त्वं कः कुत आयातस्तत्त्वं चिन्तय यदिदं भ्रातः ॥

'તારી સ્ત્રી કોણ ? તારો પુત્ર કોણ ? આ સંસાર અતિશય વિચિત્ર છે. તું કોનો છે ? કોણ છે ? અને ક્યાંથી આવ્યો છે ?' હે ભાઈ ! જે આ તત્વ છે, તેનો તું વિચાર કર. ૩

मा कुरु जनधनयौवनगर्वं हरति निमेषात्कालः सर्वम् ।
मायामयमिदमखिलं हित्वा ब्रह्मपदं त्वं प्रविश विदित्वा ॥

સ્વજનો, ધન અને જુવાનીનો ગર્વ તું ન કર, એ બધાને આંખના પલકારા જેટલા સમયમાં કાળ હરી લે છે. આ બધું માયામય છે; તેનો ત્યાગ કરી બ્રહ્મપદને જાણી તેમાં તું પ્રવેશ કર—બ્રહ્મમય થા. ૪

कामं क्रोधं मोहं लोभं त्यक्त्वात्मानं भावय कोऽहम् ।
आत्मज्ञानविहीना मूढास्ते पच्यन्ते नरकनिगूढाः ॥

કામ, ક્રોધ, મોહ તથા લોભનો ત્યાગ કરી 'હું કોણ છું.' એમ આત્માનો વિચાર કર. જેઓ આત્મજ્ઞાનથી રહિત છે, તેઓ નરકમાં પડી (ત્યાં) રંધાય છે. ૫

सुरमंदिरतरुमूलनिवासः शय्या भूतलमजिनं वासः ।
सर्वपरिग्रहभोगत्यागः कस्य सुखं न करोति विरागः ॥

જેમાં દેવમંદિર અથવા ઝાડનાં મૂળ પાસે રહેવાનું હોય છે, ભોંયતળિયું પથારી છે, મૃગચર્મ વસ્ત્ર છે, અને સર્વ પરિગ્રહ તથા

ભોગોનો ત્યાગ હોય છે, તે વૈરાગ્ય કોને સુખ નથી કરતો? અર્થાત્ વૈરાગ્ય જ સંપૂર્ણ સુખકારક છે. ૬.

**शत्रौ मित्रे पुत्रे बन्धौ मा कुरु यत्नं विग्रहसन्धौ ।**
**भव समचितः सर्वत्र त्वं वाञ्छस्यचिराद्यदि विष्णुत्वम् ॥**

શત્રુ, મિત્ર, પુત્ર, કે ભાઈ વગેરે સાથે લડાઈ ટંટો અથવા સંધિ કરવા માટે તું યત્ન કર મા. જો તત્કાળ વ્યાપક પરમેશ્વરપણું પ્રાપ્ત કરવા તું ઇચ્છે છે, તો બધા પર સમાન ચિત્તવાળો થા. ૭

**त्वयि मयि चान्यत्रैको विष्णुर्व्यर्थं कुप्यसि सर्वसहिष्णुः ।**
**सर्वस्मिन्नपि पश्यात्मानं सर्वत्रोत्सृज भेदाज्ञानम् ॥**

તારામાં, મારામાં અને બીજામાં—બધે એકજ વ્યાપક પરમાત્મા રહ્યા છે, તો વ્યર્થ કોપ શા માટે કરે છે? સર્વને સહન કરવાના સ્વભાવવાળો થા. બધામાં આત્માને જો અને બધે ભેદરૂપ અજ્ઞાનનો ત્યાગ કર. ૮.

**प्राणायामं प्रत्याहारं नित्यानित्यविवेकविचारम् ।**
**जाप्यसमेतसमाधिविधानं कुर्ववधानं महदवधानम् ॥**

પ્રાણાયામ, પ્રત્યાહાર, નિત્ય-અનિત્યનો વિવેક, વિચાર, જપ સહિત સમાધિરૂપ ક્રિયા અને ઘણી જ કાળજીવાળું ધ્યાન તું કર. ૯.

**नलिनीदलगतसलिलं तरलं तद्वज्जीवितमतिशयचपलम् ।**
**विद्धि व्याध्यभिमानग्रस्तं लोकं शोकहतं च समस्तम् ॥**

કમળનાં પાંદડાં પર રહેલા જળ જેવું અસ્થિર આ જીવન અતિશય ચપળ છે, અને વ્યાધિ તથા અભિમાનથી ઘેરાયલા સમગ્ર લોક શોકથી મરેલાજ છે, એમ તું સમજ. ૧૦

**का तेऽष्टादशदेशे चिन्ता वातुल तव किं नास्ति नियन्ता ।**
**यस्त्वां हस्ते सुदृढनिबद्धं बोधयति प्रभवादिविरुद्धः ॥**

ઓ વાતુલ ! અહાર દેશમાં તારે શી ચિંતા છે? શું તારો કોઈ નિયંતા જ નથી. કે જે તારા હાથને મજબૂત રીતે પકડી તને જન્માદિથી વિરુદ્ધ-જ્ઞાનનો ઉપદેશ આપે? અર્થાત્ એવા અનેક જ્ઞાની ગુરુઓ છે, તેઓનું તું શરણ લે. ૧૧

**गुरुचरणाम्बुजनिर्भरभक्तः संसारादचिराद्भव मुक्तः।**
**सेन्द्रियमानसनियमादेवं द्रक्ष्यसि निजहृदयस्थं देवम्॥**

ગુરુદેવના ચરણકમળનો અતિશય ભક્ત બની તત્કાળ તું સંસારથી મુક્ત થા. અને એ રીતે ઇંદ્રિયો સહિત મનને તું જો વશ કરીશ તો પોતાના હૃદયમાંજ રહેલા દેવનાં તું દર્શન કરીશ. ૧૨

**द्वादशपंजरिकामय एषः शिष्याणां कथितो ह्युपदेशः।**
**येषां चित्ते नैव विवेकस्ते पच्यन्ते नरकमनेकम्॥**

આ દ્વાદશ પંજરિકા રૂપે શિષ્યોને ઉપદેશ આપ્યો છે, પણ જેઓના ચિત્તમાં વિવેક નહિ હોય, તેઓ તો નરકમાં અનેક રીતે રંધાવાનાજ છે. ૧૩

---

## પ્રકરણ ૩૨ મું

## ચર્પટ પંજરિકા સ્તોત્ર

**दिनमपि रजनी सायं प्रातः शिशिरवसंतौ पुनरायातः।**
**कालः क्रीडति गच्छत्यायुस्तदपि न मुंचत्याशावायुः॥**

દિવસ ને રાત, સાંજ ને સવાર, શિશિર ને વસંત ફરી ફરી આવ્યા કરે છે. એમ કાળ ખેલે છે અને આયુષ ( નકામું ) વીતી જાય છે, છતાં આશારૂપ પવન (મને) છોડતો નથી. ૧.

**भज गोविंदं भज गोविंदं भज गोविन्दं मूढमते।**
**प्राप्ते सन्निहिते मरणे न हि न हि रक्षति डुकृञ्करणे।**
**( ध्रुवपदम् )।**

**अग्रे वह्निः पृष्ठे भानु रात्रौ चिबुकसमर्पितजानु।**
**करतलभिक्षा तरुतलवासस्तदपि न मुंचत्याशापाशः॥**

ઓ મૂઢમતિ આત્મન્ ! ગોવિંદને ભજ, ગોવિંદને ભજ, ગોવિંદને ભજી લે. તારૂં મરણ જ્યારે સમીપ આવશે, ત્યારે 'ડુકૃઞ્ કરણે' (એવી વ્યાકરણની ગોખણ પટ્ટી) તારી રક્ષા નહિ જ કરે. (ધ્રુવપદ) ૧

(તપસ્વી બની) આગળ (પંચાગ્નિ તપશ્ચર્યા માટે) અગ્નિ રાખે છે (અથવા ધૂણી ધખાવીને બેસે છે), પાછળ પીઠ પર સૂર્યનો તાપ સહે છે, રાત્રે (કકડતી ઠંડીના સમયે) દાઢી સુધી ઢીંચણો લાવીને (ટુંટિયાવાળી) સૂએ છે, હાથમાં ભિક્ષાપાત્ર લઈ ભમે છે અને ઝાડના તળિયે પડી રહે છે, છતાં આશારૂપ ફાંસો (જીવને) છોડતો નથી. ૨.

**यावद्वित्तोपार्जनसक्तस्तावन्निजपरिवारो रक्तः।**
**पश्चाद्धावति जर्जरदेहे वार्तां पृच्छति कोऽपि न गेहे॥**

જ્યાં સુધી તું ધન કમાવા આસક્ત છે, ત્યાં સુધી તારો (સ્ત્રી-પુત્રાદિ) પરિવાર તારા પર પ્રેમવાળો છે; પણ (યાદ રાખ, કે) ઘડપણનું શરીર તારી પાછળ જ દોડી રહ્યું છે (અને તે આવી પહોંચશે), ત્યારે ઘરમાં તારી કોઈ ખબરે નહિ પૂછે. ૩

**जटिलो मुण्डी लुञ्चितकेशः काषायाम्बरबहुकृतवेषः।**
**पश्यन्नपि च न पश्यति मूढ उदरनिमित्तं बहुकृतवेषः॥**

મૂઢ મનુષ્ય કોઈવેળા જટાધારી (બાવો) બને છે, કોઈ વેળા મુંડનવાળો (સંન્યાસી) થાય છે; કોઈ સમયે વાળ ચૂંટી કાઢી ભિક્ષુ બને છે અને કોઈ વેળા ભગવાં ધારી થાય છે—એમ અનેક વેષ ધારણ કરે છે અને સંસારની અસારતા જુએ છે; છતાં તે દેખતો નથી અને પેટ માટે બહુ વેષો કર્યા જ કરે છે. ૪

**भगवद्गीता किञ्चिदधीता गंगाजललवकणिका पीता।**
**सकृदपि यस्य मुरारिसमर्चा तस्य यमः किं कुरुते चर्चाम्॥**

જેણે ભગવદ્ગીતાનું થોડું પણ અધ્યયન કર્યું હોય, ગંગાના જળનું બિંદુ પણ પીધું હોય અથવા મુરારિ-ભગવાનનું એકવાર પણ પૂજન કર્યું હોય, તેને યમ (કાળ પણ) વગેરે શું કરી શકે છે! નહિજ, મૃત્યુના પાશથી તે છૂટી જાય છે.) ૫.

**अंगं गलितं पलितं मुण्डं दशनविहीनं जातं तुण्डम् ।**
**वृद्धो याति गृहीत्वा दण्डं तदपि न मुंचत्याशापिण्डम् ॥**

શરીર ઢીલું થયું હોય, માથે પળિયાં આવ્યાં હોય, મોઢું દાંત વિનાનું થયું હોય અને લાકડી લઈને જવું પડતું હોય, છતાં ઘરડો માણસ આશાનો લોચો છોડતો નથી! ૬.

**बालस्तावत्क्रीडासक्तस्तरुणस्तावत्तरुणीरक्तः ।**
**वृद्धस्तावच्चिन्तामग्नः परे ब्रह्मणि कोऽपि न लग्न ॥**

માણસ બાળક હોય, ત્યારે રમવામાં મગ્ન હોય, જુવાન થાય, ત્યારે જુવાન સ્ત્રી પર પ્રેમવાળો હોય, અને ઘરડો થાય. ત્યારે ચિંતામાં ડૂબ્યો રહે છે, આમ કોઈ પણ કદી પરબ્રહ્મમાં લાગતો નથી.

**पुनरपि जननं पुनरपि मरणं पुनरपि जननीजठरे शयनम् ।**
**इह संसारे भवदुस्तारे कृपयाऽपारे पाहि मुरारे ॥**

આ સંસારમાં જન્મોને લીધે તરવો મુશ્કેલ છે, તેમાં ફરી મરણ અને ફરી માતાના પેટમાં સૂવાનું થયાજ કરે છે. તો હે મુરારે ભગવન્! કૃપા કરી અપાર સંસારમાં મારી રક્ષા કરો. ૮

**पुनरपि रजनी पुनरपि दिवस, पुनरपि पक्षः पुनरपिमासः।**
**पुनरप्ययनं पुनरपि वर्षं तदपि न मुंचत्याशामर्षम् ॥**

ફરી રાત, ફરી દિવસ, ફરી પખવાડિયું, ફરી મહિનો, ફરી અયન (ઉત્તરાયણ અને દક્ષિણાયન) તથા ફરી વર્ષ—આવ્યે જ જાય છે, તો પણ પ્રાણી આશાના સંબંધને છોડતો નથી! ૯

**वयसि गते कः कामविकारः शुष्के नीरे कः कासारः ।**
**नष्टे द्रव्ये कः परिवारो ज्ञाते तत्त्वे कः संसारः ॥**

ઉંમર વીતી જાય, ત્યારે કામવિકાર શો ? પાણી સુકાઈ જાય એટલે તળાવ કેવું ? ધન નાશ પામે એટલે પરિવાર કેવો ? અને તત્વ (આત્મા) જણાય, ત્યારે સંસાર કેવો ? (નથી જ). ૧૦

नारीस्तनभरनाभिनिवेशं मिथ्यामायामोहावेशम् ।
एतन्मांसवसादिविकारं मनसि विचारय वारंवारम् ॥

સ્ત્રીનો સ્તનભાર અને નાભિપ્રદેશ (ગુહ્ય ભાગ) આ બધું માંસ અને ચરબીનો વિકાર જ છે; માટે તે માટેનો માયામોહ તથા આવેશ મિથ્યા જ છે; આમ વારંવાર મનમાં તું વિચાર કર. ૧૧

कस्त्वं कोऽहं कुत आयातः का मे जननी को मे तातः ।
इति परिभावय सर्वमसारं विश्वं त्यक्त्वा स्वप्नविचारम् ॥
गेयं गीता नामसहस्रं ध्येयं श्रीपति रूपमजस्रम् ।
नेयं सज्जनसंगे चित्तं देयं दीनजनाय च वित्तम् ॥

તું કોણ છે ? હું કોણ છું ? હું ક્યાંથી આવ્યો છું ? મારી માતા કોણ છે ? અને મારો પિતા કોણ છે ? એમ તું વિચાર્યા કર, આ સર્વ જગત અસાર છે, તેમજ વિચાર કરતાં સ્વપ્ન જેવું છે; તેનો ત્યાગ કરી ગીતાનું તથા વિષ્ણુસહસ્ર નામનું ગાન કરવું; લક્ષ્મીપતિ ભગવાનના સ્વરૂપનું નિરંતર ધ્યાન કરવું, સજ્જનોના સંગમાં ચિત્ત લગાડવું અને ગરીબ લોકોને ધનનું દાન કરવું. ૧૨-૧૩.

यावज्जीवो निवसति देहे कुशलं तावत्पृच्छति गेहे ।
गतवति वायौ देहापाये भार्या बिभ्यति तस्मिन्काये ॥

શરીરમાં જ્યાંસુધી જીવ હોય, ત્યાં સુધી ઘરમાં સૌ કુશળ સમાચાર પૂછે છે; પણ પ્રાણવાયુ જતો રહે છે અને શરીર નાશ પામે છે, ત્યારે એજ શરીરથી પોતાની પત્ની ડરે છે. ૧૪

सुखतः क्रियते रामाभोगः पश्चाद्धन्त शरीरे रोगः ।
यद्यपि लोके मरणं शरणं तदपि न मुञ्चति पापाचरणम् ॥

(પ્રથમ શરીર નીરોગી હોય ત્યારે) સુખેથી સ્ત્રી સાથે વિષયભોગ ભોગવ્યા કરે છે, પણ પછીથી ખેદની વાત છે, કે શરીરમાં (ધાતુઓનો ક્ષય થતાં) રોગ ઉત્પન્ન થાય છે અને છેવટે લોકમાં મરણને શરણ થાય છે, તો પણ મનુષ્ય પાપી આચરણ છોડતો નથી. ૧૫.

**रथ्याकर्पटविरचितकन्थः पुण्यापुण्यविवर्जित पन्थः ।**
**नाहं न त्वं नायं लोकस्तदपि किमर्थं क्रियते शोकः ॥**

શેરીઓમાં પડેલાં ચીથરાં વીણી લાવી તેની ગોદડી બનાવી પહેરે છે, પુણ્ય તથા અપુણ્યથી રહિત માર્ગે જાય છે અને 'તું નથી, હું નથી, તથા આ લોક પણ નથી.' આવી વાતો પણ કરે છે; છતાં શોક શા માટે કરે છે? (તારું આ તત્વજ્ઞાન કેવા પ્રકારનું છે? એ સમજાતું નથી!) ૧૬.

**कुरुते गंगासागरगमनं व्रतपरिपालनमथवा दानम् ।**
**ज्ञानविहीने सर्वमनेन मुक्तिर्न भवति जन्मशतेन ॥**

ગંગા અને સમુદ્રના કિનારે (પવિત્ર સ્નાનાદિ માટે) જાય છે, વ્રતો પાળે છે, અથવા દાન દે છે. પણ જ્ઞાન રહિત દશામાં એ બધું વ્યર્થ છે. (એનો ઉદ્દેશ સમજ્યા વિના એ બધું ફોકટ છે;) એમ સેંકડો જન્મે મુક્તિ થતી નથી. ૧૭.

## પ્રકરણ ૩૩ મું

# સંસાર એટલે મહાન પૂર આવેલી નદી જેવો છે

સંસાર એટલે મહાન પૂર આવેલી નદી જેવો છે. અને તેમાં અસંખ્ય જળચર પ્રાણીઓ રહે છે. તથા તેમાં વસતા ઝેરી સાપો કરડવાને માટે દોડે છે. તેમાં આશા, મમતા, તથા દેહબુદ્ધિની બેડી, ઇત્યાદિ નગરીઓ મનુષ્યને સન્માર્ગથી વિખુટો પાડીને દુ:ખ તથા સંકટમાં નાખે છે. અહંકાર રૂપી નક્ર (મગર) મનુષ્ય પ્રાણીને પાતાળમાં ખેંચી જઈને ત્યાં તેને ડુબાવી દે છે. તેમાંથી તેનો છુટકો થઈ શકતો નથી. કામરૂપી નાગણ ગળે વપટાઈ જાય છે તે કેમે છુટી શકતી નથી. ઇર્ષ્યા વળગેલી હોય છે, તે ત્યજાતી નથી, મદ મત્સર મોળા પડતા નથી. અને મનુષ્ય ભ્રમણામાં ગોથાં ખાધા કરે છે. વાસના રૂપી ઝેરી નાગણ કુંડાળું વાળીને ગળે એવી વળગી બેસે છે કે તે વારંવાર વિષયનું વમન કર્યા કરે છે અને ભયંકર જીભવા વારંવાર બહાર કાઢતી રહે છે. આ સ્થિતિમાં મનુષ્ય સંસારનો ભાર પોતાના માટે મિથ્યા વ્હોરી લઈને મારૂં, મારૂં કર્યા કરે છે. અને મિથ્યા મમત્વને લીધે પોતે ડુબતો હોય છતાં પણ કુલાભિમાનથી ફુલાઈ જઈને એ બોજો મુકતો નથી. ભ્રાન્તિ રૂપી અંધકાર પડવાથી તથા અભિમાનરૂપી ચોરોએ લુંટી લેવાથી તથા અંધકાર પ્રબળ થવાથી જાણે તેને ભુતબાધા જેવું થાય છે. જન્મ—મરણના પ્રવાહમાં ઘણાખરા આમ તણાઈ જાય છે. તેમાંથી જેઓ પરમાત્માની પ્રાર્થના આર્ત તથા દીર્ઘ સ્વરથી કરે છે તેઓ પોતાની શ્રદ્ધાના બળથી ઉગરી જાય છે એવા ભક્ત જનોને આ સંસાર સાગરની પેલીપાર પહોંચાડવા માટે ઈશ્વર કુદી પડે છે. અને જેઓ ઈશ્વરભક્તિ વિનાના હોય છે તેઓ બિચારા એ જન્મ—મરણના પ્રવાહમાં ઘસડાઈ જાય છે. ભગવાન ભાવના ભૂખ્યા છે, શ્રદ્ધા જોઈને દોડે છે: અને સંકટ સમયમાં ભક્તનું રક્ષણ કરે છે.

જેની ભગવાન ઉપર પ્રીતિ છે તેની ચિંતા ઈશ્વર રાખે છે. અને પોતાના દાસના સંસાર દુઃખનું તે નિવારણ કરે છે. જેઓ ઈશ્વરના આશ્રિત છે, તેઓને સદા સુખ તથા આનંદ જ છે, અને એવા ભાગ્યવાન ભક્તો ખરેજ ધન્ય છે.

જેની પાસે જેવો ભાવ હોય છે તે પ્રમાણે તેની પાસે દેવ વસે છે, કેમકે પ્રાણીમાત્રની અંદર રહેલા ભાવને તે અંતર સાક્ષી જાણતો હોય છે. જો ઈશ્વર પ્રત્યેનો ભક્તિભાવ માત્ર બહારથીજ દેખાડવાનો, નામનોજ હોય છે, તો ભગવાન પણ મહાન ઠગ બની જાય છે ! ઈશ્વર જેવા સાથે તેવો થાય છે. તેની લીલા આશ્ચર્ય-જનક છે. જે તેને જેવી રીતે ભજે છે, તેને તેવી રીતે ઈશ્વર સંતોષ આપે છે, ઈશ્વર પ્રત્યેનો ભાવ જો લેશ પણ ઓછો થઈ જાય તો ઈશ્વર પણ તે ઓછા ભાવવાળા ભક્તથી દૂર થઈ જાય છે. દર્પણમાં પ્રતિબિંબ દેખાય છે તે પણ જેવો જોનાર હોય તેવું જ દેખાય છે, આમ થવાનુ કારણ જોનાર પોતે જ છે. જોનાર જેવી ક્રિયા કરતો હોય તે પ્રમાણે દર્પણમાં પણ થાય છે, જોનાર જો ભ્રકુટી ચઢાઈ જોતો હોય તો દર્પણમાં દેખાતું પ્રતિબિંબ પણ તેવુંજ કરે ! જોનાર ક્રોધ કરી જોવાં જાય તો તે પણ તેમ કરે, અને જોનાર હસી પડે તો તેને પણ આનંદ થતો જણાય જેવા ભાવ પ્રતિબિંબમાં પ્રકટ થાય છે તે પ્રમાણે જ દેવને માટે સમજ-વાનું હોય છે, ભક્ત જે રીતે દેવને ભજે છે તે રીતે દેવ તેને ફળ આપે છે.

પરમાર્થ માર્ગની અંદર ભાવનાના બળથી ભક્તિની દુકાનો મોક્ષ રૂપી ચૌટા વચ્ચે સજ્જનોના સમાગમથી ખોલવામાં આવે છે. જેઓ શ્રદ્ધાયુક્ત થઈ ભગવાનના ભજનમાં લીન થાય છે તે ઈશ્વર પ્રત્યે જઈને મળે છે. અને શ્રદ્ધાના બળથી તે ભક્તના પૂર્વ-જોનો પણ ઉદ્ધાર થાય છે. ભક્તો પોતે તરી જાય છે, અને લોકોને

પણ તારનારા થાય છે. ભક્ત જનોની કીર્તિ સાંભળીને જેઓ અભક્ત હોય છે તેઓ પણ ભક્ત બની જાય છે જેઓ હરિભજનમાં તત્પર થયા, તેઓની જનેતાને ધન્ય છે, અને તેઓએ જ માત્ર પોતાને ધન્ય ને જન્મ લીધાનું સાર્થક કર્યું. જેનું રક્ષણ ભગવાન પોતે કરે છે, એવા ભક્તોની મહત્તાનું કેટલું વર્ણન કરીએ ! એ ભક્તો દુઃખથી તરી જાય છે. અનંત જન્મો લીધા પછી છેવટમાં આ નરદેહ પ્રાપ્ત થાય છે. અને એ નરદેહના યોગથી જન્મમરણ ટળીને ભગવાનનાં દર્શન થાય છે. એટલા માટે જેમણે શ્રીહરિને પોતાના કરી લીધા, તેઓને ધન્ય છે! અનંત જન્મોમાં કરેલું પુણ્ય ઉદય પામ્યું એમ સમજવું.

આયુષ્ય એ એક રત્નની પેટી સમાન છે, એ પેટીમાં ભજનરૂપી અમુલ્ય રત્નો રાખેલા છે, એ રત્નો ઈશ્વરાર્પણ કરીને સ્વરૂપાનંદ લૂટવો ! ઈશ્વરના ભકતો સાંસારિક વૈભવમાં ઉતરતા હોય છે, તો પણ તેઓને બ્રહ્માદિકથી શ્રેષ્ઠ સમજવા. કેમકે નિરાશા-વૈરાગ્યના બોધથી તે સર્વદા સંતુષ્ટ હોય છે. એક ઈશ્વરનો જ આશ્રય ભકતો પકડી રાખે છે, અને સંસારની આશાઓનો ત્યાગ કરે છે, એવા ભાવવાળા ભકતોને પરમાત્મા અંતરબાહ્ય સંભાળી લે છે. જેઓને સંસારના દુઃખો વિવેકના યોગથી પરમસુખ જેવાં ભાસે છે, સંસારના સુખોને તો માત્ર પઢતમૂર્ખો-વેંઢિયા ઢોર જેવા-વળગી પડે છે. જેમની લગની ઈશ્વરમાં લાગી ગઈ છે તેઓ સ્વાનંદ સુખનો અનુભવ લે છે. અને એ આનંદનો ખજાનો લૌકિક દૃષ્ટિથી પર છે! ઈશ્વર ભકતો અક્ષય સુખના અનુભવથી સુખીયા હોય છે, સંસારના દુ.ખો તેઓ ભૂલી જાય છે. અને શ્રીરંગ (ઈશ્વર) રંગ આગળ વિષય રંગ કેવળ તુચ્છ લાગે છે. એ ભકતોને નરદેહરૂપી પેટી મળી હોય છે.

તેઓએ ઈશ્વરનો સંગ કર્યો હોય છે, ત્યારે બીજા અભાગીઆ પામર મનુષ્યો નરદેહને વ્યર્થ ખોઈ દે છે. અનાયાસે કરીને નરદેહ

રૂપી પેટી પ્રાપ્ત થયા છતાં તેને કોડી જેવી ગણીને ફેંકી દે તે પ્રમાણે અભાકતો આયુષ્યને વ્યર્થ ગુમાવે છે, અનેક જન્મ પર્યંત તપશ્ચર્યા કરવાથી પારસમણિની પ્રાપ્તિ થયા છતાં તેનો ઉપયોગ દેવહીન હોય તે કરી જાણતો નથી. તેમ મનુષ્ય પ્રાણી સંસારમાં જન્મીને માયાની જાળમાં લપટાઈ જાય છે, અને કાંઇ પણ સાર્થક કર્યા વિના અંતે ખાલી હાથે ચાલ્યો જાય છે. આ નરદેહના સમાગમથી પુષ્કળ જીવો ઉત્તમગતિ પામ્યા છે, અને કેટલાક બિચારા અજ્ઞાન જીવો જન્મમરણને આધીન પણ થયા છે. આ નરદેહનું સાર્થક સત્વર કરી લેવું જોઈએ. અને સંતસમાગમ કરવો જોઈએ કેમ કે પૂર્વ જન્મોમાં નીચ યોનિની અંદર ઘણાં દુઃખો ભોગવેલા હોય છે. કયો સમય કેવો આવશે તેનો કાંઈ ભરોસો નથી, જેમ વૃક્ષઉપર પક્ષીઓ એકત્ર થઈને પાછાં દશે દિશાઓમાં ઉડી જાય છે, તેમ આ સર્વ વૈભવ માટે સમજવું, કોણ જાણે કેવો વખત આવશે ? પુત્ર, કલત્ર ઇત્યાદિ સર્વ વણસી જતાં વાર નહિ લાગે, જે ઘડી ( ઘટિકા ) હાલ આપણે જોઈયે–અનુભવીએ છીએ તે કાંઈ આપણને પાછી મળવાની નથી, તે તો આપણા આયુષ્યમાંથી ઓછી થઈ ગઇ ! અને દેહ પાત થયા પછી ( સત્કર્મ ન કર્યા હોય તો ) નીચ યોનિમાં પુનઃ જન્મ લેવાનું નિર્માણ થયેલું છે જ ! કુતરા અને સૂવર ઇત્યાદિ નીચ યોનિમાં જન્મીને ત્યાં અનેક વિપત્તિ વેઠવી પડે છે. એ યોનિમાં ઉત્તમ ગતિ પમાતી નથી ગર્ભવાસના અનંત દુઃખો ભોગવીને ઘણાં કષ્ટો--ભોગવીને હે મનુષ્ય ઘણા પરિશ્રમથી તથા કાંઇક સુભાગ્યને લીધે એ કષ્ટમાંથી તું છુટી શકયો છે, પ્રથમ તેં બહુ બહુ દુઃખો સહન કર્યા છે, ત્યાં તારૂં કોઇ સાથી ન હતું, અને હવે પછી પણ તારે એકલાજ જવાનું છે, કોના મા–બાપ ભાઈ બ્હેન, કોના સગા, કોની સ્ત્રી અને કોના છોકરા છૈયાં ! આ બધું માયામય છે એમ તું જાણ, સ્વપ્નના સાથી છે એમ સમજ, એમાંથી કોઈ પણ સુખ–દુઃખમાં ભાગ પડાવે એવાં નથી. સંસાર કેવો અને કુલનો અભિમાન પણ શા ખપનો ! નકામો વ્યાકુળ શા

માટે થાય છે ? આ ધન, ધાન્ય અને લક્ષ્મી અશાશ્વત છે! કોનું ઘર અને કોનો સંસાર ! શા માટે પરિશ્રમ વેઠે છે ? આખો જન્મારો ભાર ઉપાડીને અંતે સર્વ ત્યજીને જઈશ ! જુવાનીનો મદ શા કામનો વૈભવ શા ખપનો ? હાવ-ભાવનો આનંદ પણ શેનો ? આ સર્વ મૃગજળના ઝરણું અથવા બાજીગરના ખેલના જેવું અસત્ય છે ! આ ચાલતી શ્વાસમાં મરણ આવશે કે તત્કાલ પરમેશ્વરથી વિખૂટો પડી જઈશ 'મારૂં મારૂં' કરવાથી તેં અનેકવાર જન્મ-મરણ ભોગવ્યા છે ને તોડયો પણ છે ! પ્રારબ્ધના યોગથી આ સર્વ તને આવી મલ્યા છે, એકજ સ્થળમાં જન્મયા છે; તેઓને તે પોતાના કરીને માન્યા, એવો તું કેવો પઢતમુર્ખ ! જ્યાં તારું આ શરીર પોતાનું નથી, ત્યાં બિજાનો વિચાર શો ? માટે હવે એક ભગવાનનોજ આશ્રય શ્રદ્ધાયુક્ત થઈને લઈ લે. કેવળ પેટનેજ માટે નીચ લોકોની સેવા કરવી, તેઓની ખુશામત કરવી, તેઓનાં વખાણ કરવાં, અને તેઓની મર્યાદામાં રહેવું એ શું ! પેટ ભરવાને માટે જે અન્ન આપે છે તેને પોતાનો દેહ પણ વેચી નાખવો. અને જેણે આ મનુષ્ય જન્મનો ઉત્તમલાભ આપ્યો તે પરમાત્માને ભૂલવા એ શું ? જે પરમેશ્વરને સર્વ જીવોની ચિંતા નિરંતર હોય છે અને જેની સત્તાથી વર્ષાદ વરસે છે, તથા સમુદ્રમર્યાદા રાખી રહ્યો છે, જેની સત્તાથી શેષનાગ પૃથ્વીનો ભાર ઝીલી રહ્યો છે, જેની સત્તાથી સૂર્ય પ્રકાશ આપે છે, તથા કેવળ સત્તામાત્રથી જે આખી સૃષ્ટિનો વ્યવહાર ચલાવી રહ્યો છે. આવા પરમકૃપાળુ દેવાધિદેવ, કે જેની લીલા યથાર્થ સમજી શકાતી નથી, અને જે સર્વ જીવોની સંભાળ કૃપાદૃષ્ટિ રાખીને લે છે, આવા સર્વાત્મા જે પ્રભુ ! તેનું ભજન-પૂજન છોડીને જેઓ વિષય સુખોમાં નિમગ્ન રહે છે તે પ્રાણીઓ દુરાત્મા છે, અને કરે છે તેવું ભોગવે છે ! એક રામ વિનાની જે જે આશા તે તે નિરાશા રૂપ સમજવી, વ્યર્થ, 'મારૂં, મારૂં' કરવાથી કાંઈજ વળતું નથી. જેને જન્મ-મરણનો શ્રમ જોઈતો હોય તેણે વિષયચિંતન કર્યા કરવું ! જીવનને વિષય ન

મળે તો તે ટળવળે છે ! આનંદઘન રામચંદ્રને છોડીને જેનું મન વિષયનું ચિંતન કરે છે તે વિષયનાં કીડાને સમાધાન ક્યાથી મળે ? જેને સુખ-પ્રાપ્તિની ઇચ્છા હોય, તેણે ઇશ્વર ભક્તિ કરવી, અને દુઃખનું મૂળ એવાં જે સગાસંબંધીઓ તેઓનો ( આસક્તિનો ) ત્યાગ કરવો. જ્યાં વાસના વળગી કે દુઃખ પણ તે સાથે જ વળગે છે. માટે જેણે વિષય વાસનાનો ત્યાગ કર્યો તેનેજ એક સુખી સમજવો જે જે સુખ વિષયજન્ય છે તે તે પરમ દુઃખ ઉપજાવનાર જાણવું, એ વિષય સુખ પ્રથમ મીઠું લાગે છે. પરંતુ પરિણામે શોક ઉપજાવનારું થાય છે. માછલાંને ગળ ગળવામાં સુખ લાગે છે, પરંતુ તે ગળ ખેંચી કાઢતાં ગળું ફાટી જાય છે, વળી ચારો લઇને દોડી જતાં હરણને સુખ લાગે છે, પરંતુ પાછળ રહી છોડેલા પારધીના બાણુથી તે વીંધાઇને પડી જાય છે. વિષય સુખોની મીઠાશ પણ એવીજ છે, પ્રથમ સુખનો આભાસ જણાય, પરન્તુ પરિણામ નઠારૂં આવે, એટલા માટે ઇશ્વર ભક્તિમાં પ્રીતિ રાખવી.

---

## પ્રકરણ ૩૪ મું

## મરણથી કોઇ બચતું નથી

સંસાર એક એવો તૈયાર સ્વાર છે, કે તે મરણ તરફ જઇ રહ્યો છે. અને આયુષ્યની જે જે ઘડી જાય છે તે તે ઓછી થતી જાય છે. કાળનો સમાગમ નિત્ય થયા કરે છે, ભાવિની ખબર પડતી નથી, અને પોત પોતાના કર્માનુસાર મનુષ્યો અનેક દેશોમાં મરણ પામે છે. સંચિત કર્મોનો શેષ ભાગ સંપૂર્ણ થાય કે પછી એક ક્ષણનો પણ વિલંબ થતો નથી, અને આંખ ઉઘાડબીડ કરી ન હોય એટલી-વારમાંજ દેહનો ત્યાગ કરી જવું પડે છે. કાળના દૂતો અકસ્માત પકડીને એક સરખો માર મારે છે, અને મૃત્યુ પછી લઇ જાય છે, મૃત્યુની આગળ કોઇનું બળ ચાલતું નથી, કોઇ બચાવી શકતું નથી.

કેમ કે વહેલે-મોડે સર્વની એજ ગતિ હોય છે, મૃત્યુ સમયરૂપી ડાવકી લાકડીનો એવો સજ્જડ ફટકો માથામાં પડે છે કે તેથી રાજા-મહારાજા જેવા જોરાવર મનુષ્યો પણ જીવી શકતા નથી. બ્રહ્મચારી, જટાધારી, નિરાહારી, યોગેશ્વર, સંત, મહંત કે ગુપ્ત થઈ જવાની વિદ્યા જાણનારને પણ મૃત્યુ છોડતો નથી. આ સ્વાધીન છે. કે પરાધીન છે એવું કશું પણ નહિ જાણતા સર્વનો સંહાર મૃત્યુ કરે છે, કોઈ મૃત્યુ પંથે પડયા છે, કોઈ અર્ધમાર્ગે ગયા છે અને કોઈ વૃદ્ધ થઈ મરી ગયા છે, બાળક, તરૂણ, સુજ્ઞ, ઉત્તમ લક્ષણવાળો બહુબોલો. સર્વનો આધાર, ઉદાર, સુંદર. ચતુર. પુણ્યશીલ, હરિકૃપા કરનાર, સત્કર્મ કરનાર ઇત્યાદિ ભેદ મૃત્યુ જાણતો નથી, અર્થાત્ સર્વનું ભક્ષણ કરી જાય છે, અરતુ મૃત્યુથી કોણ બચી શકયો છે ? વહેલો કે મોડો પણ અખિલ વિશ્વના જીવોને મૃત્યુ પંથે જવુંજ છે જરાયુજ, અંડજ, સ્વેદજ, ઉદ્‌ભિજ્જ, એ ચારે ખાણોમાં જે ચોરાશી લક્ષ જીવયોનિ છે, તેમાં ઉત્પન્ન થયેલા જીવોને મૃત્યુ અવશ્ય ખાઇ જશે. મરણના ભયથી નાસી જવાથી મરણ ટાળી શકાતું નથી, કોઇ પણ ઉપાયવડે મૃત્યુથી બચી શકાય એમ છેજ નહિ. આ સ્વદેશમાં છે કે પરદેશમાં છે, અને આ નિત્ય ઉપવાસ કરનારો છે, એવું કાંઇ પણ મૃત્યુ સમજતો નથી. મોટા મોટાને, શંકર અને વિષ્ણુને, એટલુંજ નહિ પણ ઇશ્વરનો અવતાર એવા રામ-કૃષ્ણાદિકોને પણ મૃત્યુ છોડતો નથી. જે જાયું તે જવાનું છે, એટલા માટે અમારા આ કથનથી શ્રોતાઓએ કોપ ન કરવો, સર્વ જાણે છે કે આ મૃત્યુલોક છે. આ મૃતલોક છે એમાં કાંઈ પણ સંદેહ નથી. અને તે નાના મોટા સર્વ કોઇ સારી પેઠે સમજે છે. કદાચ સંદેહ રાખવામાં આવે તો તેથી શું આ મૃત્યુ લોક છે, તે નથી એમ ઠરશે ? નહિજ. ત્યારે આ લોકમાં જે જન્મ લે છે તે મરણ પામશેજ. આમ છે, એટલા માટે આ નર દેહનું સાર્થક કરી લેવું અને મરણ પછી કીર્તિ અવશેષ રહે એ પ્રમાણે વર્તવું. બાકી તો નાના કે મોટા સર્વ કોઇ મૃત્યુ પામવાના છે એ

વાત અસત્ય નથી, પુષ્કળ વૈભવવાળા, લાંબા આયુષ્યવાળા, અગાધ મહિમાવાળા એવા ઘણા મનુષ્યો મૃત્યુ પંથે ગયા છે. ઘણા પરાક્રમી, કપટ કર્મમાં કુશળ એવા અને રણસંગ્રામમાં યુદ્ધ કરવામાં શુર એવા ઘણા નરો મૃત્યુપંથે ગયા છે. ઘણા બળવાળા, ઘણા આયુષ્યવાળા, અને ઉંચાકુળમાં જન્મેલા રાજા મહારાજાઓ મૃત્યુ પંથે ગયા છે. અનેક મનુષ્યોનું પાલન કરનારા, બુદ્ધિમાન ચાલાક, અને યુક્તિ કે કે તર્ક ચલાવનારાઓ પણ ચાલ્યા ગયા છે, પુરૂષાર્થ કરનારા, પરોપકારી, તથા અનેક પ્રકારથી ધર્મનું સંરક્ષણ કરનારા એવા ઘણા પુરૂષો ચાલ્યા ગયા છે. ઘણા પ્રતાપી, કીર્તિવાળા તથા નીતિવત રાજાઓ પણ ઘણા ચાલ્યા ગયા છે. ઘણા મતવાદીઓ, પ્રવક્તા વાદીઓ અને બહુ વાદ-વિવાદ કરનારાઓ ચાલ્યા ગયા છે, પંડિતોના જુથો, શબ્દોની લડાઈ કરનારા વૈયાકરણી તથા અનેક મતો ઉપર વાદ કરનારાઓ ચાલ્યા ગયા છે. તપસ્વીઓનાં ટોળાં, પણ સંન્યાસીઓ, તથા સાર રૂપ વિચાર કરનારા તત્ત્વપુરૂષો પણ ચાલ્યા ગયા છે, ઘણા સંસારી જીવડાઓ, ઘણા વેષધારીઓ, અને જાતજાતની વિચિત્ર લીલા દેખાડનારા સ્વચ્છંદી પુરુષો ચાલ્યા ગયા છે. બ્રાહ્મણોના સમુદાય ગયા, ઘણા આચાર્યો ગયા. અરે ! ઘણા ગયા છે, કેટલા ગયા યથાર્થ શી રીતે કહીએ ! અસ્તુ. આ પ્રમાણે સર્વ કોઇ આ લોકને છોડીને મૃત્યુપંથે ચાલ્યા ગયા છે, પરંતુ એકજ માત્ર મૃત્યુથી બચી ગયા છે કે જેઓ આત્મજ્ઞાન સંપાદન કરીને સ્વસ્વરૂપાકાર થયા છે તેજ.

---

## પ્રકરણ ૩૫ મું

श्रियो दोलालोला विषयजरसाः प्रान्तविरसाः
विपद्गेहं देहं महदपि धनं भूरिनिधनम् ।
बृहच्छोको लोकः सततमबला दुःखबहुला
स्तथाप्यस्मिन्घोरे पथि बत रता हन्त कुधियः ॥

લક્ષ્મી ઘેલાના જેવી ચંચળ છે. વિષયના રસો પરિણામે નિરસ છે. શરીર વિપત્તિનું ઘર છે. પુષ્કળ સંપત્તિ મોટું મરણ છે. સોકો મોટાં શોકથી ભરપૂર છે. અને અબળાઓ નિત્ય બહુ દુઃખ દેનારી છે. તો પણ અરેરે અજ્ઞાની પુરૂષો આ સંસારના ઘોર માર્ગમાં રચ્યાપચ્યાજ રહે છે.

भोगा न भुक्ता वयमेव भुक्तास्
तपो न तप्तं वयमेव तप्ताः ।
कालो न यातो वयमेव यातास्
तृष्णा न जीर्णा वयमेव जीर्णा ॥

ભોગ જે ભોગવાયા નહિ. પણ અમેજ (કાલથી) ભોગવાઈ ગયા તપ થઈ શકયું નહિ પણ અમેજ (દુઃખથી) તવાઈ ગયા. કાલ તો ન ગયો પણ અમારુંજ આયુ જતું રહ્યું (ઘરડા થઈ ગયા) તૃષ્ણા જીર્ણ ન થઈ પણ અમેજ જીર્ણ થઇ ગયા.

માટે આત્મજ્ઞાન મેળવ્યા શિવાય, અથવા થયા શિવાય મનુષ્યને મોક્ષ મળતો નથી. યમ નેમ તથા આચાર વિચાર, આહાર-વિહાર, વિવેક વૈરાગ્ય અને ષટ્સંપત્તિ વિગેરેથી આત્મજ્ઞાન મેળવાય છે. વળી પંચીકરણ પંચ મહાભૂત, પંચદશી, વિચાર સાગર વિગેરે ગ્રંથોના વચનથી મળે છે. આત્મજ્ઞાનનાં કેટલાક સાધનો નીચે પ્રમાણે છેઃ—

પોતાના ગુણનાં વખાણ ન કરવાં, દંભ ન કરવો, કોઈને પીડા ન કરવી, સહનશીલતા, સરલતા, આચાર્ય સેવા, બાહ્ય અને આંતરિક પવિત્રતા (માટી તથા પાણી વડે શરીરની શુદ્ધિ તે બાહ્ય શૌચ અને અંતઃકરણની શુદ્ધિ તે આંતર શૌચ), શુભ માર્ગમાં એકનિષ્ઠતા, શરીરનો સંયમ ઇંદ્રિયોના વિષયોમાં વૈરાગ્ય, અહંકાર ન રાખવો, જન્મમરણ જરા તથા વ્યાધિને વિષે વારંવાર દુઃખ તથા

દોષ જોવા, ધન સ્ત્રી ઘર તથા પુત્રાદિ પદાર્થોમાં આસક્તિ ન રાખવી (અર્થાત્ તેમનામાંથી અહંતામમતાનો અધ્યાસ તજી દેવો), શુભ કે અશુભ વસ્તુની પ્રાપ્તિમાં શોક નહિ કરતાં સમાન વૃત્તિ રાખવી, હું પરમેશ્વરને વિષે સર્વવ્યાપકપણાની તથા સર્વાત્મદૃષ્ટિ રાખીને અનન્ય ભાવવાળી—એક નિષ્ઠાવાળી અવ્યભિચારિણી ભક્તિ કરવી! ચિત્તને પ્રસન્ન કરનારા એકાંત સ્થાનમાં નિવાસ રાખવો, અજ્ઞાનીઓમાં પ્રીતિ ન રાખવી, સદા અધ્યાત્મજ્ઞાનને વિષે નિષ્ઠા રાખવી, તત્વજ્ઞાનના અર્થરૂપ—અથવા ફળરૂપ પરમાત્માનું વારંવાર દર્શન કરવું. આ ચોવીસ પ્રકારની સાધના મોક્ષના સાધનરૂપ હોવાથી જ્ઞાનરૂપ કહેવાય છે; અને જે જે એવા જ્ઞાનચરિત્ર વિનાનું અથવા એથી ઉલટું હોય—એટલે કે માનીપણું, દંભીપણું ઇત્યાદિ ઇત્યાદિ હોય, તે બધું 'અજ્ઞાન' (અજ્ઞાનના પરિણામ રૂપ ) છે, એમ વસિષ્ઠાદિ મહર્ષિઓ કહે છે. માટે તેનો સર્વથા ત્યાગ કરવા જોઇએ.

×

સ્થુલ દેહ સૂક્ષ્મ દેહ, કારણ દેહ, જાગ્રત સ્વપ્ન, સુષુપ્તિ, જ્ઞાન ઇન્દ્રીયો, કર્મ ઇન્દ્રીયો, પ્રાણ, અંતઃકરણ વિષય, દેવતાઓ વિગેરે હું નથી. પણ હું તો આત્મા રૂપે દૃષ્ટા છું. અને મને કાંઇ પણ લેવા દેવા નથી, જે કાંઇ છે તે દેહને છે પણ આત્માને કાંઇ નથી એનું નામ આત્મજ્ઞાન, માટે નરસિંહ મહેતાએ કહ્યું છે કે;—

(૧) જ્યાં લગી આતમાતત્વ ચીન્યો નહીં,<br>
તાં લગી સાધના સર્વ જૂઠી,<br>
મનુષ્યદેહ તાહરો એમ એળે ગયો,<br>
માવઠાની જેમ વૃષ્ટિ વૂઠી.

(૨) શું થયું સ્નાન પૂજા ને સેવા થકી,<br>
શું થયું ઘેર રહી દાન દીધે,

શું થયું ધરી જટા ભસ્મ લેપન કર્યે,
શું થયું વાળ લોચન કીધે.

(૩) શું થયું તપ ને તીરથ કીધા થકી,
શું થયું માળ ગ્રહી નામ લીધે.
શું થયું તીલક ને તુલસી ધાર્યા થકી,
શું થયું ગંગજલ પાન કીધે.

(૪) શું થયું વેદ વ્યાકરણ વાણી વદ્યે,
શું થયું રાગ ને રંગ જાણ્યે,
શું થયું ખટ દરશન સેવ્યા થકી,
શું થયું વરણના ભેદ જાણ્યે.

(૫) એ છે પરપંચ સહુ પેટ ભરવા તણા,
આત્મારામ પરિબ્રહ્મ ન જોયો.
ભણે નરસૈંયો કે તત્વદર્શન વિના,
રત્ન ચિંતામણી જન્મ ખોયો.

×

(૧) સમરને શ્રીહરિ મેલ મમતા પરી,
જોને વિચારીને મૂલ તારું.
તું અલ્યા કોણ ને કોને વળગી રહ્યો,
વગર સમજે કહે મારું મારું,

(૨) દેહ તારી નથી જો તું જુગતે કરી,
રાખતાં નવ રહે નિશ્ચે જાયે.
દેહ સંબંધ ત્યજયે અવનવા બહુ થશે,
પુત્ર કલત્ર પરિવાર વ્હાયે.

(૩) ધન તણું ધ્યાન તું અહોનિશ આદરે,
એજ તારે અંતરાય મોટો,

પાસે છે પિયુ અલ્યા તેને નવ પરખીયો,
હાથથી બાજી ગઈ થયો રે ખોટી.

(૪) ભરનિંદ્રા ભર્યો રૂદિ ઘેર્યો ઘણો,
સંતના શબ્દ સુણી કાં ન જાગે.
ન જાગતાં નરસૈંયા લાજ છે અતિ ઘણી,
જન્મોજન્મ તારી ખાત ભાગે.

+

(૧) અખિલ બ્રહ્માન્ડમાં એક તું શ્રીહરિ,
જૂજવે રુપ અનંત ભાસે.
દેહમાં દેવ તું, તેજમાં તત્વ તું,
શુન્યમાં શબ્દ થઈ વેદ વાસે.

(૨) પવન તું, પાણી તું, ભૂમિ તું ભુધરા,
વૃક્ષ થઇ ફૂલિ રહ્યો આકાશે,
વિવિધ રચના કરી અનેક રસ લાવીને,
શિવ થકી જીવ થયો એજ આશે

(૩) વેદ તો એમ વદે શ્રુતિ સ્મૃતિ સાખ દે,
કનક કુંડલ વિષે ભેદ નોહે.
ઘાટ ઘડયા પછી નામ રુપ જુજવાં,
અંતે તો હેમનું હેમ હોય.

(૪) વૃક્ષમાં બીજ તું. બીજમાં વૃક્ષ તું
જોઉં પટંતરે એજ પાસે.
ભણે નરસિંયો એ મન તણી શોધના,
પ્રીત કરું પ્રેમથી પ્રગટ થાશે.

×

(૧) જે ગમે જગતગુરુ દેવ જગદીશને,
તે તણો ખરખરો ફોક કરવો.

આપણો ચિંતવ્યો અર્થ કંઇ નવ સરે
ઉગરે એક ઉદ્વેગ ધરવો.

(૨) હું કરૂં હું કરૂં એજ અજ્ઞાનતા,
શકટનો ભાર જેમ શ્વાન તાણે
સૃષ્ટિ મંડાણ છે સર્વ એણી પેરે,
જોગી જોગેશ્વરા કોક જાણે.

(૩) નીપજે નરથી તો કોઇ ન રહે દુઃખી;
શત્રુ મારીને સૌ મિત્ર રાખે.
રાય ને રંક કોઇ દષ્ટ આવે નહિ;
ભવન પર ભવન પર છત્ર દાખે.

(૪) રૂતુ લતા પત્ર ફળફુલ આપે યથા,
માનવી મૂર્ખ મનવ્યર્થ શોચે.
જેહના ભાગ્યમાં જેહને જે લખ્યું,
તેહને તે સમે તેજ પહોંચે.

(૫) ગ્રંથ ગડબડ કરી વાત ન કરી ખરી,
જેહને જે ગમે તેજ પૂજે,
મન કર્મ વચનથી આપ માની લહે;
સત્ય છે એજ મન એમ સુઝે.

(૬) સુખ સંસારી મિથ્યા કરી માનજો,
કૃષ્ણ વિના બીજું સર્વ કાચું,
જુગલ કર જોડી કરી નરસિંયો એમ કહે.
જન્મ પ્રતિ જન્મ હરિ એજ યાચું.

×

નહીં આકાશ ન વાયુને, જળ પૃથ્વી નહિ તેજ,
સ્વયં સિદ્ધ હું આત્મા, દૃષ્ટા નિત્ય સભેદ.

સ્થૂલદેહ તેના તણો, હું નહી છું સંઘાત;
દૃષ્ટારૂપ હું આતમા, સ્વયં પ્રકાશ સાક્ષાત્
નામ રૂપ રચના બધી, હું ના મિથ્યા છેજ,
અસ્તિ ભાતિ ન પ્રિય વડે, હું આત્મા છું એક.
હું આનંદ સ્વરૂપ છું, અવિનાશી પરબ્રહ્મ;
હીરો અદ્વય એક હું, આત્મ નિત્ય અસંગ.

×

(૧) શ્રોત્ર ત્વચા ચક્ષુ નહીં, નહીં જિહ્વા નહીં ઘ્રાણ;
ન વાક્ પાણી પાદ હું, શિશ્ન ગુદા નહીં નામ.

(૨) પ્રાણ અપાન સમાન ન, નહીં ઉદાન નહીં વ્યાન,
મન બુદ્ધિ હું તો નહીં, એ છે દૃશ્ય તમામ;

(૩) સત્તર તત્વો એ કહ્યા, સૂક્ષ્મ દેહ સંઘાત;
હીરો ન્યારો આતમા, દૃષ્ટા હું સાક્ષાત્;

(૪) સ્થૂલ સૂક્ષ્મ કારણ નહીં, એ છે દૃશ્ય તમામ,
હીરો દેહાતીત હું, દૃષ્ટા આત્મારામ.

×

(૫) કાયાતીત ખચીત હું, પંચકોશથી પાર;
અનુભવરૂપ હું આતમા, હીરો છું સુખસાર.

×

(૬) સ્થૂલ સૂક્ષ્મ કારણ ન હું, નહીં હું પાંચે કોશ;
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ એ, નહીં હું હું નિર્દોષ;
વિશ્વ તૈજસ પ્રાજ્ઞ હું, નહિ હું ચોથો દૂર;
અનુભવ રૂપ હું આતમા, હીરો હું જ જરૂર.

×

# પ્રકરણ ૩૬ મું

## સ્વરૂપનો અનુભવ

(૧) આકાશને મેઘ સંબંધ ક્યાં છે. મારે પછી દેહ સંબંધ ક્યાં છે ?
તો જાગૃતિ સ્વપ્ન સુષુપ્તિના રે, ક્યાં હું વિષે ધર્મ દિસે બધારે !

(૨) કોશો સ્થિતિ કાય થકીજ ન્યારો, આત્મા સદાનંદ સ્વરૂપવાળો,
હું છું જ, કોને પણ બંધ મુક્તિ, બ્રહ્માંડરૂપે મમ એક મુર્તિ

(૩) આવે અને જાય ઉપાધિ જે તે, કર્મો કરે ને ફળ ભોગવે તે,
મૃત્યુ અને જન્મ રહ્યાં જ તેને, હું નિશ્ચલાકારજ હોય શેને !

(૪) નથી પ્રવૃતિ ન કદા નિવૃતિ, ક્રિયાપણું તો મુજમાં જરા નથી.
અખંડ આનંદ સ્વરૂપ મારૂં, પ્રપંચ તેમાં જરાય ન ભાળું,

(૫) કર્તા ન હું કારયિતા નથી હું, ભોક્તા ન હું ભોજયિતા નથી હું,
દ્રષ્ટા ન હું દર્શયિતા નથી હું, આત્મા સ્વયંજ્યોતિ અગમ્ય હું છું.

(૬) ઉપાધિ ચાલે પ્રતિબિંબ ચાલે, કતૃત્વ ભોક્તૃત્વ સ્વમાં વૃથારે
માની પીડાયે વૃથાભિમાની, સ્વાનંદની થાય સદાય હાનિ,

(૭) કતૃત્વ, ભોક્તૃત્વ, ખલત્વ, મતતા, જડત્વ બદ્ધત્વ વિમુક્તતા બધા
ધીના વિકલ્પો ન વસ્તુતાએ, પરબ્રહ્મમાં તે ન કદા જરાએ,

(૮) જળે સ્થળે કે અનળે ધરે આ લોટે ભલે દેહરૂપી જડાત્મા,
ધર્મો ઘડાના નભને ન લેપે, લેપાઉં ના, હું તન ધર્મ એ બધે;

(૯). ન ઇંદ્રિયો છેજ મને જ જ્યારે, પછી મને પાતક પુણ્ય ક્યાં રે,
મને નથી ચિત્ત અચિત હું રે, વિકલ્પ સંકલ્પ પ્રપંચ શું રે ?

(૧૦) છઉ સદાખંડ સુખાનુભૂતિ, નિરાકૃતિ નિર્મળ જ્ઞાનમુર્તિ
ઘટે મને પાતક પુણ્ય ક્યાં રે 'પ્રમા' અનન્યાગત વેદ જ્યારે

### સ્રગ્ધરા

ટાઢી, ઉની, નઠારી, શુભ જગુસતણો, સંગ છાયા કરે ત્યાં,
તે છાયાથી નિરાળા, પુરૂષ મમ વિષે, સ્પર્શની વાત છે ક્યાં,
પુણ્યો પાપો વિકારો, વિધવિધ મનના, જન્મ ને મૃત્યુ ભેદો,
સ્પર્શે ક્યાંથી મને તે, અલગ સહુ થકી, બ્રહ્મ હું ગાય વેદો,

નામ રૂપે જણાતી, ઘટપટ રચના, ભિન્ન ને નાશવાળી,
અસ્તિ ભાતિ પ્રિયે હું, ચર અચર રૂપે નિત્ય છું નિર્વિકારી,
મારાથી ક્યાં દિસે છે, અળગ જણસ કો બ્રહ્મ હું છું અનાદિ
કોને મુક્તિ ? કશું ક્યાં સકળ જગત છે, જ્ઞાનથી શાંત સાદી.

---

## પ્રકરણ ૩૭ મું

## સ્થૂલ દેહોના તત્વોનું કોષ્ટક

| આકાશનાં | વાયુનાં | તેજનાં | આપનાં | પૃથ્વીનાં |
|---|---|---|---|---|
| કામ | ચલન | ક્ષુધા | શુક્ર | અસ્થિ |
| ક્રોધ | વલન | તૃષા | શોણિત | માસ |
| શોક | ધાવન | આલસ્ય | લાલા | ત્વચા |
| મોહ | પ્રસારણ | નિંદ્રા | મુત્ર | નાડી |
| ભય | આકુંચન | કાંતિ | સ્વેદ | રોમ |

**સ્થૂલ દેહનાં પંચીકૃત પચીસ તત્વોને સમજવાનું કોષ્ટક**

| પંચભુત | પૃથ્વીનાં | જલનાં | તેજનાં | વાયુનાં | આકાશનાં |
|---|---|---|---|---|---|
| પૃથ્વીનાં | અસ્થી | શોણીત | આલસ્ય | સંકોચન | કટયાકાશ |
| જલનાં | માંસ | શુક્ર | કાંતિ | ચલન | ઉદરાકાશ |
| તેજનાં | નાડી | મુત્ર | ક્ષુધા | ઉત્ક્રમણ | હૃદયાકાશ |
| વાયુનાં | ત્વચા | સ્વેદ | તૃષા | ધાવન | કંઠાકાશ |
| આકાશનાં | રોમ | લાલા | નિદ્રા | પ્રસારણ | શિર આકાશ |

**અન્નમય કોશ**

## જાગ્રત અવસ્થાનો વ્યવહાર ૪૨ તત્વોથી થાયછે તેનુ કોષ્ટક

જાગ્રતાવસ્થા

| પાંચ જ્ઞાનેંદ્રિયોના નામ | તેના વિષયોનાં નામ | અને દેવતાઓનાં નામ |
| --- | --- | --- |
| શ્રોત્ર | શબ્દ | દિશા |
| ત્વચા | સ્પર્શ | વાયુ |
| ચક્ષુ | રૂપ | સૂર્ય |
| જીહ્વા | રસ | વરૂણ |
| ઘ્રાણ | ગંધ | અશ્વિનીકુમાર |
| **પાંચ કર્મેંદ્રિયોનાં નામ** | **તેના વિષયોનાં નામ** | **અને દેવતાઓના નામ** |
| વાક્ | વચન | અગ્નિ |
| પાણિ | આદાન | ઈંદ્ર |
| પાદ | ગમન | ઉપેંદ્ર |
| શિશ્ન | આનંદ | પ્રજાપતિ |
| ગુદ | વિસર્ગ | મૃત્યુ |
| **ચાર અંતઃકરણોના નામ** | **તેના વિષયોના નામ** | **અને દેવતાઓના નામ** |
| મન | સંકલ્પ | ચંદ્રમા |
| બુદ્ધિ | નિશ્ચય | બ્રહ્મા |
| ચિત્ત | ચિંતન | નારાયણ |
| અહંકાર | અભિમાન | રૂદ્ર |

ઉપર કહેલાં બેતાલીશ તત્વમાંથી જો એક તત્વ ઓછું હોય તો, તેટલો વ્યવહાર જાગ્રતમાં ઓછો.

# પ્રકરણ ૩૮ મું

## સૂક્ષ્મ દેહના વિચારનું કોષ્ટક

સ્વપ્ન અવસ્થા કંઠસ્થાન, મધ્યમાવાચા, પ્રવિવિક્તભોગ જાણ, જ્ઞાન શક્તિ, સત્વ ગુણ ઉકાર માત્રા, તેજસ, અભિમાન.

### સ્વપ્ન અવસ્થા

| પંચ મહાભુત | આકાશનાં અંતકરણ પંચક કર્તાભોક્તા | વાયુના પ્રાણપંચક વાહન | તેજનાં જ્ઞાનેં-ઇન્દ્રિય પંચક દ્વાર | આપના કર્મેંઇન્દ્રિય પંચક સેવક | પૃથ્વીનાં વિષય પંચક ભોગ |
|---|---|---|---|---|---|
| આકાશ | અંતઃકરણ પ્રથમ સ્ફુરણ દેવતા વિષ્ણુ | ધ્યાન સર્વાંગ સ્થાનમાં રહે છે કર્મ સર્વ દેહની સંધીને ચાલે છે | શ્રોત્ર દેવતા દિશા તેણે કરી શબ્દ શ્રવણ થાય છે તે વિના બ્હેરો શબ્દ સાંભળે નહિ | વાચા દેવતા અગ્નિ તેણે કરી શબ્દ બોલે છે તે વિના મુંગો | શબ્દ |
| વાયુ | મન સંકલ્પ વિકલ્પાત્મક દેવતા ચંદ્રમા તેણેકરીસંકલ્પ કરે છે | સમાન નાભિ સ્થાનમાંરહે છે કર્મ અન્નં રસને રોમેરોમ માંનાડી દ્વારા પ્રવેશ કરાવે છે | ત્વચા દેવતા વાયુ તેણે કરી સ્પર્શ શીત ઉષ્ણ, મૃદુ કઠિનતાઆદિ જણાય છે | પાણિ દેવતા ઇંદ્ર પદાર્થને તેણે કરી લેવ દેવ કરે છે તે વિના ન થાય | |
| તેજ | બુદ્ધિનિશ્ચયા-ત્મક દેવતા બ્રહ્મા તેણે કરી નિશ્ચય થાય છે | ઉદાનકંઠ સ્થાનમાં રહે છે. કર્મ અન્નરૂપ રસનો વિભાગ કરે છે સ્વપ્ન હેડકી દેખાડેછે હિત નાડીમા | ચક્ષુ દેવતા સુર્ય તેણે કરી રૂપ દેખે છે તે વિના અંધ | પાદ દેવતા ઉપેંદ્ર તેણે કરી જાય છે. આવે છે તે વિના પાંગળો | રૂપ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| આપ | ચિત્તચિંતનાત્મક દેવતા નારાયણ તેણે કરી સ્મરણ કરે છે | પ્રાણ હૃદય સ્થાનમાં રહે છે. કર્મ એકવીસ હજાર ને છસો શ્વાસોચ્છ્વાસ કરે છે | જીહ્વા દેવતા વરુણ તેણેકરી રસસ્વાદ જણાય છે તેવિના જણાય | શ્રિશ્ન દેવતા પ્રજાપતિ કરી મુત્ર રીત ભોગ થાય છે તે વિનાના નપુંસક | રસ |
| પૃથ્વી | અહંકાર અહંપણું દેવતા રુદ્ર તેણે કરી અહંકાર થાય છે | અપાન ગુદા સ્થાનમાં રહે છે કર્મ મલનો ઉત્સર્ગ કરે છે. | ઘ્રાણ દેવતા અશ્વિની કુમાર તેણેકરી સુગંધ દુર્ગંધ જણાય તે વિના ન જણાય | ગુદ દેવતા મૃત્યુયમ તેણે કરી મલનો ઉત્સર્ગ થાય છે | |

## પાંચ અંતઃકરણની ત્રિપુટી નીચેના કોષ્ટક પ્રમાણે સમજવી

| અધ્યાત્મ | અધિભૂત | અધિદેવ |
|---|---|---|
| અંતકરણ | સ્ફુરણ | વિષ્ણુ |
| મન | સંકલ્પ વિકલ્પ | ચંદ્રમા |
| બુદ્ધિ | નિશ્ચય | બ્રહ્મા |
| ચિત્ત | ચિંતન | નારાયણ |
| અહંકાર | અભિમાન | રુદ્ર |

## પાંચ જ્ઞાનેન્દ્રિયોની ત્રિપુટી નીચેના કોષ્ટક પ્રમાણે સમજવી

| અધ્યાત્મ | અધિભૂત | અધિદૈવ |
|---|---|---|
| શ્રોત્ર | શબ્દ | દિશા |
| ત્વચા | સ્પર્શ | વાયુ |
| ચક્ષુ | રૂપ | સુર્ય |
| જીહ્‌વા | રસ | વરુણ |
| ઘ્રાણ | ગન્ધ | અશ્વિનીકુમાર |

## પાંચ કર્મેન્દ્રિયોની ત્રિપુટી નીચેના કોષ્ટક પ્રમાણે સમજવી

| અધ્યાત્મ | અધિભૂત | અધિદૈવ |
|---|---|---|
| વાચા | વચન (બોલવું) | અગ્નિ |
| પાણિ | આદાન (લેવું દેવું) | ઈંદ્ર |
| પાદ | ગમન (જવું આવવું) | ઉપેંદ્ર |
| શિશ્ન | આનંદ (રતિભોગ) | પ્રજાપતી |
| ગુદ | વિસર્ગ (મલત્યાગ) | યમ |

| પંચભુત | સાત્વીક ભાગમાંથી | | રાજસ ભાગમાંથી | | તામસ ભાગમાંથી |
|---|---|---|---|---|---|
| | પાંચ અંતઃકરણ | પાંચ જ્ઞાનેદ્રિયો | પાંચ વાયુ | પાંચ કર્મેન્દ્રિયો | પાંચ વિષયો |
| આકાશના | અંતઃકરણ | શ્રોત્ર | વ્યાન | વાચા | શબ્દ |
| વાયુના | મન | ત્વચા | સમાન | પાદ | સ્પર્શ |
| તેજનાં | બુદ્ધિ | ચક્ષુ | ઉદાન | પાણી | રૂપ |
| આપનાં | ચિત્ત | જીભ્હા | પ્રાણ | શિશ્ન | રસ |
| પૃથ્વીનાં | અહંકાર | ઘ્રાણ | અપાન | ગુદ | ગંધ |

સુક્ષ્મ દેહના કોશ, પ્રાણમય કોશ, મનોમય કોશ, વિજ્ઞાનમય કોશ, ઉપરના પંચભુતના સાત્વિક, રાજસ અને તામસ ભાગમાંથી થએલાં જુદા જુદા તત્વોને સમજવા સારૂ આ કોષ્ટક લખ્યું છે.

---

## પ્રકરણ ૩૯ મું

આ દેહમાં પાંચ અંતઃકરણ કર્તા ભોક્તા છે. પાંચ પ્રાણકર્તા ભોક્તાના વાહન. પાંચ જ્ઞાનેંદ્રિય તેઓનાં દ્વાર છે. પાંચ વિષયો તેઓના ભોગ છે. અને પાંચ કર્મેન્દ્રિયો તેઓના સેવક છે. અને હું એ સર્વેને જાણવાવાળો અકર્તા અભક્ત અસંગ આત્મા છું.

### પાંચ પ્રાણ ઉપરના ઉપપ્રાણ પણ છે.

નાગ—ઉદ્દાર, ઓડકાર.

કર્મથી—આંખ મીંચાય છે, ઉઘાડાય છે.

કૃલથી—છીંક થાય છે.

દેવદત્તથી—બગાસું આવે છે.

ધનંજય—વાયુ આખા શરીરમાં રહી પુષ્ટ કરે છે અને મુડદામાં રહીને તેને ફુલાવે છે.

પહેલાં સુક્ષ્મ રહેતાં અંતઃકરણમાં યાદી પચીસ તત્વો અને આઠ સ્વપ્ન અવસ્થા તે મળીને તેત્રીસ સુક્ષ્મ દેહના તત્વો છે. તે હું નથી તારા નથી હું આત્મા દષ્ટા છું. એ દશ્ય તત્વો તું નથી. હું નથી : નિરાળો-જુદા દષ્ટા આત્મા છું.

### ત્રીજો કારણ દેહ—

અજ્ઞાનનું નામ કારણ દેહ—દેહ તથા પ્રથમ હું એમ કહે છે કે સ્થુલ દેહ તથા સુક્ષ્મ દેહ હું જાણું છું. પણ હું કોણ છું...તે હું મને જાણતો નથી. તેનું નામ અજ્ઞાન-અને તે કારણ દેહ કહેવાય.

### કારણ દેહના આઠ તત્વો

સુષુપ્તિ અવસ્થા—હૃદયસ્થાના, પસ્યંતી વાચા, આનંદ ભોગ, દ્રવ્યશકિત, તમોગુણ, ઉકારયાત્રા પ્રાજ્ઞ અભિમાન, અને આનંદમય કોશ છે. (પ્રિય પ્રમોદ) ઉપરના તત્વો આઠે તેનો હું સાક્ષીરૂપ સચ્ચિદાનંદ નિત્ય નિરંતર પરમાનંદ છું.

એ રીતે તું સ્થુલ, સુક્ષ્મ અને કારણ, એ ત્રણ દેહનો દ્રષ્ટા છું. જાગ્રત–સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થાનો તું સાક્ષી છું. અન્નમય, પ્રાણમય, મનોમય વિજ્ઞાનમય અને આનંદમય એ પાંચ કોશથી પણ જુદો તું આત્મા છે. સચ્ચિદાનંદ રૂપ છે.

## ચોથો મહાકારણ દેહ

ત્રણ દેહની અપેક્ષાથી ચોથો કહેવાયો, અજ્ઞાન તથા તેના કાર્યરૂપ જે દેહાદિક પ્રપંચ તેની અત્યંત નિવૃત્તિનું મોટું કારણ માટે મહાકારણ દેહ કહેવાયો, તે મહાકારણ દેહનું રૂપ જ્ઞાન સ્વરૂપ છે, એટલે બ્રહ્મનિષ્ઠ ગુરૂદ્વારા વેદાંત, શાસ્ત્રના શ્રવણથી હું દ્રષ્ટા સાક્ષી છું, એવું જે વિશેષ જ્ઞાન મનની વૃત્તિમાં થયું છે તેનું નામ ચોથો મહાકારણ દેહ.

| અસ્તિ | ભાતિ | પ્રિય | નામ રૂપ પાંચ અંશ પ્રતીત |
|---|---|---|---|
| સત | ચિત્ત | આનંદ | દરેકમાં થાય છે. |

## મહાકારણ દેહના આઠ તત્વો

તુરીયા અવસ્થા, મૂર્દ્ધનિસ્થાન, પરાવાચા, આનંદાભાસ, ભોગજાણ, ઇચ્છા શક્તિ, શુદ્ધ સત્વગુણ, અર્દ્ધમાત્રા–પ્રત્યગાત્મા અભિમાન.

ત્રણ અવસ્થાની અપેક્ષાથી આત્માનું તુરીય એવું નામ કહેવાયું છે. જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ એવી એ ત્રણ અવસ્થા તે મૂઢ બુદ્ધિવાળા પુરૂષે આત્મામાં કલ્પી છે એટલે એ ત્રણ અવસ્થા આત્માની માની છે. તે ત્રણ અવસ્થાની અપેક્ષાથી પરમાત્માં પદનું તુરીય ( ચોથું ) એવું નામ પાડયું છે.

---

## પ્રકરણ ૪૦ મું

## જ્ઞાન બે પ્રકારના

**પરોક્ષ જ્ઞાન**—પરબ્રહ્મ સત્ય રૂપ છે એ રીતે બ્રહ્મને આત્માથી ભીન્ન રૂપ જાણે છે, તે જ્ઞાનને પરોક્ષ જ્ઞાન કહીએ.

**અપરોક્ષ જ્ઞાન**—અને તે નિર્વિકલ્પ બ્રહ્મ હું છું એમ અનુભવથી અભેદ રૂપે જે જાણે છે, તેનું નામ સાક્ષાત્કાર કહીએ. કહેતાં અપરોક્ષ જ્ઞાન કહીએ.

પૂર્વે નિરૂપણ કર્યા એવા જે સ્થૂલ, સુક્ષ્મ, કારણ મહાકારણ, એ ચાર દેહ, તેથી ન્યારો હોય કહેતા ચાર દેહથી ભિન્ન પ્રકાશક, શુદ્ધ, સામાન્ય ચૈતન્ય આત્મા મારૂં સ્વરૂપ છે. એવા દૃઢ બોધથી દેહાધ્યાસનો ત્યાગ કરે, તો તે હમણાં જીવમાં જ એટલે આ દેહમાં જ મોક્ષ સુખને પ્રાપ્ત થાય છે. યાને જીવનમુકત યાને મર્યા પછી પણ મુકત દશા પ્રાપ્ત થાય છે.

ઈશ્વરના રચેલાં દેહ સ્ત્રી, પુત્ર ધનાદિકમાં જે અહંતા, મમતા, રૂપ દૃઢ અભ્યાસ દેખાય છે તે જીવનો કરેલો છે તે અભ્યાસ બંધનનો તથા દુઃખનો હેતુ છે. આ દેહ કોઈને બંધન કરતો નથી પણ તેમાં અહંતા–મમતા રૂપ જીવસૃષ્ટિ છે, તે બંધનનું કારણ છે. જ્ઞાનથી મોક્ષ થાય છે. જ્ઞાન વિના મુકતી થતી નથી. માટે આત્મજ્ઞાન થયા વિના દુઃખના કારણરૂપ જે મનોમય દ્વૈત તેની અત્યંત નિવૃત્તિ કોઈ કાળે થવાની નથી.

## કર્મ ત્રણ પ્રકારના

સંચિત, ક્રિયમાણ, પ્રારબ્ધ, ત્રણ પ્રકારના કર્મો છે. તેમાં સંચિત, ક્રિયમાણ એ બે પ્રકારના કર્મોનો જ્ઞાનથી નાશ થાય છે. અને બાકી રહ્યું જે સુખ, દુઃખ, ભોગરૂપ પ્રારબ્ધ, કર્મ તે દેહને માથે છે, કહેતાં દેહથી ભોગવાય છે. તેમાં સ્થૂલ દેહ છે. તે ભોગાયતન

છે, ઇંદ્રિયો છે તે ભોગ ભોગવવાનું સાધન છે, તે ચિદાભાસ સંયુકત જે અંતઃકરણુ છે તે સુખદુઃખ ભોગ રૂપ જે પ્રારબ્ધ કર્મ તેનું ભોક્તા છે, તે પ્રારબ્ધ કર્મ ભોગવ્યા વિના નિવૃત્ત થતું નથી અને પ્રારબ્ધ કર્મના ભોગથી જ નાશ થાય છે એવું શાસ્ત્રનું પણ વાકય છે. જ્ઞાની અથવા અજ્ઞાનીનો દેહ ઉત્પન્ન થયો છે તે અવસ્ય ભોગ દેવાવાળા જે પ્રારબ્ધ કર્મ છે તેથી જ થયો છે. માટે તેના ફળરૂપ ભોગ અવસ્ય ભોગવેથી જ નિવૃત થાય છે.

જો કે જ્ઞાની દેહની તથા તેના ભોગની અપેક્ષા કરતો નથી. પણ જ્યાં સુધી, પ્રારબ્ધના ભોગનો વેગ છે ત્યાં સુધી દેહ સહિત સુખદુઃખ ભોગ અવસ્ય થવાના છે. તે નહી ટળે કેમકે તે પ્રારબ્ધ કર્મ ફળ દેવાને પ્રવૃત્ત થઇ ચુક્યું છે. તેથી ફળ આપ્યા સિવાય નિવૃત્ત થતું નથી.

માટે પ્રારબ્ધ કર્મના ફળરૂપ સુખદુઃખાદિક ભોગ દેહ ભોગવે છે. તેનો પ્રકાશક હું અભોક્તા-પરબ્રહ્મ છું એ રીતે જે પુરૂષ અનુભવથી નિશ્ચય કરીને જાણે છે તેને જીવનમુક્ત કહીએ એટલે દેહ છતાં જ મુકત છે. માટે હું દેહ છું એ બુદ્ધિ મૂકીને હું આત્મા બ્રહ્મરૂપ છું એવો નિશ્ચય કરવો.

જે કોઇ મનુષ્ય આ દેહ છે તે જ હું છું. એવું માને છે તેને મહાદોષી (મહાપાપી) કહીએ. સ્મૃતિમાં પણ કહ્યું છે કે **नानृतात्पातकं परं** ( અસત્ય ભાષણથી બીજું કોઇ મહોટું પાપ નથી ) એટલે અસત્ય બોલવું મોટું પાપ છે. એ ન્યાયે કરીને દેહને આત્મા છે એમ જે કહે છે તે અસત્ય બોલે છે કેમકે દેહ છે તે પંચભૂતનું કાર્ય છે અને આત્મા છે તે પંચભૂતનું કારણ છે. દેહ દશ્ય વિકારી, અનિત્ય, જડ પરિચ્છિન્ન, સાવયવ છે. અને આત્મા દશ્ય, અવિકારી, નિત્ય, જ્ઞાન સ્વરૂપ, પરિપૂર્ણ નિરવયવ છે. દેહ અશુદ્ધિ, દુર્ગંધ, મલ, માંસ, મુત્ર, રૂધિરાદિક કરીને ભરેલો છે, અને આત્મા સર્વદા શુદ્ધ, નિર્મળ, આનંદ ઘન છે. એ રીતે દેહ તથા આત્માનાં લક્ષણ પરસ્પર જુદાં હોવાથી આત્મા દેહથી ભિન્ન છે. એમ અનુભ-

વથી જણાય છે, તથાપિ દેહથી આત્માને જુદો ન જાણીને દેહ છે તેજ હું છું, એમ અસત્ય બોલે છે, તેથી તેને મહાદોષી કહીએ અથવા જેમ વાત, પિત્ત, કફ—એ ત્રણ એકઠા થાય છે તેનું નામ મહાદોષ યાને ત્રિદોષ અથવા સંનિપાત કહેવાય છે, તે જેને થયો હોય તે મૃત્યુને વશ થાય છે. તેમ દેહનું અભિમાન કરવાવાળાને પણ મહાદોષી કહીએ એટલે તેને સન્નિપાત થયો છે એમ જાણવું. અને ભાગવતમાં પણ શ્રી કૃષ્ણ ભગવાને ઉદ્ધવજીને કહ્યું છે કે હે ઉદ્ધવ અહંતાને મમતારૂપ જે બુદ્ધિ છે, તેને સંનિપાત જાણવો. એટલે સત્વગુણ–રજોગુણ, તમોગુણ એ ગુણોમાં તથા તેના કાર્યોમાં જે અહંતા—મમતા છે તેને સન્નિપાત સમજવો. અને તે સન્નિપાત જેને છે તે પણ જન્મ મરણને વશ થાય છે. તેનું જન્મ મૃત્યુરૂપી દુઃખાનિવૃત્ત થતું નથી. અને જે પુરૂષને બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરૂના અનુગ્રહથી હું સચ્ચિદાનંદ આત્મા છું એવી બુદ્ધિ થઇ છે તેના મોટા પુણ્ય જાણવા.

મનની વૃત્તિ બાહ્ય વિષયોનાં સંકલ્પોથી ચંચળ છે. તેથી અપરોક્ષ અદ્વિતીય આત્માના અનુસંધાનમાં દૃઢ નિષ્ઠાવાન થતી નથી. તે મુમુક્ષુને બાહ્ય વિષયોના સંકલ્પોથી નિવૃત્તિપૂર્વક મનની વૃત્તિને સ્થિરતા થવા સારૂં ત્યાં અદ્વિતીય આત્માનો અપરોક્ષ દૃઢ બોધપૂર્વક જીવનમુક્તિ થઇને વિદેહ મુક્તિ થવા વગર સમાધિનો અભ્યાસ અવશ્ય કરવા યોગ્ય છે.

## સમાધિ બે પ્રકારની છે

સવિકલ્પ સમાધિ — નિર્વિકલ્પ સમાધિ

સવિકલ્પ સમાધિ:

૧ દૃશ્યાનુવિદ્ધ — ૨ શબ્દાનુવિદ્ધ

દૃશ્યાનુવિદ્ધ——અંતઃકરણમાં કામ–સંકલ્પ, ચિકિત્સા શ્રદ્ધા, અશ્રદ્ધા ધૈર્ય—અધૈર્ય–લજ્જાતીવ આદી જે બીજી કેટલી સાત્વીક વીગેરે વૃત્તિઓ ઉત્પન્ન થાય છે તે સર્વ દૃશ્ય છે. અને તે સર્વ વૃત્તિઓનો દૃષ્ટા હું સાક્ષી ચૈતન્ય રૂપ છું એવા અનુસંધાનપૂર્વક જે સદા આત્માના અનુભવ કરવો તે દૃશ્યાનુવિદ્ધ સવિકલ્પ સમાધિ.

બીજું—શબ્દાનુવિદ્ધ—હું અસંગ છું એટલે દેહ ઈંદ્રિયો અંતઃકરણાદિકમાં હું છે, તથાપિ તેનો મને સંગ નથી.

**નિર્વિકલ્પ સમાધિ**—દૃશ્યાનુવિદ્ધ તથા શબ્દાનુવિદ્ધ એ બે સમાધિનો સારી રીતે અભ્યાસ કર્યાથી જ્યારે અંતઃકરણને વિષે આનંદરૂપ આત્માના જ્ઞાનાનંદના અનુભવના આવેશથી કામ, સંકલ્પ, આદિ દૃશ્ય વૃત્તિઓનું અનુસંધાન મૂકી દઈને તથા હું અસંગ છું ઇત્યાદિ શબ્દોને પણ મૂકી દઈને સંકલ્પ રહીત તૃષ્ણા રહીત જે સ્થિતિ તેને નિર્વિકલ્પ સમાધિ કહીએ.

જેમ વાયુ વિનાની જગ્યામાં દીપક નિશ્ચલ રહે છે. નિર્વિકલ્પ સમાધિના અભ્યાસ કરનારાળા પુરૂષનું ચિત્ત નિશ્ચલ રહે છે. એટલે નિર્વિકલ્પ સમાધિમાં કોઈપણ દ્વૈત પ્રપંચ ભાસતો નથી. તેથી નિર્વિકલ્પ ચૈતન્યરૂપ આત્માનો સ્પષ્ટ અનુભવ થાય છે. સમુદ્રની પેઠે સંસારમાં સ્ત્રીપુત્રાદીકમાં મોહરૂપી આવર્ત [ ઘુમરીઓ ] છે. કામ, ક્રોધ, લોભ, અહંકારરૂપી મગરમચ્છ છે. ક્ષુધા, તૃષા, હર્ષ, શોક આદિ મોટી ઉર્મિઓ [ તરંગ ] છે. અધ્યાત્મ, અધિભૂત, અધિદૈવ, એ ત્રણ તાપરૂપી વડવાનલ છે. નીરંતર દુર્વાસના રૂપી શેવાળ છે. અને અનેક વિષયરૂપ જળ ભરેલું છે. એવો જે સંસાર સમુદ્ર તેને સત્સંગદ્વારા અને વેદાન્તનું શ્રવણ મનન નિદિધ્યાસન દ્વારાએ આત્માના બોધથી તત્કાલ તરી જાય છે, વિલંબ થતો નથી, જેમ નૌકાથી સમુદ્રને તરી પાર થાય છે. **तस्मात्** [ તે માટે અતિશયત્નેન કહેતાં સ્વધર્મના અનુષ્ઠાનપૂર્વક યમ–નેમ–વિવેક–વૈરાગ્ય, ષટ્સંપત્તિ આચાર વિચાર આહારવિહાર, વીગેરે સાધનોથી અંતઃકરણની શુદ્ધિ કરીને એકાગ્ર ચિત્તથી બ્રહ્મનિષ્ઠ સદ્ગુરૂના સદુપદેશના ગ્રહણપૂર્વક સત્સંગ પુરૂષનો સંગ સર્વદા કર.

વેદાન્ત વાક્યે દ્વારા શ્રેષ્ઠ ગુરૂના ઉપદેશથી જેની પ્રાણીઓમાં સંપૂર્ણ ભૂતોમાં બ્રહ્મબુદ્ધિ ઉત્પન્ન થઇ છે તે જીવનમુક્ત છે. દેહ હું નહિ પુરૂષ હું નહિ, બ્રાહ્મણ હું નહિ શૂદ્ર હું નહિ પણ અસંગ સચ્ચિદાનંદ સ્વરૂપ પ્રકાશરૂપ સર્વના અંતર્યામી ચિદાકાશ રૂપ હું છું. તેવો દૃઢ નિશ્ચય રૂપ અપરોક્ષ જ્ઞાન જેને છે તે જીવનમુક્ત છે.

---

# પ્રકરણ ૪૧ મું

॥ भुजंगप्रयातं छंदः ॥

मनोबुद्ध्यहंकारचित्तानि नाहं
न च श्रोत्रजिह्वे न च घ्राणनेत्रे ।
न च व्योमभूमि न तेजो न वायु-
श्चिदानंदरुपः शिवोऽहं शिवोऽहम् ॥

ભાવાર્થઃ—હું મન, બુદ્ધિ અહંકાર અને ચિત્ત નથી, હું શ્રોત્ર, જીભ, નાસીકા અને નેત્ર નથી. હું આકાશ, પૃથ્વી, તેજ, વાયુ અને [ જળ ] નથી. પણ ચિદાનંદસ્વરૂપ શીવ હું છું યાને બ્રહ્મરૂપ છું. ॥ ૧ ॥

## વિવેચન

મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એ અંતઃકરણનાં તત્વો હોવાથી સૂક્ષ્મદેહનાં તત્વો છે અને આત્મા તો સૂક્ષ્મદેહનો દ્રષ્ટા-સાક્ષી હોવાથી, સૂક્ષ્મદેહ કે તેનાં તત્વોના સમુહ રૂપે તે ક્યા પ્રકારે હોઇ શકે ? જેથી ભગવાન આત્માનું સૂક્ષ્મ દેહથી તટસ્થપણું છે એ બાબત ઉપરના શ્લોકમાં સુચવે છે. આ પ્રમાણે શ્રોત્ર, જીભ, નાસીકા અને નેત્ર પણ પરીણામી શરીરની જ સામગ્રી હોવાથી, તે તત્વો આત્મા નથી એમ વિશેષ કથન કરે છે. અને જડથી ચેતનરૂપ આત્મા જુદો છે એમ ચાર્વાકાદી નાસ્તિકોના મતનું નિરાકરણ થવા વિવેક બતાવે છે. આકાશ, વાયુ, તેજ, પૃથ્વી હું નથી— એ કથનથી ભગવત્પાદ ભૌતિક રચના જડ છે અને આત્મા તેથી જુદો છે એમ પંચભૂતથી આત્માનું તટસ્થપણું સમજવા વિવેક કરે છે. ચાર્વાકાદી પંચભૂતમાંથી ગમે તે કોઇને કે પંચભૂતના દેહને જ આત્મારૂપે માની લે છે, એ કેવું અજ્ઞાન છે ? એ બતાવવા આત્મા

અને જડના સ્વરૂપ તથા લક્ષણ કેટલાં ઉલટાં છે એ આશયથી હું ચેતનરૂપ આત્મા તે તે જડરૂપ નથી પરંતુ દેહાદિકનો દ્રષ્ટા છું. તથા પંચભૌતિક રચના અસત જડ અને દુઃખરૂપ છે તથા હું સચ્ચિદાનંદસ્વરૂપ આત્મા છું, એમ ઉપરનો શ્લોક આત્મસ્વરૂપનો અનુભવ થવા મનનરુપ છે. આ દેહાદિક જે કાંઈ પ્રપંચ વિલસી રહ્યો છે, તે રજ્જુસર્પ જેમ મારામાં મિથ્યા ભ્રમ ભ્રમ ભાસે છે, પરંતુ મારૂં વાસ્તવિક સ્વરૂપ સચ્ચિદાનંદરૂપ બ્રહ્મ જ હોવાથી, હું કલ્યાણનો આસ્પદ, અસંગ, અજર, અમર આત્મા છું. હું કોણ છું એ પ્રશ્નનો નિર્ણય આપનારાં આ સ્તોત્રનાં ભગવદ્વાકયો ખરેખર ગુરૂદ્વારા મનન કરવા યોગ્ય છે. હૃદયરૂપ ક્ષેત્રમાંથી અવિદ્યારૂપ રજને સાફ કરી, વિવેકરૂપ જળથી તે ભૂમિ પવિત્ર કરી, આત્મજ્ઞાન પ્રાપ્તિરૂપ વિવેકાદી સાધનોનો પાયો રચાતાં, ગુરૂકૃપાથી એક અખંડાનંદ આત્મા અપરોક્ષ થાય છે. આ પ્રમાણે આદ્ય શ્લોકપંચકમાં, દેહાદિથી આત્મા હું જુદો છું. એ બાબત સ્થુળ સૂક્ષ્માદિ જડસંઘાત હું નથી એમ મનન કરવા, ઉપદેશ આપો. છેવટે છટ્ઠા શ્લોકમાં ભગવાને મારૂં વાસ્તવિક સ્વરૂપ શું છે તે બાબત વિચાર કરવા આત્માનાં લક્ષણો આપ્યાં છે.આ પ્રમાણે 'નેતિ નેતિ' નિષેધથી નિષેધનો અવધિ જે આત્મા તે તું પોતે જ છો એમ સમજાવવા, આચાર્યે આ સ્તોત્રની રચના કરી છે, પોતા માટે નહિ કારણ કે પોતે તે, સમર્થ જ્ઞાનમય હતા. 'હું હું' શબ્દથી પ્રત્યેક સાધક શિષ્ય વ્યક્તિને મનન કરવા ભગવાને ભલામણ કરી છે.

अहं प्राणवर्गो न पंचानिला मे ।
न तोयं न मे धातवो पंचकोशाः ॥
न वाक्पाणिपादौ न चोपस्थपायू
चिदानंदरुपः शिवोऽहं शिवोऽहम् ॥२॥

ભાવાર્થ:—હું જળ અને પ્રાણવર્ગ નથી, મારે પાંચ વાયુ

નથી મારે પાંચ વાયુ નથી. [સપ્ત] ધાતુ મારે નથી, પંચકોશ મારા નથી, વાણી, હાથ, પગ, શિશ્ન અને ગુદા એ મારાં નથી પણ હું ચિદાનંદ સ્વરૂપ શિવ છું-યાને બ્રહ્મરૂપ છું. ॥ ૨ ॥

## विवेचन

વ્યાન, સમાન, ઉદાન, પ્રાણ અને અપાન એ પાંચ પ્રાણ છે આ પાંચ પ્રાણ શરીરમાં અનેક પ્રકારની ક્રિયા કરી રહ્યા છે. અને શરીરનાં યંત્રને જુદી જુદી ક્રિયાથી વ્યવસ્થિત રાખે છે. શરીરમાં ક્ષુધા તૃષા થાય છે તે પ્રાણોને થાય છે. આ પ્રાણપંચક સુક્ષ્મદેહનાં તત્વો હોવાથી, દૃશ્ય, જડ, અને દુઃખરૂપ છે પરંતુ હું તો તેથી વિલક્ષણ દૃષ્ટા, ચૈતન્ય, સદ્રુપ, આનંદરૂપ, પ્રાણાતીત આત્મા છું છતાં પ્રાણાત્મવાદી પુરૂષો ક્યા અવિવેકથી મારાં સ્વરૂપને નહિ સમજતા હોય કે હું આત્મા પ્રાણોનો દ્રષ્ટા છું અને મારા વડે પ્રાણો પ્રકાશમાન છે પણ હું પોતે સ્વયં પ્રકાશવાળો છું. શ્રુતિમાં જે પ્રાણનો સંવાદ તથા પ્રવેશ જોવામાં આવે છે તે પ્રાણોના અભિમાની દેવોનો છે, કેમકે પ્રાણ તો જડ છે, પરંતુ પ્રાણ તથા આત્માના સ્વરૂપના વિવેકના અજ્ઞાનથી; પ્રાણાત્મવાદીઓ પ્રાણને આત્મા માને છે તે તદ્દન વિરૂદ્ધ હોવાથી, ભગવાન પ્રાણ હું નથી એમ નિષેધપૂર્વક પ્રાણથી જ આત્માનો વિવેક કરવાનું સુચવે છે. શ્રુતિમાં **आत्मा प्राणमयः विज्ञानमयः आनंदमयः ।** એમ પંચકોષનું વિવેચન છે, તે ઉપરથી પ્રાણાત્મવાદીએ પ્રાણને, વિજ્ઞાનવાદીએ વિજ્ઞાનને, દેહાત્મવાદીએ અન્નમયકોશરૂપ દેહને જ આત્મા છે એમ માની લીધું પરંતુ તેઓએ શ્રુતિના આશયનો અર્થ વિચારપૂર્વક જો સમજમાં લીધો હોત તો પંચકોષ કે જેઓ જડ છે તેને ચેતનરૂપ આત્મા માનત જ નહિ પંચકોશના અભિમાની ચેતન વિશ્વાદિ જેત્રણ છે તે આત્મરૂપ છે એમ શ્રુતિ ચેતનનો અભેદ છે એમ સિદ્ધ કરવા કહે છે, ત્યાં જેઓ વિચાર નહિ કરી જડને જ આત્મા માનનારા

જડવાદીઓની જડ કાઢવા, ભગવત્પાદે સૂત્રભાષ્યાદિ અનેક પ્રવૃત્તિ કરી છે અને આ સ્તોત્રમાં પણ હું પ્રાણવર્ગમાંનો કોઈ નથી, અથવા તો તે પ્રાણો મારા નથી એમ આત્માનું તટસ્થ સ્વરૂપ છે એ બતાવ્યું છે. અસ્થિ, મેદ, મજ્જા, રોમ, નખ, સ્વેદ અને માંસ એ સર્વે સ્થુળ દેહના વિકારરૂપ હોવાથી હું અવિકાર આત્મા તેથી જુદો છું અને તે ધાતુઓ મારા નથી. આ પ્રમાણે પંચભૂતનું કાર્ય જે સુક્ષ્મદેહ તેની વાચા, પાણી, પાદ, શિશ્ન અને ગુદા એ પાંચ કર્મેન્દ્રિયો છે તે પણ મારી નથી, પણ હું તો ઇન્દ્રિયોનો જોનારો આત્મા, ઇન્દ્રિયોથી તટસ્થ છું. આવી રીતે અસત્ જડ અને દુઃખ-રૂપ જે ભૌતિક પ્રપંચ છે તે હું નથી પરંતુ હું તો ભૂત ભવિષ્ય અને વર્તમાનમાં અબાધિત, અનુપમપ્રકાશ ચૈતન્યરૂપ અને આનંદરૂપ પરમશિવ આત્મા છું. હું પ્રત્યયથી કાયાનું, અહંકારનું અને આત્માનું ભાન થાય છે તેમાં હુંથી, જે કાયા અને અહંબુદ્ધિનું ભાન તે આત્માનો, કાયામાં અને અહંકારમાં અધ્યાસ થવાથી થાય છે માટે હું એ શબ્દનો વાચ્ય આત્મા છે તેનું સ્વરૂપ તત્ત્વબોધ પંચીકરણ આદિ પ્રકરણદ્વારા મનન કરી જાણવું અને ત્યારપછી ગુરૂદ્વારા હું આત્મા છું એમ સાક્ષાત્ આત્માનુભવ કરવા પ્રયાસ સેવવો. એજ આ સ્તોત્રના પાઠનો ઉપદેશ છે.

**न मे द्वेषरागौ न मे लोभमोहौ**
**मदो नैव मे नैव मात्सर्यभावः ।**
**न धर्मो न चार्थो न कामो न मोक्षः**
**चिदानंदरुपः शिवोहं शिवोऽहम् ॥३॥**

ભાવાર્થઃ—મારે દ્વેષ રાગ નથી, મારે લોભ અને મોહ નથી, મારામાં મદ નથી, મારામાં મત્સર નથી, ધર્મ મારે નથી, અર્થ મારે નથી, કામ મારે નથી, અને મોક્ષ મારે નથી પણ હું તો ચિદાનંદસ્વરૂપ શીવ છું—યાને બ્રહ્મરૂપ છું. ॥૩॥

## વિવેચન

રાગદ્વેષ બુદ્ધિમાં પ્રગટ થાય છે તેથી બુદ્ધિના છે અને બુદ્ધિ અંતઃકરણનું એક તત્વ છે, અંતઃકરણ સૂક્ષ્મદેહનું તત્વ છે અને સૂક્ષ્મદેહ તે અપંચીકૃત પંચમહાભૂતનું કાર્ય છે, પંચમહાભૂત પ્રકૃતિનું કાર્ય છે અને પ્રકૃતિ એ ચૈતન્ય બ્રહ્મથી કોઈ અન્ય નથી પરંતુ તે સદસતથી વિલક્ષણ અનિર્વચનીય છે. જે વસ્તુ અનિર્વચનીય છે તે કલ્પિત મિથ્યામાત્ર છે, જેથી બ્રહ્મમાં કલ્પેલી પ્રકૃતિ પણ વાસ્તવિક નથી પરંતુ એકજ અદ્વયબ્રહ્મ અનાદિ, અનંત હોવાથી હું તેજ છું પરંતુ રાગદ્વેષાદિ પ્રકૃતિના વિકારોનો અને અવિકારી આત્માને સંગ નથી. વિચાર વડે જે કાંઇ નથી તેનું નામ જ **માયા** છે. તો તે માયાથી પર ચૈતન્યસ્વરૂપ જે હું આત્મા તે, તે માયાનાં કોઇપણ રાગદ્વેષાદિ કાર્યરૂપે જડ કેમ હોઉં ? આ અભિપ્રાયથી ભગવાન સાંખ્યાદિના ભેદનું નિવારણ કરી, હું આત્મા એકજ વ્યાપક સચ્ચિદાનંદસ્વરૂપ છું અને અન્ય જે કલ્પિત ભાસે છે તેની મારાથી ભિન્ન સત્તા ન હોવાને લીધે વિવર્ત હોવાથી, રજ્જુસર્પવત મિથ્યા છે. લોભ, મોહ, મદ, મત્સર આદિ પ્રકૃતિના વિકારો હોવાથી પ્રકૃતિથી પર, ચૈતન્યરૂપ આત્મા જે હું તે, જડરૂપ ગુણો કેમ હોઈ શકું ? અર્થાત્ આ સ્થળમાં ભગવાન ન્યાયમતના અવિવેકનું દર્શન કરાવી વેદાંતના વિવેકથી આત્માની જ અસ્તિત્વતાનું ભાન કરાવે છે અને તે આત્મારુપ પરબ્રહ્મ હું પોતેજ છું એમ કહી, તેની અદ્ભુતતા બતાવે છે અનેક પ્રકારના ધર્મો દેહને, પ્રાણને, અને મનને લાગેલા છે અને દેહપ્રાણ અને મન આદિ જડ સંઘાત ભૌતિક પરીણામ હોવાથી, પ્રકૃતિનું કાર્ય છે તેથી તે અસત જડ અને દુઃખરૂપ હોવાથી, પ્રકૃતિનું કાર્ય છે તેથી તે અસત્ જડ અને દુઃખરૂપ હોવાથી હું સચ્ચિદાનંદ સ્વરૂપ આત્મા નથી એમ બતાવી ધર્મરહીત એટલે કે ધર્મ પુરૂષાર્થ પણ મારે નથી એમ કહે છે અર્થ પ્રાપ્તિ પણ આત્મા કે જે નિત્ય આનંદરૂપ છે તેને

સંભવતી ન હોવાથી, મારે અર્થ નથી એમ આત્મરૂપે મનન કરવા, ભગવત્પાદ જીજ્ઞાસુને સુચવે છે સર્વ કામનાઓથી રહિત, નિર્મળ પુર્ણકામ, જે પરબ્રહ્મ છે તેને કામના ન હોવાથી, મારે કામ નથી એમ મનન પ્રકાર બતાવે છે. જેનામાં અહંમમત્વ ભાવ હોય છે તેને જ બંધન–મોક્ષ હોય છે પરંતુ વાસ્તવિક રીતે આત્મામાં અહંતા મમતા ન હોવાથી તે બંધમોક્ષ રહિત છે અને બંધમોક્ષ એ મનના ધર્મ હોવાથી કાયામાં કલ્પાયેલા છે અને પ્રકૃતિનું તમામ ગુણાદિક કાર્ય હોવાથી આત્મામાં વાસ્તવિક તેઓનો યોગ નથી, જેથી હું ચારે પુરુષાર્થ રહીત, ત્રણે કાયા રહીત, ત્રણે સ્થિતી રહીત, પંચકોશ રહીત, પ્રકૃતિથી પર, જન્માદિક વિકાર રહીત, કેવળ નિત્ય એક અનાદિ અનંત, વ્યાપક, એકરસ, નિરાકાર, પરબ્રહ્મ રૂપ, પરમ શીવ, સચ્ચિદાનંદસ્વરૂપ આત્મા છું, એવો મનન અભ્યાસ જીજ્ઞાસુએ કર્તવ્યરુપ છે. એમ સ્તોત્રના શ્લોકત્રયમાં ભગવત્પાદ નિષેધ વિધિ રહીત, આત્માનાં નિર્મળ સ્વરૂપનું આત્મરૂપે જ સ્તવન કરવા રૂપ કલ્યાણ માર્ગને બતાવે છે. સાંખ્ય, યોગ, ન્યાય ઈત્યાદી મતોની માન્યતામાં જે નથી આવી શકતો એવો હું, વેદાન્તવેદ્ય શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ આત્મા છું એ બાબત આ સ્થળે સૂચવી છે.

> न पुण्यं न पापं न सौख्यं न दुःखं
> न मंत्रो न तीर्थं न वेदा न यज्ञाः ।
> अहं भोजनं नैव भोज्यं न भोक्ता
> चिदानंदरुपः शिवोहं शिवोहम् ॥४॥

ભાવાર્થ—પુણ્ય, પાપ, સુખ, દુઃખ, મંત્ર, તીર્થ, વેદ, યજ્ઞ એમાંનું કશું મારે નથી. હું ભોજન નથી, ભોજ્ય નથી અને ભોક્તા પણ નથી પરંતુ ચિદાનંદરૂપ હું શિવ છું. યાને બ્રહ્મરૂપ છું. ॥૪॥

### विवेचन

પુણ્ય, પાપ, સુખ દુઃખ ઈત્યાદિ કર્મના ફળ હોવાથી આત્મા જે

નિષ્કર્મ છે તેમાં તેનો યોગ ઘટતો નથી. આ પ્રમાણે કર્મ શાસ્ત્રનો વિષય હું આત્મા નથી એમ હું સુચવ્યું છે. હું કે જે ઈંદ્રિયો રહિત; ચિત્ત રહીત, નિર્વિકાર અને અખંડ સુખના અનુભવરૂપ છું તેને પુણ્ય અને પાપનો સંબંધ કયા પ્રકારે ઘટી શકે ? **अनन्वागतं श्रुति** પણ મારૂં પુણ્યપાપરહીતપણું સુચવે છે. મંત્ર, તીર્થ, વેદ, યજ્ઞ, ભોજન, ભોજ્ય, ભોક્તા, ઈત્યાદિ ઉપાધી હું જે નિષ્કર્મ આત્મા તેમાં ઘટતી જ નથી. અંશરહિત કેવળ સર્વદા હું એકસ્વરૂપ હોવાથી પ્રવૃત્તિ, નિવૃતિ, વીધી, નિષેધ, સુખ, દુ:ખ, હર્ષ શોક, ક્ષુધા, તૃષા, સંકલ્પ વિકલ્પ ઈત્યાદી અનેક દ્વંદ જાળ મારા નિર્દ્વંદમાં ઘટે જ નહીં. છાયાથી સ્પર્શ કરાયેલી ટાઢી, ઉની સારી કે નરસી વસ્તુનો છાયાથી વિલક્ષણ હું જે પ્રકાશરૂપ આત્મા તેને સંગ ઘટતો નથી. ઘરના ધર્મો જેમ દીપકને સ્પર્શ કરતા નથી તેમ સાક્ષ્ય પદાર્થોનો સંગ હું જે સાક્ષી સ્વરૂપ છું તેને ક્યાંથી હોય ? કર્મમાં સુર્યની સાક્ષીના જેવું, અગ્નિની નિયામક સત્તા દાહમાં જેવી છે તેવું, હું કુટસ્થ ચૈતન્ય છું, તેનું સાક્ષીપણું છે. રજ્જુમાં સર્પાદિના આરોપના સંગ જેવો આરોપિત વસ્તુઓનો મને સંગ છે પરંતુ વસ્તુતાએ હું અસંગ આત્મા કરનાર કરાવનાર, ભોગવનાર, ભોગવાવનાર અને જોનાર કે જોવડાવનાર જ નથી જ. હું તો સ્વયં પ્રકાશ છું અને મન વાણીનો વિષય નથી. **यतो वाचो निवर्तंते** ઈત્યાદિ શ્રુતિ પણ મને તેવો જ કહે છે. ઉપાધીની ચલીત ગતીથી ઉપાધીયોગે જણાતી પ્રતિબીંબની ચપળતાને, પામર મનુષ્ય હું કર્તા છું, ભોક્તા છું, હાયહાય હું માર્યો ગયો છું એમ બિંબભુત આત્માસ્વરૂપ કે જે સુર્યની પેઠે છે અને ક્રિયારહિત છે તેમાં માની લે છે. જેમ ઘડાના ધર્મથી આકાશ લેપાતું નથી તેમ આ જડ પદાર્થમય દેહનું ગમે તે થાય તેમાં મને શો સંબંધ લેપાવાનો બને છે ? કર્તાપણું, ભોક્તાપણું ખલપણું, મત્તપણું, બુદ્ધપણું અને મુક્તપણું ઈત્યાદિ વિકલ્પો બુદ્ધિમાં થવાથી બુદ્ધિના છે તેથી તે હું જે નિર્વિકલ્પ આત્મસ્વરુપ છું તેમાં ક્યા

પ્રકારે ઘટી શકે. પ્રકૃતિના કરોડો વિકારો થયા કરે તેથી વાદળાઓને આકાશનો સ્પર્શ જેમ નથી તેમ મને પણ તેનો નથી, આ પ્રમાણે પોતાના આત્માનું પરમશિવરુપ નિત્ય મનનપૂર્વક અનુસંધાનમાં રાખી જડ પદાર્થમય જગતનો પ્રપંચ રજ્જુસર્પવત્ મિથ્યા પ્રતીત થતો જાણી, તેજ રૂપમાં સર્વદા સ્થિતિ કરી, પ્રારબ્ધપર્યંત આ શરીરરૂપી ઉપાધી ધારણ કરી, તેજ રૂપે આખર આનંદરૂપ રહેવું એજ, વાસ્તવિક કલ્યાણ હોવાથી, ભગવાન તેવા પ્રકારનો જ મનન માર્ગ જીજ્ઞાસુઓને આ સ્તોત્ર પાઠવી બતાવે છે. હું શિવ છું, હું શિવ છું એમ દ્વિગુણ કથનથી આત્માના સ્વરૂપનું નિશ્ચયપૂર્વક જ્ઞાન મેળવી તે આત્મા તું પોતે છો એમ જીજ્ઞાસુને ફળશ્રુતિ બતાવી, ભગવાન શંકરાચાર્ય આ સ્તોત્રના રહસ્યમાં વિશેષ પ્રકાશ પાડે છે.

न मे मृत्युशंका न मे जातिभेदः
पिता नैव मे नैव माता न जन्म ।
न बंधु र्न मित्रं गुरु र्नैव शिष्य
श्चिदानंद रुपः शिवोहं शिवोऽहम् ॥५॥

ભાવાર્થ—મારે મૃત્યુની શંકા નથી, મારે જાતિનો ભેદ નથી, મારે પિતા નથી, મારે માતા નથી, મારે જન્મ નથી. મારે બંધુ નથી, મારે મિત્ર નથી, મારે ગુરૂ નથી. અને મારે શિષ્ય પણ નથી પરંતુ હું તો ચિદાનંદસ્વરૂપ શિવ છું—યાને બ્રહ્મરૂપ જ છું ॥૫॥

## विवेचन

જન્મ મરણ એ કાયાના ધર્મો હોવાથી ચૈતન્યરૂપ અવિનાશી આત્મામાં તેની ગંધ માત્રનો પણ સંભવ નથી. જડ શરીર જન્મે છે, સ્થિતી પામે છે, કૌમાર થાય છે, યુવાન થાય છે. વૃદ્ધ થાય છે અને નાશ થાય છે પરંતુ તેમાં રહેલો સાક્ષી ચૈતન્ય જે આત્મા

તે તો મરતો નથી, જન્મતો નથી, શસ્ત્રથી કપાતો નથી; અગ્નિથી દહાતો નથી, પાણીથી પલાળાતો નથી; પવનથી શોષાતો નથી, જેથી તે અવિકારી જન્મજરાદિરહીત આનંદરૂપ હું આત્મા તેમાં મૃત્યુની શંકાનો અવસર ક્યાંથી હોય, એથી હું મૃત્યુની શંકાવાળો નથી એમ સ્વસ્વરૂપાવબોધ થવા આત્મતત્વના અધિકારીએ મનન કરવું કર્તવ્યરૂપ છે. કાયા આદિ જડ પદાર્થ આત્મા છે, એવા અભ્યાસથી 'હું હું;' એ પ્રકારે આત્માજ ઓળખાય છે છતાં હું શબ્દથી હું બ્રાહ્મણ, હું વૈશ્ય, હું ક્ષત્રીય, અને હું શુદ્ર છું. આમ જાતિભેદ કે જેઓ જડ શરીરના છે તે આત્મામાં કલ્પાયા છે. બ્રાહ્મણ રાજા ઈત્યાદિ નામ રચના કટક કુંડળની જેમ એક જડમાં થાય છે પરંતુ આત્મામાં તો જાતિવર્ણાશ્રમાદિ જે જડ દેહના વિકારો છે તે ઘટી શકતા જ નથી. જાતિભેદ જડ કાયાનો છે, અને જે જડ છે તે પણ અવિદ્યાનું કાર્ય છે અને અવિદ્યાનો પ્રપંચ રજ્જુસર્પવત્ નિષ્પ્રપંચ હું જે આત્મા તેમાં કલ્પ્યો છે તેથી વાસ્તવિક રીતે મારામાં જાતી ભેદ હોઈ શકે જ નહિ, જેથી જાતીભેદ વીનાનો હું આત્મા જડ ધર્મોરહિત છું, એ કથનરૂપ મનન આત્માવબોધ થવાં આવશ્યક છે. એકજ જડરૂપ જણ્યો છે તેમાં જેની સિદ્ધિ ન થઇ શકે તેવાં માતા પિતા, ગાય, ઘોડો, ભાઈ, બેન ઈત્યાદી અનેક નામરૂપ મનોમયદ્વૈત મનથી રચાયું છે અને મન એજ અવિદ્યારૂપ હોવાથી રજ્જુસર્પવત્ મિથ્યા છે, જેથી માતાપિતાદિરૂપ ઉપાધીનો યોગ હું જે એકજ આત્મા છું તેમાં કેમ ઘટી શકે ! હું માતપિતા વિનાનો એટલે નામરૂપાદી પ્રપંચથી રહિત, અનામ, અરૂપ સચ્ચીદાનંદસ્વરૂપ આત્મા છું અને જન્મ થવો એ કાયાનો જડધર્મ હોવાથી હું અજન્મ છું. બંધુ મિત્ર આદિ વ્યવહારની નામરૂપ રચના કે જડરૂપ દેહમાં મનાઈ છે અને તે દેહ તે હું આત્મા છું એવું વિપરીત દર્શન ચાર્વાકાદિએ મારામાં કર્યું છે તે અવાસ્તવિક અને અવિવેકનું પરિણામ હોવાથી મિથ્યા માત્ર છે

પરંતુ હું તો સમસ્ત જડધર્મથી રહીત સદ્રપ ચિદ્રૂપ અને પરમાનંદ સ્વરૂપ આત્મા છું. જેમ એક મૃતિકામાં અનેક પ્રકારના નામરૂપ વિકારોની ઘટના કરવામાં આવે પણ તત્વદષ્ટિએ તો તે તમામ મૃતિકાજ છે તેમ સચ્ચિદાનંદસ્વરૂપ જે આત્મા, તેમાં દેહ, વર્ણ, આશ્રમ માતાપિતા આદી ગમે તે સબંધનો આરોપ કરવામાં આવે તો પણું વાસ્તવિક હું જે સચ્ચિદાનંદસ્વરૂપ આત્મા છું, તે કદીપણ અસત્ જડ અને દુઃખરૂપ લક્ષણવાળાં નામરૂપાદી બનવાનો નથી. જેથી દેહાદિથી ભિન્ન, ગુરૂશિષ્ય ઇત્યાદિ મનોમય દ્વૈતથી ભિન્ન, મારૂં પારમાર્થિકસ્વરૂપ તો નિત્ય, વિભુ, સચ્ચિદાનંદ સ્વરૂપ, અજન્મ, અસંગ અને પરમ શિવરૂપ છે, તેમાં કોઈ પણ પ્રકારનો ભેદ શ્રુતિ યુક્તિ કે અનુભવથી છે જ નહિ.

> अहं निर्विकल्पो निराकार रुपो
> विभु व्याप्य सर्वत्र सर्वेंद्रियाणि ।
> सदा मे समत्वं न मुक्ति नं बंध
> श्चिदानंदरुपः शिवोहं शिवोऽहम् ॥६॥

ભાવાર્થ—હું નિર્વિકલ્પ નિરાકાર વિભુસ્વરૂપ છું તથા સર્વત્ર સર્વ ઇન્દ્રિયોમાં વ્યાપીને વસેલો છું, માટે સદાય સમતા છે, મુક્તિ નથી. બંધ નથી. પરંતુ હું ચિદાનંદસ્વરૂપ પરમ શિવસ્વરૂપ છું. પરમ શિવસ્વરૂપ છું. યાને પરબ્રહ્મ છું. ॥૬॥

## विवेचन

સંકલ્પ વિકલ્પ કરવાનાં ધર્મો બુદ્ધિના છે અને બુદ્ધિ એ સુક્ષ્મ શરીરનું તત્વ હોવાથી ભૌતીક કાર્ય છે. અને પંચભૂતાત્મક જે કાંઈ પ્રપંચ છે તે સર્વે અવિદ્યાનો હોવાથી હું જે નિષ્પ્રપંચ આત્મા છું. તેમાં પ્રપંચરૂપ અધ્યારોપ મારાં વાસ્તવિક સ્વરૂપની સિદ્ધિ વાસ્તે કર્યો છે અને તે આરોપ સત્ય ન હોવાથી હું નિત્ય

નિર્વિકલ્પ નિરાકાર સ્વરૂપ છું તે સ્વતઃ સિદ્ધ છે. સર્વત્ર સર્વથા હું મણીમાં સુત્રની જેમ એક રસ વ્યાપક હોવાથી મારૂં સમરસપણું સદાય સિદ્ધ જ છે. એક વસ્તુની અપેક્ષાએ અન્ય વસ્તુ આવી છે એમ કલ્પના માત્ર કહેવાય છે. પરંતુ વાસ્તવિક દ્રષ્ટીએ મારામાં ભેદ ન હોવાથી હું એકજ અદ્વૈત સત્સ્વરૂપ છું. મારાથી એવી બીજી કોઇ અવિદ્યા કે જડ વસ્તુ જુદી છેજ નહિ. કારણુ કે એ બધો પ્રપંચ રજ્જુસર્પની જેમ મારામાં અવાસ્તવિક કલ્પાએલો છે, તો પછી જ્યારે હું જ છું. ત્યારે બંધમોક્ષ પણુ વસ્તુતાએ નથી પરંતુ માયા વડે મારામાં તે કલ્પેલાં છે. જો હું મુક્ત થયો હોઉં તો મારે બંધ હતો એમ કહેવાય અને જો હું બંધનમાં આવ્યો હોઉં તો મારે મોક્ષ થયો એમ કહેવાય પરંતુ હું તો ત્રણે કાળ છું, હતો, અને રહેવાનો, તેથી બંધમોક્ષ મારામાં છે જ નહિ પરંતુ મિથ્યા વસ્તુની નિવૃતિ મિથ્યાથી જ થાય એ નિયમ મુજબ મિથ્યા વેદાદી સાધનથી મારાં મિથ્યા જ્ઞાન વડે મારામાં મિથ્યારૂપ સંસારના આરોપની નિવૃત્તિ કરે છે. જેમ વસ્તુનું જ્ઞાન મેળવવા અનેક પ્રકારની કલ્પનાઓ કરવી પડે છે તેમ મારાં નિત્યસિદ્ધ સ્વરૂપની સિદ્ધિનો અનુભવ થવા સુજ્ઞ તત્વવેત્તાઓએ અનેક કલ્પના રૂપ આરોપથી પ્રપંચની મારામાં માન્યતા કરી છેવટ હું નિષ્પ્રપંચ છું એમ નિષેધ અને વિધિક્રમથી નીર્ણય કરી, છેવટ વાસ્તવિક હું એકજ નીત્ય અદ્વિતીય વ્યાપક સચ્ચિદાનંદ સ્વરૂપ પરમ શીવ છું એમ પ્રત્યાગાત્માનો મારા સાથે અભેદ સમજી, મારૂં સ્વયંસિદ્ધ પરબ્રહ્મરૂપ છે એમ અનુભવ વડે અનુભવ્યું છે. આ પ્રમાણે મનન પ્રકારની સાધક તત્વને પામે છે, અર્થાત્ પોતાનું વાસ્તવિક સ્વરૂપ જે હું બ્રહ્મ પોતેજ છું એવા અનુભવ વડે, સમજી શાંત થાય છે.

॥ स्तोत्रं संपूर्णम् ॥

●

## પ્રકરણ ૪૨ મું

## ભગવત ગીતા અધ્યાય ૫ મો શ્લોક ૮–૯ મો

આ જ્ઞાન કૃષ્ણ ભગવાને પોતાની ગીતામાં વારંવાર કહેલું છે, કે આ તત્વ જ્ઞાન જે સમજે છે તે કર્મ કરનારો પુરૂષ યથાક્રમે દર્શન કરતો, શ્રવણ કરતો, સ્પર્શ કરતો, સુંઘતો, ખાતો, ચાલતો, સૂતો, શ્વાસ લેતો, બોલતો, ભોગ કરતો, ગ્રહણ કરતો તથા આંખ ઉઘાડતો અને મીંચતો થકી પણ "હું આત્મભાવે એમાંનું કશું કરતો નથી, પણ ઇંદ્રિયો જ ઇંદ્રિયોના વિષયોમાં વર્તે છે" એમ માને છે, અર્થાત્ જોવું, સાંભળવું, સ્પર્શ કરવો, સુંઘવું, ખાવું ઇત્યાદી વ્યાપાર ઇન્દ્રિયોનો છે, તથા ચાલવું એ પગનો, નિદ્રા એ બુદ્ધિનો, શ્વાસ એ પ્રાણનો, બોલવું એ વાણીનો, મળત્યાગ એ ગુદાનો, મૂત્ર ત્યાગ એ ઉપસ્થનો, ગ્રહણ કરવું એ હાથનો તથા આંખો મીંચવી ઉઘાડવી એ કૂર્મ વાયુનો વ્યાપાર છે, એમ બુધ્ધિથી નિશ્ચય કરીને "હું કાંઈ પણ કરતો નથી" એમ તે જાણે છે, અને એવો તત્વવેત્તા પુરૂષ કર્મો કરતા છતાં પણ કર્મોથી બંધાતો નથી. એટલે આમાં પણ અહંભાવ ત્યજવાનું બતાવેલું છે.

×

सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥

આમાં પણ ખાસ બતાવેલું છે કે કેવળ મારો આશ્રય કરવાથી હું તને સર્વ સઘળા પાપોથી મુક્ત કરીશ. એટલે શરણ આવવું અથવા શરણ જવું એટલે પોતાનો અહંભાવ ત્યજવો એટલે હું જે કહું તે કર એટલે એ ચોકખું બતાવે છે કે તું અહંભાવ ત્યજી દે.

×

यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ।
हत्वापि स इमाँल्लोकान्न हंति न निबद्धयते ॥

'ઉપર જણાવેલાં શરીરાદી જ કર્મો કરે છે, મારે શુદ્ધાત્માને એની સાથે સંબંધ નથી,' એવું યથાર્થ જ્ઞાન થવાથી જેને 'હું કર્તા છું' એવું કર્તાપણાનું મિથ્યાભિમાન નથી. તેની બુદ્ધિ કર્મ-ફળની અનિચ્છાને લીધે લેપાતી નથી: અને તેથી એવો અનાસક્ત મનુષ્ય કદાચ આ બધા પ્રાણીને હણે તોપણ તે વિવેકયુક્ત પરમાર્થ દૃષ્ટિથી કોઈને હણતો નથી, તથા હત્યાના પાપથી બંધાતો નથી.

આમાં જોશો કે શ્રીકૃષ્ણ બતાવે છે કે માણસ પોતે પોતાનો અહંભાવ છોડીને ગમે તે કર્મ કરે, અરે. મોટામાં મોટું પાપ આ બધા પ્રાણીને હણે તોપણ તે કર્મથી બંધાતો નથી. અથવા તેને લેપ લાગતો નથી. તમે જોશો કે ગીતામાં બધે વેદાંત, તત્ત્વબોધ, આત્મજ્ઞાન, સ્વસ્વરૂપ વગેરે બતાવ્યું છે, જેમાં સર્વ સારનો પણ સંગ્રહ છે.

એને જો અગાઉ પાછળ કોષ્ટકો આપેલાનો બરાબર અભ્યાસ કરીને ગીતા વાંચે તો બહુ જ સમજવાનું મળે અને આ જન્મ મર-ણનો ફેરો ટળે.

વળી શ્રીમદ્ વલ્લભાચાર્યે પણ જે બ્રહ્મ સંબંધ-તથા સમર્પણ કહેલું છે તે શું બતાવે છે, તેમાં પણ કેવળ અહંભાવ જ તજવાનું જ બતાવે છે. અહંભાવ ન રહે તેના આ બધા રસ્તા છે. અને અહંભાવ ન રહ્યો એજ મોક્ષ.

सहस्र परिवत्सर-मित-काल-जात-कृष्ण
वियोग-जनित ताप क्लेश आनंद तिरोभावः
अहं भगवते कृष्णाय, देह-इन्द्रिय-प्राण-अन्तः
करणानि, तद्-धर्मान्-च, दारा,-आगार पुत्र आप्त
इह अपराणि, आत्मना सह समर्पयामि दासः
अहम् कृष्ण । तव अस्मि ।

આ મંત્રનું મુખ્ય વાક્ય નીચે મુજબ છે.

**अहं भगवतेकृष्णाय आत्मनासह समर्पयामि**

×

હું ભગવાન કૃષ્ણ ને મારા આત્માની સાથે સર્વસ્વ સોંપી દઉં છું. ભગવાનને જો સર્વસ્વ સોંપ્યા પછી તે ભક્તજનોને કોઈ જાતનો અધિકાર રહેતો નથી, એટલે અહંતા–મમતા દૂર થાય છે યાને રહેતી નથી.

×

બીજું સમર્પણ તેની સાથે સંબંધ ધરાવનારા પદાર્થોનું છે. તેની મમતા સ્ત્રી, પુત્ર, કુટુંબ, ધન આ લોક અને પરલોકમાં બંધાઈ છે. આ મમતાથી સંસારમાં જકડાયેલો રહે છે. તેના દેહ આત્મા વિગેરે ખરી વસ્તુ સાથે સંબંધ નહીં ધરાવતાં સ્ત્રી, પુત્ર વગેરે ફોગટ પદાર્થો સાથે સંબંધ ધરાવે છે. એટલે તે સર્વનું જો સમર્પણ કરવામાં આવે, તો તેની મમતા મૂળથી જ નાશ પામે છે આ રીતે અહંતા અને મમતા દૂર થવાથી ભક્તજન ભગવાનનો બની જાય છે, તે ભગવાનની સાથે પોતાનો સંબંધ જોડે છે. જે ભગવાન પોતે પરબ્રહ્મ સ્વરૂપ છે. ભગવાનની સાથે આ પ્રકારનો જે ઉત્તમ સંબંધ થાય છે, તેને બ્રહ્મ સંબંધ કહેવામાં આવે છે.

# પ્રકરણ ૪૩ મું

## માયા એ કોણ છે

અમારી દૈવી ગુણ—માયા દુરત્યય છે જે મારે જ શરણે આવે છે, તે મારી આ માયાને તરી જાય છે.

પ્રભુની જે માયા કે જેનાં પ્રાબલ્યથી આખું જગત નાનાવિધ પ્રપંચોમાં સંપૂર્ણ રીતે ફસાઈ રહ્યું છે અને જેનાં બંધન વડે બંધાઈને સાંસારિક મિથ્યા પદાર્થોને સત્ય માને છે તે જ માયા આત્માને–નાના પ્રકારના કર્મ યોગ વડે સંસાર બંધનમાં નાખી ઈશ્વરથી વિમુખ કરે છે. આ પ્રમાણે કહેનારા પુરૂષો પાછા એમ –પણ કહે છે કે એ માયા સાક્ષાત ઈશ્વરની અંગભૂત શક્તિ હોવાથી તેની અંગના સ્ત્રી છે. આ બંને વાક્યો સાંભળીને મનમાં મોટી શંકા ઉત્પન્ન થાય છે અને વિચાર કરતાં તે બંને વચનો પરસ્પર વિરૂદ્ધ લાગે છે તે એવી રીતે કે જો માયા પરમેશ્વરની શક્તિ અને અંગનાના છે તો પછી તેની યોગ્યતા કંઈ ઓછી ગણાય નહિ અને જગતના ઉપાદાન–કારણ રૂપ હોવાથી જેમ ઈશ્વર સર્વનો પિતા છે. તેમ માયા તેની અર્ધાંગના હોવાથી સર્વ જગતની માતા છે માતા પોતાનાં સંતાનોને તેના પિતાથી વિમુખ કરે એ કેમ સંભવે –કેમકે માતાનું હેત તો પિતા કરતાં પણ બાળકો ઉપર વધારે હોય છે. એટલે તે તો તેના હિતમાં જ સદા તત્પર રહેવી જોઈએ. અને બાળકોનું હિત તો તેનો પિતા જે ઈશ્વર તેના સ્વરૂપનું જ્ઞાન થઈ તેને પ્રાપ્ત થવું એમાં જ સમાયેલું છે તો પછી માતા તેનું વિપરીત કેમ જ કરે.

માયાને ઈશ્વરથી વિમુખ કરનારી માનીએ તો તે કેવળ વિહારિણી પુંશ્ચલી ગણાય પણ માયા–તેવી નથી. જો કે ભગવાનના ભક્તો કે જેઓ તે માયાના જ વિસ્તારમાં વિચરનારા હોય છે છતાં

હરિની ભક્તિ તેમના અંતઃકરણમાં હોવાથી તેઓ ભગવાનના સત્યવાદી ગુણોને જ અનુસરે છે. અર્થાત તેઓ સત્વ ગુણી દયાળુ અને નિત્ય પરોપકારી સ્વભાવના હોય છે તો પછી ભગવાનની અર્ધાંગનાનું પદ ધરાવનારી માયામાં ભગવાનથી વિપરીત ગુણો કેમ હોય? માટે એ મહામાયા ઈશ્વરની નિન્દા કરવી એ અયોગ્ય પુરુષોનું કાર્ય છે, એ માયા સાક્ષાત ઈશ્વરી ભગવતી વૈષ્ણવી અને જગમાતા છે એ નારાયણી તથા લક્ષ્મી છે એ સર્વદા આખા જગતના હિતમાં તત્પર રહે છે અને એ જ પ્રાણીઓને જ પ્રભુની સન્મુખ કરાવનારી છે, જગતમાં સર્વ પદાર્થોનો સારો અથવા તો નરતો એમ બે રીતે ઉપયોગ થઈ શકે છે. આ લોકનો જીવ એ માયાના સ્વરૂપને યથાર્થ રીતે જાણીને તેના સ્વરૂપની યોગ્ય રીતે સેવા કરે તો તે પોતે તેને પરમાત્માની સન્મુખ કરે છે. પરન્તુ તેના સ્વરૂપને જાણે નહિ અને તેનાથી વિરૂદ્ધ વર્તે તો તે સંસારના અટપટા કર્મ માર્ગમાં ગોથા ખવરાવીને ભગવાનથી વિમુખ કરે છે. હવે તેની સેવા કરવી કિંવા તેમ ન કરતાં તેથી વિરૂદ્ધ વર્તવું તે આ રીતે છે આ સર્વ જગત પ્રભુની માયા રૂપ છે અર્થાત તે સર્વ રીતે માયાને આધારે જ રચાયેલું છે અને તેમાં અવતરેલા ઈશ્વરાંશ જીવને તેને નિયમોને અનુસરીને જ વ્યવહાર કરે છે જગતના પૃથક પૃથક પ્રાણીઓને નિયમાનુસાર પૃથક પૃથક અનેક કાર્યો કરવાં પડે છે અને તેવા નિયમો અસંખ્ય છે માટે તે સર્વનું વર્ણન કરવું સર્વથા અશકય છે માટે તે સર્વમાંથી મુખ્ય એકાદ સ્પષ્ટ નિયમ હું કહું છું. પ્રથમ સ્ત્રીની સાથે પુરૂષને અને પુરૂષની સાથે સ્ત્રીને શાસ્ત્રોક્ત વિવાહ વીધીથી પરસ્પર જોડાયા પછી ગૃહસ્થાશ્રમના ધર્મમાં વર્તવું પડે છે અને તેમ વર્તવા માટે પરસ્પરમાં ધારો પ્રેમ જોડાવાની જરૂર છે. ક્રમે ક્રમે દૃઢ પ્રેમ થવો એટલે સંસાર સરળ અને સુખદ થઈ પડે છે પરન્તુ મહામાયાની સેવા નહિ કરનારા તથા તેનાથી વિરૂદ્ધ વર્તનારા અર્થાત પરમાત્માની માયાના નિયમોનું ખરૂં રહસ્ય નહિ સમજનારા જીવો

પરસ્પર બંધાયલા પ્રેમને સત્ય માર્ગે ન લગાડતાં મરતાં સુધી વિષય-વાસનાને માર્ગે જ ચોટાડી રાખે છે તેથી તેઓ વિમુખ થાય એમાં શી નવાઈ! માયાની સેવા કરીને તેને પ્રસન્ન રાખનારાઓ તો તે માયાના નિયમોને યથાર્થ રીતે સમજી દમ્પતીમાં પરસ્પર બંધાયલા પ્રેમનો થોડોક કાળ સુધી સાંસારિક માર્ગમાં અનુભવ લે છે અને તે પ્રેમ સુદૃઢ થયો કે તત્ક્ષણે ત્યાંથી ખેંચી જગન્નિયંતા પરમેશ્વરમાં તે પ્રેમને દૃઢ રીતે જોડે છે. જે પ્રેમ પ્રેમભક્તિનાં રૂપમાં પલ-ટાઈ જાય છે અને તે ભક્તિના યોગથી તે હરિના પદને પામે છે અર્થાત્ પરબ્રહ્મ સન્મુખ થાય છે. આનું જ સ્પષ્ટીકરણ કરનારું એક બીજું ઉદાહરણ કહું છું.

કોઈ એક નાના બાળકને જ્યારે પ્રથમ નિશાળે ભણવા બેસાડે છે ત્યારે પ્રથમ જ તેને કંઈ લખતા વાંચતાં આવડતું નથી. માટે એક પાટી પર એકથી તે દસ સુધીના અંકોના ખરડા કરી આપ-વામાં આવે છે. આ ખરડા તેના પાસે ઘુંટાવવામાં આવે છે, ઘુંટતાં ઘુંટતાં થોડા સમયમાં તે હાથે બેસી જાય છે અને અક્ષરો ધ્યાનમાં ઉતરી જાય છે. એટલે એ ખરડો ભૂંસાડી દઈ તેને પોતાની મેળે બીજી પાટી પર અક્ષરો લખાવવાનો પ્રારંભ કરાવવામાં આવે છે અને પૂર્વના ખરડા પર તેનો હાથ દૃઢ થયેલો હોવાથી થોડા સમ-યમાં અને થોડે શ્રમે બાળક પોતાની મેળે જ સર્વ અક્ષરો લખી શકે છે, અને આગળ જતાં સારી વિદ્યા સંપાદન કરે છે. પણ જો ખરડો ઘુંટતાં શીખી રહ્યો કે તુરત તે ભૂંસાવી અક્ષર લખવા ન મંડાવતાં તેના પાસે ખરડો જ ઘુંટાવ્યા કર્યો હોત તો તે ક્યાં સુધી ઘુંટત! થોડાક દહાડા ઘુંટ્યા પછી થાકીને કંટાળી જાતને વિદ્યા સંપા-દાન કરવાનાં કાર્યથી વિમુખ થાત એવી રીતે ઈશ્વરની માયા તે ઈશ્વરી જ છે અને તેના નિયમો તે પ્રાણીઓને ડૂબાડવાને નહિ પણ મર્મ સમજે તો તારવાને માટે જ કે તેના સૃષ્ટિ નિયમો તે પ્રાણી-ઓને ઈશ્વરને પામવા રૂપ વિદ્યા સંપાદન કરવાના આરંભના ખરડા

છ. ઇશ્વરી માયાને અનુસરી રહેવા છતાં જે જીવ સંસારના રગડામાં ખરડાતો નથી પણ ત્યાં સ્વચ્છ રહે છે ને પછી અવસ્થાએ બહાર નિકળી આવે છે એટલે જેમ તપ્યું તાવ્યું સુવર્ણ અગ્નિના સ્પર્શથી સ્વચ્છ થાય છે. ને પોતા પર કાળપ લાગવા દેતું નથી, તેમ સંસારમાં રગડાયા રગદોળાવા છતાં જે સ્વચ્છ નિર્મળ રહે છે, તેને એજ ઇશ્વરી મહામાયા તારે છે અને એજ માયા પરમ તત્વ ભગવાનને માર્ગે વાળે છે; અને એ જ માયા ઇશ્વરની સન્મુખ કરે છે, તેને નિન્દવી અથવા તેનાથી વિરૂદ્ધ વર્તવું એ તેના નિયમોનો મર્મ ન જાણી વિષયમાં લોભાઈને પડયા રહેવું એ છે અને તેમ કરવાથી એ માયા નિશ્ચે પ્રાણીને પ્રભુથી વિમુખ કરે છે.

---

## પ્રકરણ ૪૪ મું

## માયા એ શું છે

ત્યારે માયા એ શું ? શાસ્ત્રોમાં માયા માટે આ પ્રમાણે જુદી જુદી છ વ્યાખ્યાઓ કરેલી છે તેમાંની :—

૧ જે વસ્તુ ભૂત ભવિષ્ય વર્તમાન આદિ ત્રણે ય કાળમાં છે જ નહિ તેને છે એમ માનવી તેનું નામ 'માયા'.

૨ જીવના આત્મ સ્વરૂપને જે પોતાના આવરણથી આચ્છાદિત કરે છે તે 'માયા'.

૩ જે વસ્તુ યથાર્થ જ્ઞાન થયા પછી સમૂળગી નિવૃત્ત થઈ જાય છે તેનું નામ જ 'માયા'.

૪ કાર્યકારણ જગત એ કાર્ય અને પરમાત્મા એ કારણના ભેદનું કારણ અર્થાત્ કાર્યકારણના ભેદને ઉત્પન્ન કરનારી વસ્તુ તે 'માયા'.

૫ 'માયા' એ વસ્તુતઃ કંઈ જ નથી પણ વેદમાં આત્માને જગતનું કારણ તથા સર્વ જગત રૂપ કહ્યો છે તેથી જગતનું કારણ સિદ્ધ થવાને માટે અર્થાત જગત ઉત્પન્ન થવાને પરમાત્મા વિગેરે કોઇ કારણ ભૂત છે એમ નિશ્ચય થવા માટે માત્ર માયાની કલ્પના કરી છે.

૬ પોતાના અધિષ્ઠાને જે આત્મા છે તેના સાક્ષાતકાર વડે અજ્ઞાન નિવૃત થઈ જાય છે એટલે તેને સર્વત્ર સત્ય પર બ્રહ્મ જ ભાસે છે માટે એ અજ્ઞાન છે તેને જ 'માયા' એવું નામ આપ્યું છે.

---

## પ્રકરણ ૪૫ મું

## માયા ઠગારી છે

આમ જગત આખું માયાના બંધનમાં પરોવાઇ રહેલું છે અને જેમ એક જ દોરી વા કળને લીધે આખું યન્ત્ર ચાલે છે અથવા યન્ત્રથી ઘણું કામ કોઈની પણ સહાયતા વિના આપોઆપ થયા કરે છે તેવી જ રીતે માયા રૂપી યન્ત્રને લીધે આખું જગત ચાલે છે. હવે એ માયા કેવી છે કે પ્રાણીઓમાં પોતાના સૌંદર્યમાં ભૂલાવે છે મોહપાશમાં ફસાવે છે અને જ્યાં જીવ લટ્ટુ બન્યો કે તેને હમેશાંનો ભ્રષ્ટ કરે છે જેમ કોઈ ઠગારો પ્રથમ મોઢેથી મીઠું મીઠું બોલી લાગ આવ્યે પોતાના અંતરનો દુષ્ટ હેતુ પ્રકટ કરે છે અથવા કોઇ લુચ્ચો વેપારી સારો માલ દેખાડીને આપતી વખતે ખરાબ માલ ધકેલી દે છે તેમ આ માયા પોતાની ક્ષણિક સૌંદર્યમાં ફસાવવા માટે પ્રથમ પ્રાણીને તેના પોતાના હિતનું અને સારૂં સારૂં દેખાડે છે પણ પ્રથમ સુંદર દેખાતું પછવાડેથી પેલા સતસંગી વણિકની પેઠે કંટક રૂપ થઈ પડે છે શરીર ઉપરથી જોઈએ તો

સ્ત્રી ઘણીજ સ્વરૂપવતી નવયૌવના પ્રિયંવદા લાગે છે પણ તેની અંદરના મૂત્ર રક્ત અસ્થિ માંસ મજ્જા ઈત્યાદિ સાવ દૂષિત પદાર્થો ભર્યા છે રૂપ, લાવણ્ય, યૌવન, પ્રિયંવદાપણું એ માયાનું રૂપ છે એ તેનું ઠગારાપણું છે માયા એ ખરેખર ધૂતારી છે અને તેમાં ફસાયેલું આખું જગત પણ તેના ગુણને અનુસરીને ધૂતારૂં જ છે. જગત તો એવું સ્વાર્થી ને ધૂતારૂં છે કે જે કંઈ કરે છે તે ખરૂં જોતાં માત્ર પોતાના સ્વાર્થસુખને અર્થે જ કરે છે છતાં ઉપરથી તેમાં સામાનું સુખ અને સ્વાર્થ પ્રદર્શિત કરવાનો ઢોંગ કરે છે જુઓ સ્ત્રી અને પુરૂષ પરસ્પર પોતાના જ સુખ વિષય સુખ માટે એકબીજા સાથે પ્રીતિ બાંધે છે પણ બહારથી પુરૂષ કહે છે "પ્યારી! તને દુઃખ થાય એ મારાથી કેમ ખમાય આ સઘળું હું તો તારા સુખને અર્થેજ કરૂં છું." ત્યારે સ્ત્રી કહેશે 'સ્વામીનાથ, આ દાસી આપની સેવા કરવા જ નિર્માણ થઈ છે અને આપને સુખ થવાના પ્રયત્નોમાં જ નિરંતર રોકાયેલી છે."

બેમાંથી એકાદું મરે છે ત્યારે પાછળ રહેલું પોતાના ડૂબેલા સ્વાર્થને માટે ઘાંટા કાઢી રડે છે પણ તે મરનારનું કેમ થયું હશે વા તેને દુઃખ હશે વા સુખ? તેનો તે વિચાર જ કરતું નથી! તેવી જ રીતે પુત્ર પર જે અત્યંત પ્રીતિ હોય છે તે ઉપરથી જોતાં પુત્રના સ્વાર્થ અર્થે લાગે છે પણ ખરૂં જોતાં તો પોતાના સ્વાર્થ માટે જ છે. જો પોતાના સુખ સારૂં પ્રીતિ ન હોય અને પુત્ર સારૂં જ હોય તો પુત્ર નીચની સ્ત્રી સાથે લંપટ થઈ વટલીને તેને લઈ નીચ થઈ રહે ત્યારે તેના ભેગા તેના મા–બાપ રહેવા કાં નથી જતાં કે આ દીકરો બીચારો દુઃખી થશે. પણ નહીં. તેમ કરે તો ઊલટું તેમને માથે દુઃખ આવી પડે સઘળા ફિટકારને પાત્ર થાય છે અને જાતિને જ્ઞાતિથી ભ્રષ્ટ થાય છે માટે પુત્ર ગયો તો મૂઓ એના કર્મ એ ભોગવશે! આપણે શું કરીએ? એમ કહી તેઓ બેસી રહે

છે. તેવી જ રીતે ઘરેણાં ગાંઠાને પણ મનુષ્યો સુંદર ડાબલામાં ઘાલી ઢાંકીને તાળું મારે છે અને કહે છે કે ઘરેણાંના રક્ષણને અર્થે આમ કીધું પણ એમાં એ સ્વાર્થ તો પ્રાણીનો પોતાનો જ છે. ઘરેણાંને શું કંઇ ટાઢ વાંવાની હતી કે તાપ લાગવાનો હતો કે તેની દયા લાવીને તેને ઢાંકયા ને તાળા કૂંચીઓમાં મૂકયાં પણ તેને કોઇ લઇ જાય તો પોતાને નુકસાન થાય, પહેરે શું શ્રીમંત કેમ ગણાય એ જ હેતુથી આ જગતમાં સર્વત્ર પોતાનો સ્વાર્થ નહિં તો બીજું શું છે? એવી રીતે ઠગારી માયાના આવરણ મોહમાં રહેલું સૌ કોઇ પોત પોતાના જ સુખરૂપ એકબીજા ઉપર પ્રીતિ કરે છે અને એના આવરણના મોહમાં ન ઢંકાયલા તથા પરમાર્થ સારૂ પ્રીતિ કરનારા પુરૂષો વીરલા જ હોય છે.

---

## પ્રકરણ ૪૬ સું

## છ શત્રુઓ

હવે શત્રુને મિત્ર કરવા એ મનુષ્યનું કર્તવ્ય છે, તે કાર્ય કર્તવ્ય પુરૂષથી જ થઇ શકે છે. પ્રપંચમાં પોતાની વિરૂદ્ધ માનનારા અને વૈર રાખનારા શત્રુઓ હોય છે તેમ પરમાર્થમાં પણ તેવા છ શત્રુઓ છે, એઓ કંઇ મનુષ્યના વેરી નિર્માણ થયેલા નથી. પણ હમણાં મેં કહેલાં પાંચ વિષયોની પેઠે તેઓ પણ અને માર્ગે ચાલી શકે છે. અજ્ઞાની મનુષ્યો તેઓની મિત્રતા કરવા જાય છે. અર્થાત સૌ કોઇ મનુષ્યો કામ ક્રોધ લોભ મોહ ઇત્યાદિ સેવા છે. તે કંઇ તેમને પોતાના શત્રુ જાણીને સેવતા નથી. પણ તેની સાથે મિત્રતા પ્રમાણે તેઓને વર્તતાં આવડતું નથી, જેથી આપોઆપ તેઓ શત્રુ થઇ જાય છે. એ શત્રુ છ છે.

કામ, ક્રોધ, લોભ મોહ—મદ અને મત્સર. કામ એટલે પોતાના ચીત્તને પ્રિય લાગતી અમુક સ્ત્રી, પુત્ર, ધનાદિ વસ્તુને પ્રાપ્ત કરવાની ઇચ્છા. ક્રોધ એટલે પોતાના વિચારથી ઉલટું અથવા પોતાને અણુગમતું થતું જોઇ મનનું તપી જવું કોપવું, લોભ એટલે અમુક વસ્તુ ધનાદી પોતાથી પાસે નથી અથવા તો ઓછી છે, તો તે વધારે વધારે થાય અને તેમાંથી કમી થવાનો પ્રસંગ આવે નહિ અથવા તેને માટે અયોગ્ય તૃષ્ણા રાખવી તે. મોહ એટલે અમુક વસ્તુ ધન સ્ત્રી આદિ પર આસકત થઇ તે ઉપર અત્યંત પ્રીતી બાંધવી અને અન્ય વસ્તુઓનું ભુલવું, વિસારી કરવો તે.

મદ એટલે, હું અમુક ફલાણો કહેવાઉં છું, હું ફલાણાનો દીકરો, મારી કીર્તિ આવી, મારૂ બળ વિદ્યા આવાં, હું આવો ધનાઢય છતાં મને શું કોઇ ટુંકારો કરે અથવા મારી કોઇ અવજ્ઞા કરે, વાહ હું તે શું ફલાણા સાથે બોલું ફલાણાને બોલાવું જ નહિ, ઇત્યાદિ વિચારોથી બીજા પર મિથ્યા અભીમાન થાય છે તે અને મત્સર એટલે બીજાનું સારૂં થતું જોઇ મનને અણુગમો થવો તે એ છએ જો કે ગુણો છે, તોપણ તેનો ઉપયોગ કરતા ન આવડે તો ઉપયોગ કરનારને તે અવગુણ થઇને નડે છે.

અગ્નિ જો કે પરમ દૈવત છે પંચમહા તત્વમાંનું એક તત્વ છે તથા તેમાં અગાધ ગુણો છે પરંતુ તેનો ઉપયોગ કરતાં ન આવડે તો તે માત્ર દાહક બાળનાર જ થઇ પડે છે અને સમજીને ઉપયોગ થાય તો તેનાથી અનેક મોટા યજ્ઞો થાય છે, સુંદર પાકો બનાવી શકાય છે ને બીજા પણ અનેક મહાકાર્ય સૃષ્ટિમાં નીપજાવી શકાય છે. કામ, જે સ્ત્રી પુત્ર ધન ઇત્યાદિમાં રાખવામાં આવે છે, તે ત્યાં અંતકરણપૂર્વક ન રાખતાં પ્રભુના જ્ઞાનમય સ્વરૂપને વિશે રાખવા ને તેનાજ સાક્ષાત્કારની ઇચ્છા રાખવી એટલે કામ સફળ થઇ મિત્ર થશે ને હિત કરશે.

ક્રોધ બીજા પર આ કામનો. પોતાની જ મનોવૃત્તિઓને નીચ કાર્યોમાં પાપીઓ સંગ, પર ધનેચ્છા, પરનિંદા ઇત્યાદીકમાં પ્રવૃત થતી અટકાવવા માટે જ કોપ કરવો એટલે આપોઆપ મનોનિગ્રહ થશે અને એથી ક્રોધ સફળ થઈ પોતાનો મિત્ર થશે.

લોભ—જે ધન ઉપર ન કરવામાં પુરેપુરો રાખવામાં આવે છે તે સંસાર વ્યવહાર રૂડી રીતે ચાલી શકે તેટલું દ્રવ્ય પ્રાપ્ત થયું એટલે બસ એટલોજ રાખી ખરેખરો લોભ પ્રભુના નામરૂપ સ્મરણ દર્શનમાં રાખવો ને તેમાં સદા અતૃપ્ત રહેવું. ગમે તેટલું ભજન પોતાની પાપ છતાં તેથી સંતોષ માનવો નહિ કેમકે હરિના નામસ્મરણનો મહિમા અગાધ છે એવો મનોનિશ્ચય રાખવાથી તેમાં અતૃપ્તિ રાખવાથી લોભ સફળ થાય છે.

નામસ્મરણથી નામીનામવાળો પરમાત્મા સદ્‌ગુણ રૂપે પ્રત્યક્ષ દર્શન આપે છે અને પ્રભુના દર્શન થયા ત્યારે બાકી શું રહી ગયું સર્વ સુખર પુંજ એવી રીતે તો લોભ સફળ થઈ મિત્રરૂપે થાય છે. મોહમય થઇ સ્ત્રીના મુખ પ્રતિ દૃષ્ટિ રાખી પ્રપંચનાં બીજા કાર્યમાં મોહાંધ બની ભગવત્પ્રાપ્તિ સંબંધી સત્કર્મો ભુલી જવાથી મોહજીવનો નાશ કરે છે.

પણ જો વ્યવહાર કાર્યમાં સ્ત્રી પુત્રાદિ વ્યવહાર પુરતો જ પ્રેમ રાખી તેમાં અંધાઇ ન જવામાં આવે તો તને ખરો મોહ શ્રી હરિના મુખારવિંદમાં જ રાખવામાં આવે અને તે પર જ આસક્ત થવાય તો મોહ મિત્ર થઇ કલ્યાણ કરે છે. એ જ્ઞાની જીવનું પરમ કર્મ છે. એ શ્રી હરિમાં મોહ રાખવાથી આ જગતનાં સુખદુઃખ આપોઆપ ચિત્તમાંથી ભુલી જવાય છે. એ વાત તો નિર્વિવાદ છે કે જે વસ્તુની આસક્તિ મોહ તેની જ પ્રાપ્તિ અર્થાત જે વસ્તુ નિરંતર ચિત્તમાંથી ખસતી ન હોય તેનું કોઈ કાળે પણ

દર્શન થાય જ. પરમાત્માના સગુણ સ્વરૂપનું ચિંતન રાતદીવસ હોય અને તે પર જ પ્રીતિ દૃઢ થઇ હોય તો પરમ કૃપાળુ પ્રભુ પોતાના આર્તભકતને અવશ્ય દર્શન આપે છે જ. એ પ્રમાણે મોહ પણ સફળ થાય છે.

હવે મદ જે અન્ય પ્રાણીઓ પ્રતિ કરવામાં આવે છે કે અરે ફલાણો મને આમ કેમ કહે ? રે હું આવી ઉત્તમ વસ્તુનો ભોકતા તે આવી હલકી વસ્તુઓને કેમ અડું ફલાણો મને નમ્યો કેમ નહિ હું તે કોઈને મસ્તક નમાવું કે ! એવા મદથી અત્યંત હાનિ છે એમ મદને આધીન થનાર પુરૂષ કયારે વિનાશ પામશે તે કહી શકાય નહિ પોતાને જ સૌ વાતે યોગ્ય માનનાર સૌની નિંદાનું પાત્ર થઇ પડે છે તે સારા માઠાની પરીક્ષા કરી શકતો નથી મદ-મસ્ત થનારો સૌની અવકૃપા મેળવે છે ને સૌને અળખામણો થઈ પડે છે.

માટે એ મદનો ઉપયોગ એમ ન કરતાં પોતાના જ શરીર પર કરવો. અરે ! હું મનુષ્ય પ્રાણી છું તેમાં હું પુરૂષ નરદેહવાળો છું મારી યોગ્યતા ગઇ ને. રે ! તે પશુપક્ષ્યાદિ યોનીમાં જન્મીને તો પ્રાણીથી તારુંણ પાપનું કશું સાધન થઇ શકતું નથી માટે જ પ્રાણીની દશા જાણીને પરમાત્માએ મને નરદેહ આપ્યો છે તે શું પશુ વા પક્ષી કે એવો કોઇ હલકો પ્રાણી છું કે મારાથી નહિ બને હું હું તો મનુષ્ય છું માટે મારી યોગ્યતા સમજી અવસ્થાને યોગ્ય કર-વાનાં કૃત્યો મારે કરવાં જ જોઇએ. મારે શો છે કે મારાથી તેમ ન થાય આ દેહમાં આવ્યા છતાં પણ હું ઇશ્વરપ્રાપ્તિ ન કરી શકું કેમ ? આ દેહ કરી શ્રી હરિના સ્મરણ કીર્તનાદિ સાધનોથી તેનું દર્શન હું ન પામું તો પછી હું મનુષ્ય જ શાનો ? હું મનુષ્ય દેહમાં અવ-તર્યો તેનું સાર્થક્ય જ શું ? જો આ દેહ વડે હું ઉત્તમ સાધન ન

કરી શકું તો પછી ધિક્કાર છે મારા જન્મ્યાને! વિના કારણે મેં જનનીને દશ માસ ભારે મારી હું આટલો જ્ઞાતા બન્યા પછી મારા પરમાર્થ કાર્યમાં કોણ અટકાવી શકે એમ છે સાર શો છે મારો મનોવૃત્તિઓનો ને ઈન્દ્રિયોનો કે તેઓ મને ઉપાધિમાં લીન કરી પરમાર્થ કાર્યથી વેગળો કાઢો. ખબરદાર હો! મનડા! મને સાવધ રહેવા દે દૂર જાઓ માયા રૂપી પિશાચો મને આંતરો નહિ મારૂં કાર્ય કરવા દો હું મનુષ્ય છું મેં સદ્‌ગુરૂનું શરણ લીધું છે અંતર્યામી પરમાત્મા મને સહાયક છે મારો દેહ સર્વ પ્રાણીઓ કરતાં શ્રેષ્ઠ છે એટલું મારા જાણવામાં છે કે હું પ્રભુ પ્રાપ્તિનો પ્રયત્ન મારાથી બનશે તેમ સિદ્ધ કરીશ જ આ રીતે મદનો ઉપયોગ કરવો કે જેથી તે સદ્દઢ અને ખરા અભિમાનથી પરમ સ્વરૂપના અનુસંધાનમાં જોડાય છે. હવે મત્સર વશ કેમ કરવો ફલાણાને કંઈ ન હતું ને હમણાં ને મોટો પૈસાદાર થઇ પડયો એ શું? ફલાણો મારા કરતાં વધારે સુખી ને વગવાળો એ તો મને ઠીક લાગતું નથી તે પછી દુ:ખી કે પ્રતિષ્ઠાહીન થાય તો ઠીક. એવો મત્સરનો ઉપયોગ કરવો નહિ. અન્યને પોતાથી શ્રેષ્ઠ ગુણ જ્ઞાન અને વિદ્યામાં જોઈ તેનો દ્વેષ કરી તેને હલકો પાડવાનો પ્રયત્ન ન કરવો. પણ તેના જેવા કે તેનાથી શ્રેષ્ઠ બનવામાં મત્સર રાખવો ભક્તરાજ પ્રહ્‌લાદ ધ્રુવ નામદેર નારદ સનકાદિ જેવો હું કેમ ન થાઉં. એમ મનમાં મત્સર કરવો મત્સર કરવો તો તે નારદના જેવો કરવો કે જે મત્સર પરમ કલ્યાણકારી થઇ પડે છે. કોઇક પ્રસંગે અમર સભામાં સંગીત થતું હતું ત્યાં તુંબરૂ નામના દિવ્ય લોકના ગવૈયાએ એવું ઉત્તમ ગાન કીધું કે બ્રહ્માદિ તેની પ્રશંસા કરવા લાગ્યા તે પરથી નારદના મનમાં મત્સર થયો નારદે વિચાર્યું કે તુંબરૂથી હું શ્રેષ્ઠ કેમ ન થાઉં, પછી તેમણે વિવિધ પ્રકારના સંગીતનો અભ્યાસ કર્યો શંકર પાર્વતી પાસે તાંડવ ને લાસ્યના નૃત્ય સંગીતનો અભ્યાસ કર્યો લક્ષ્મી અને સરસ્વતી પાસેથી સંગીતના રાગરાગીણીના ભેદો જાણ્યા અને ખુદ

સંગીતની અધિષ્ઠાત્રીને પ્રસન્ન કરી સંગીતના સર્વ અંગનું જ્ઞાન સંપાદાન કીધું પછી અમર સભામાં જઈ સંગીત કર્યું ત્યારે બ્રહ્મદેવે કહ્યું "ધન્ય! ધન્ય! નારદ! તારા આગળ તુંબરૂ કુછ વિસાતમાં નથી તું પૂર્ણ સંગીતનો જ્ઞાતા છે. તારી તુલનાએ તુંબરૂ કે કોઈ પણ આવે તેમ નથી. માટે મત્સર રાખવો કે ઉત્તમ સર્વોત્તમ કેમ થવાય અધમ મત્સર આત્માની ઉન્નતિની નાશ કરે છે. પૂર્વ કાળમાં મહાન પુરૂષો થઈ ગયા છે, ને તેમણે ભક્તિથી પરમાત્માને વશ કર્યા છે ને જ્ઞાનથી તેમનું પરમ સ્વરૂપ જાણ્યું એ ત્યારે શું હું કમ છું કે મારાથી તેમ ન બને?

મારે પણ તેવો પ્રયત્ન કરવો જોઈએ. મારામાં શી વસ્તુ ઓછી છે ને હું શી વાતે અયોગ્ય છું કે જેથી મારા પર પરમાત્મા કૃપા કરે નહિ એવા નિદિધ્યાસનથી મત્સરને પોતાનો મિત્ર કરવો જોઇએ એમ કામ ક્રોધ લોભ મોહ મદ મત્સર એ છ ગુણો જેઓને ન ચાલતે શત્રુઓ કહેવા પડે છે તેઓને યોગ્ય રીતે સેવવામાં આવે તો તેઓ મિત્રની પરમ અભિમિત્રની ગરજ સારે છે. કે! એ શત્રુઓ મિત્ર બની મનુષ્યના કલ્યાણ કર્તા થઇ પડે છે માટે સત ચિત આનંદના પદની ઇચ્છાવાળાએ એ શત્રુઓને એ રીતે અવશ્ય મિત્ર કરી લેવા જોઇએ.

---

## પ્રકરણ ૪૭ મું

## સંસાર સાગરમાં શરીર નૌકા

ગુરૂજીના મહાત્મા સંત વિગેરેનાં પણ અને વેદ શાસ્ત્રાદિના વચનો સંસાર રોગની જડીબુટ્ટી રૂપ અથવા તો ખરેખર પારસમણિ રૂપ છે એમ મને નિશ્ચય થયો હતો. તેમાં આ દૃષ્ટાંતથી તે નિશ્ચય ને પુષ્ટિ મળી. સમુદ્રમાં ઘણે સ્થળે લોહચુંબકના પહાડ હોય છે તેથી

તેની નજીક થઈને જો લોઢાના ખીલાવાળું વહાણ નીકળે તો તે ચુંબકના આકર્ષણથી પહાડની સાથે જઈ અફળાય છે ને ભાંગી ફૂટી આખરે ડુબી જઈ વિનાશ પામે છે. પણ તેમ થવા પૂર્વે જ કદાચ નૌકાપતિ પોતાના વહાણને પારસમણિનો સ્પર્શ કરે. જ્યાં જ્યાં લોઢું હોય ત્યાં ત્યાં પારસમણિ લગાડે. તો તેમાંનું લોઢું પોતાનું મૂળરૂપ બદલીને આકૃતિ બદલ્યા વગર સુવર્ણ રૂપ થઈ જાય અને તે પછી ગમે તેવા લોહચુંબક પાષાણના આકર્ષણનો તેને મુદ્દલ ભય રહેતો નથી અને તે વહાણ સુખેથી પેલે પાર જઈ શકે છે તેવી જ રીતે આ સંસાર સમુદ્રમાં વિષય વાસનાઓ રૂપ લોઢાના ખીલાઓથી જડેલું સૂક્ષ્મ અથવા લિંગ શરીરરૂપ વહાણ પાંચ વિષયો વિષયના પદાર્થો ગાયન શ્રવણ સ્ત્રીસેવન ઉપવન વિ. નું નિરીક્ષણ મિષ્ટ ભોજન પુષ્પ અત્તરનો સુવાસ વિગેરે રૂપ લોહચુંબક પાસણના આકર્ષણથી તેની તરફ ખસડાઈ જાય છે અને તેની સાથે તે વિષય રૂપ પાષાણ સાથે અફળાઈને સંસારની આસક્તિથી નાશ પામે છે ને જન્મ મરણાદિના વમળમાં પડે છે. પણ જો સદ્‌ગુરુ વેદશાસ્ત્ર ઈ. નથી મળેલા મહા જ્ઞાન રૂપી પારસમણિનો તે શરીરરૂપ વહાણને અર્થાત ઇંદ્રિયોના અધિષ્ઠાતા મન સહિત બુદ્ધિને સ્પર્શ થાય અને યથાર્થ જ્ઞાન થાય કે હું બ્રહ્મ છું અસંગ છું શુદ્ધ છું. આ વિષયો મારા નથી સંસાર સત્ય નથી. આ તો મૃગજળના સાળા છે. વખત આવે સૌ ઉડી જશે દાન માન કીર્તિ સર્વ અસત્ય છે કોઈ કોઈનું નથી સ્ત્રી, પુત્ર, મિત્ર, સહોદર સવ સ્વાર્થે આવી મળ્યા છે ઋણાનુબંધ છે ત્યા સુધી સૌ છે પણ ઋણાનુબંધ મટ્યું કે હું ક્યાં ને એ ક્યાં, કોણ કોઈનું નથી ને કોઈ કોઈના પાસે રહેવાનું નથી સ્ત્રી કે પુત્ર મારાં નથી. હું આવ્યો ત્યારે મારી સંગે સ્ત્રી ક્યાં હતી. હું જઈશ ત્યારે મારી સાથે ક્યાં આવવાની છે સ્ત્રી તો તે મારાથી પહેલી જશે કે મારા પછી આ લોકમાં કેટલાયે કાળ પર્યંત રહેશે. પુત્રો પણ મારા શેના! ઘણા આવ્યા ને ઘણા ગયા! મારા હોય

તો મને તજી કેમ જાય ? ધન તો મારો બાપ મૂકી ગયો છે એક દિવસ મારે એને મૂકી જવાનું છે અથવા મને મૂકી એ બીજાને ત્યાં જશે પૂર્વે એ મારૂં હતું નહિ ને ભવિષ્યમાં મારી પાસે રહેવાનું નથી રે આ દેહ જ મારો નથી તો બીજું તે શું હોય ? હું જોઉં છું કે દેહ તો અહિંયા પડી રહે છે પણ તેમનું તત્વ ક્યાંયે ચાલ્યું જાય છે મારી સાથે જ મારો દેહ આ લોકમાં આવ્યો છે મારી સાથે જ સદા રહે છે એક ક્ષણ પણ તે આજે મારાથી વિખુટો પડતો નથી છતાં તે મારી સાથે આવવાનો નથી દેહ મારો હોય તો મારી સાથે આવે પણ તેને ફૂંકી દેવામાં આવે છે એમ જાણી અનુભવથી પોતાના મનને મજબુત કરે છે તો જીવરૂપ વહાણમાંના વાસના રૂપ ખીલા કે જેઓ દુષ્ટ વાસનાની આસક્તિને લીધે લોઢા જેવા નીચ પદને પામેલા છે તેઓને એ દિવ્ય જ્ઞાન સુવર્ણ રૂપ થવાથી એટલે વૈરાગ્યને લીધે આસક્તિ રૂપ મળથી રહિત થઇ શ્રેષ્ઠ જ્ઞાન વડે ઉત્તમ રૂપ પ્રાપ્ત થવાથી તેના ઉપર પેલા વિષયો રૂપ ચુંબક પાષાણનું જોર ચાલી શકતું નથી કારણ કે પુરૂષ તે સર્વને મિથ્યા જાણી તેમના ઉપર વિતૃષ્ણ થઇ જાય છે એટલે નિર્વિઘ્ને સંસાર સાગર તરી પેલે પાર પહોંચી પરમ પદને પામે છે.

---

## પ્રકરણ ૪૮ મું

## હરિ સાગરમાં ડુબકી મારવી

આ સંસાર સાગરમાં નિત્ય આવર્જન અને વિસર્જન થતા સહજમાં જણાતા અને સહજમાં નાશ પામતા પરપોટા રૂપ દુખ સુખને સત્ય માનીને તેમાં જ મનુષ્ય મગ્ન થાય છે એ માત્ર અવિદ્યાનો પ્રભાવ છે સંસારના સુખો જળના પરપોટા જેવાં છે તે ઘડી

પર હતાં પણ હશે પછી રહેવાનાં નથી અવિદ્યાથી ઘેરાયેલા જીવને પરપોટા લહરીઓ રૂપ સુખ દુખ વિગેરે જે કંઈ જોવામાં આવે છે તે નાશવંત છે માટે તે અસત છે. ને તેમાં જ સપડાઈ જાય છે ભરતી થાય છે ને ઓટ પણ થાય છે. એટલે ભરતીને ઓટ જેમ અસત છે તેમ આ સંસારમાં જણાતી માયિક દૃશ્ય વસ્તુઓ એમ જાણવા સમજવામાં આવે તો દુર્ઘટ પીંજરામાંથી જીવ રૂપી વાયુ છુટી શકે છે. આ સંસાર અખંડ એક બ્રહ્મ સ્વરૂપ મહાસાગર છે. તેને વિશે અનેક બ્રહ્માંડ રૂપ તરંગ લહેરીઓ ઉઠે છે ને લય પામે છે. વળી આ પરપોટા જેવો દેહ કેટલાં વર્ષ પર હતો નહી કેટલા વર્ષ પછી રહેવાનો પણ નથી માત્ર તે મધ્ય કાળમાં દેખાય છે. પણ કાયા રૂપી કાચના કુંભને ફૂટી જતાં વિલંબ લાગતો નથી. માટે એમાં મોહ ન પામતાં સત્ય અનંત અખંડ સચ્ચિદાનંદ પરમાત્મા સ્વરૂપ સમુદ્રમાં ડુબકી મારી જવી એ સર્વે જીવનો સર્વોત્તમ પુરૂષાર્થ છે. જેમ સમુદ્રમાં ડુબકી મારતાં સર્વત્ર જળજળ જણાય છે તેમ હરિસાગરમાં ડુબકી મારનારને પર બ્રહ્મના તાનમાં સદાકાળ એકતાર થવાથી સઘળું બ્રહ્મમય જ ભાસે છે. જ્યારે પરમાત્માના નિજ સ્વરૂપમાં જ મનુષ્યની લગની લાગી જ રહે છે ત્યારે તેની સન્મુખ નથી સંસાર કે નથી વિશ્વ કે નથી અનંત કોટી બ્રહ્માંડ! જ્યારે વાસનાથી ખરડાએલો આ જીવાત્મા સચ્ચિદાનંદ સમુદ્રમાં ડુબકી મારશે ત્યારે જ સર્વ મલિનતા ધોવાઈ જશે. ને સચ્ચિદાનંદ સ્વરૂપમાં એકતાર થઇ જશે અને ત્યારે જ તેનો ચોર્યાશી ફેરો પણ મટી જશે. આ સંસાર એક વિશાળ વૃક્ષ છે. કર્મ તે વૃક્ષનું મૂળ છે મોહ, મદ અહંતા, મમતા, હર્ષ, શોકાદિ તેનાં અનુપમો છે, કામ ક્રોધાદિ તેની શાખા અને પ્રશાખાઓ છે.

સ્ત્રી, પુત્ર માન આદિ પક્ષીઓ તે વૃક્ષ પર નિવાસ કરનારાં છે. એ વૃક્ષ આદિમાં મધ્યમાં અને અંતમાં મિથ્યા અસત છે છતાં તે જન્મ મરણ રૂપ ફળ આપનારૂં છે. માટે જ્ઞાની પુરૂષે અસંગ-

પણાની વાસનાના ત્યાગનું જ્ઞાનરૂપી ખડગ ધારણ કરી તે વડે તે વૃક્ષને છેદી નાંખી સદા હરિસાગરમાં ડુબકી મારી જવી એને માટે જીવે બહિર્મુખવૃતિનો ત્યાગ કરીને અંતર્મુખવૃતિનું સેવન કરવું એજ સર્વથા કલ્યાણકારક છે. હે વિશાળ! મનુષ્યની વૃતિ સદા બહિર્મુખ છે તેને અંતર્મુખ કરવાનો પૂરતો પ્રયત્ન કરવો જોઇએ. ઇન્દ્રિયોની સ્વાભાવિક વૃતિ એવી છે કે બહારના પદાર્થ જોવા બહારના શબ્દ સાંભળવા વિગેરે.

આ બહિર્મુખ કહેવાય છે. એ વૃત્તિને પાછી વાળીને અંતર્મુખ વૃતિ કરવી એટલે અંતરમાં જે પરમાત્મા છે તેનો સાક્ષાતકાર કરવો તેનો જ શબ્દ સાંભળવા ને તેમાં જ ડુબકી મારી જવી એજ મુખ્ય ને સતત સતસાધન છે. હરિસાગરમાં હમેશની ડુબકી મારવાથી આ સંસારના ક્ષણભંગુર તરંગોનું તેને દર્શન થશે નહિ, પણ નિરંતર પરબ્રહ્મનું સતસ્વરૂપ દ્રષ્ટિ ગોચર થશે.

---

## પ્રકરણ ૪૯ મું

## વાસના ત્યાગ જ શ્રેષ્ઠ જ છે

સર્વ સંકટનું મુળ વાસના છે. એ વાસનાનો ત્યાગ કરવા માટે નિર્મળ દૃઢ વૈરાગ્ય હોવો જોઇએ. પ્રિય પુત્ર અથવા સ્રીના મરણથી દ્રવ્યના હરણથી શરીરના રોગથી કે કોઇ બીજા કારણથી જગત પરની આસક્તિ ન્યુન થાય, જગત પર ભાવ ઉઠી જાય, સર્વને સંસાર સમજે એ દૃઢ વૈરાગ્ય નથી અને વાસનાનો ક્ષયે નથી. પરંતુ કેટલીક વખત તે વૈરાગ્યમાંથી દૃઢ વૈરાગ્ય થાય છે અને વાસના પણ ક્ષય થાય છે. પણ ઉપદેશથી વિચારથી શોધનથી અનુભવથી એમ નિશ્ચિત થાય કે જગત્ મિથ્યા છે ને તે પછી સર્વનો ત્યાગ કરે તે જ દૃઢ વાસના ત્યાગ કહેવાય. એક પુરૂષને ત્યાં દશ કોટીવાન છે, તે પર નાગ બેઠો છે ને તેથી દ્રવ્ય વપરાતુ નથી. પણ

તે જોઈ જોઈ દુઃખી થાય છે કોઈના ઉપદેશથી તેલ કકડાવી તે નાગ પર રેડી નાગને ભસ્મ કર્યો તેથી તેના મનને સુખ થયું પણ દ્રવ્યનું સુખ ન મળ્યું, કેમકે તે પંડે પણ મરણ પામ્યો. તેમજ સંસારમાં રહી બીજામાં કામના રહે કે વાસના રહે–સ્વર્ગલોક મળે ઈંદ્રલોક મળે તેવી વાસનાનો શ્મશાન વૈરાગ્ય વાળાએ ત્યાગ કીધો નથી. તેથી તેને એકલા વ્યવહારના ત્યાગે જ સુખ થશે નહીં. જગતને મિથ્યા જાણ્યા ને પ્રવર્ત્યાથી દુઃખની નિવૃત્તિ થાય છે. પણ અન્ય લોકની પ્રાપ્તિની કામના હોવાથી પરમાનંદની પ્રાપ્તિનું સુખ મળતું નથી. બ્રહ્માનંદની પ્રાપ્તિ આત્માને જાણ્યા સિવાય થતી નથી આત્માને જાણવો તે વાસના ક્ષય થયા વગર બનતું નથી. વાસના ક્ષય વગર પરમાનંદની પ્રાપ્તિ થતી નથી. એકાગ્રતા વગર આત્મસુખ મળતું નથી એ આત્મસુખ એક જન્મે નહીં પણ અનેક જન્મે પ્રાપ્ત થાય છે. આજે આ જીવનના અનેક જન્મ સાર્થક થવાથી તે અચ્યુતપુર જશે ને અચ્યુત પ્રભુમાં લીન થઈ જશે ! જય ! હરિ !



## પ્રકરણ ૫૦ મું

## જીવની સેના

જેમ કોઈ એક રાજ્યનો રાજા છે, તે આખા રાજ્યનો ધણી છે તે સર્વના ઉપર તેની સત્તા છે, તથાપિ રાજ્યનું સઘળું કાર્ય કંઈ તે પોતાના હાથથી કરી શકતો નથી; માટે તે રાજ્યના કાર્યભાર સારૂ તેને અનેક કારભારીઓની જરૂર પડે છે ને તેઓને હાથે કામ કરાવવું પડે છે. તેમાં જો તે કારભારીઓ નીચ સ્વભાવના કુટીલ વાચાળ તથા સ્વાર્થી હોય તો તેઓ પોતાના સ્વભાવને અનુસરીને રાજાને પણ અનેક ઉલટી વાતો સમજાવી છળકપટથી પોતાને વશ કરી લે છે. ને પોતાના એક રમકડા સરખો પરતંત્ર કરી લઈ ગમે તેને નીચ માર્ગે ઉતારી પાડે છે.

તેજ પ્રમાણે આ જીવને પણ એક રાજારૂપે જોઇએ તો તેના કારભારીઓ પણ એવા જ કુટીલ, સ્વાર્થી અને નીચ સ્વભાવના છે તે છળ બળ કરીને તેને પોતાને વશ કરી લઇને નીચ અધમ માર્ગે ઉતારી પાડતાં વાર લગાડતા નથી. તેથી તેઓના હાથમાં પરતંત્ર થઇ ગયેલા જીવને આ લોકના કે પરલોકના સુખની આશા જ રહેતી નથી તો પછી સર્વસુખનું મૂળ એવું પોતાનું સ્વરૂપ જાણવાની તો આશા શાની જ હોય ?

આટલા માટે પ્રથમ જીવના સૈન્યને મનુષ્યે સારી પેઠે ઓળખી તાબે કરવાથી જરૂર છે. આપણે એવી કલ્પના કરીએ કે જીવ એ એક સમર્થ રાજા છે અને આ શરીર તે એનું રાજ્યસ્થાન છે તેને વિશે તેની સેના ભિન્નભિન્ન સ્થાને વસે છે આ દેહરાજ્યનું યથાર્થ વર્ણન તો બહુ વીસ્તારવાળું છે પણ સમજવા માટે કંઇક વર્ણન હું કરૂં છું આ શરીરરૂપ જે જીવનું રાજનગર છે તેમાં બુદ્ધિ તે રાજાનો મંત્રી છે. કામ એટલે એટલે સર્વ પ્રકારની ભોગાભિલાષા રૂપ માયા તે પ્રધાન છે, ક્રોધ સેનાપતી છે ચક્ષુ તથા શ્રોત્રાદીક જ્ઞાનેંદ્રિયો તેના કાર્યભારીઓને હસ્ત પદાદિક કર્મેન્દ્રિયો તે તેના અનુચરો છે. સદ્વાસનાઓ તથા દુર્વાસનાઓ અને અસંખ્ય પ્રકારની મનોવૃત્તિઓ રૂપ તેની પ્રજા છે. કામ જે તેનો પ્રધાન છે તે બહુ જૂઠો પાખંડી અને સર્વ અધમતાનું મુળ છે. ક્રોધ સેનાપતિ કે જેના હાથમાં કોટવાલનું પણ કામ છે તે સદા ક્રૂર અને તીક્ષ્ણ એ સર્વદા જીવોનો ઘાત જ ઇચ્છે છે. કામરૂપ પ્રધાન એમજ ઇચ્છે છે કે રાજાનો સર્વ વૈભવ હું જ ભોગવું ને તેનું દ્રવ્ય ખર્ચી નાંખુ. તેથી બુદ્ધિરૂપ મંત્રીની સાથે એકતા તથા એક વિચાર ન રાખતાં કેવળ સ્વેચ્છાચારી બની જાય છે.

આવાં કારણથી જીવરાજનું નગર બહુ દુઃખી રહે છે. આમ છતાં પણ જો સાવધ અને દૃઢ રહી જીવરાજ પોતાના ડાહ્યા મંત્રી બુદ્ધિની સાથે એકમત થઇને શાંતપણે એકાન્તમાં વિચાર ચલાવે ને

ઉન્મત્ત થયેલા પ્રધાનરૂપ કામની સત્તા નિર્બળ કરી તેને પોતાને વશ કરી લઈને ડાહ્યા મંત્રીના વીચારથી કિંચિત્ પણ વીરૂદ્ધ ન ચાલવાનો કરપ રાખે તો પછી ક્રોધરૂપ કોટવાળ પોતાની મેળે જ તેને આધીન થઇ જાય છે અને તે જીવરાજના રાજ્યમાં કોઈ જાતનો ઉત્પાત કરી શકતો નથી. આમ થવાથી જીવરાજનું રાજ્ય તેને આધીન થઇ પરમસુખરૂપ થાય છે. કામ અને ક્રોધ મહા નટખટ છે ખરા, પણ તે શરીરની રક્ષાને જ માટે ઉત્પન્ન કરેલા છે. નહિ કે શરીરના નાશને માટે. પરંતુ જો જીવ તેઓને વશ થઇ જઇને દુરાચારી બની જાય તો તેનું આખું રાજ્ય નાશ પામે છે.

કામ ક્રોધાદિ પ્રધાન મંત્રીઓ પણ ઇન્દ્રિયોને પણ જો સ્વચ્છંદતાથી પોતાને ઇચ્છીત માર્ગે ચાલવા દેવામાં આવે તો તેથી એ મોટો અનર્થ થાય છે. માટે તે ઇન્દ્રિયાદીક સેવક વર્ગને બુદ્ધિરૂપ મંત્રી દ્વારા જીવરાજ પોતાના વશમાં રાખે, સર્વને પોતપોતાની ઇચ્છાનુસાર ચાલવા ન દે, તો જ જીવરાજનું રાજ્ય સુખરૂપ ચાલે. વળી જાણે કે કામ ક્રોધ ઇન્દ્રિયો સ. વીના દેહરૂપી રાજ્યનો નીભાવ થતો નથી. તેમ તેઓ પ્રબળ ને ઉન્મત્ત થઈ જાય તો તેથી અનર્થ થાય છે. માટે પ્રત્યેક સમયે બુદ્ધિરૂપ મંત્રીએ તેઓને પ્રબળ ન થવા દેતાં હંમેશાં દબાયેલા જ રાખ્યા કરવા જોઇએ. તેઓ પોતાને જ વશ રહે એટલે જીવરાજ સદા સાવધ રહી પોતાપણાને વીસરી જતો નથી. અને પોતાના મહારાજાધીરાજ પરમાત્મા કે જેઓનું આપેલું રાજ્ય ભોગવે છે તેનાથી વિમુખ ન થતાં તેની કૃપાનું પાત્ર બની જાય છે.

મહારાજાધીરાજની કૃપા સંપાદન કરવી એજ તેનું ખરૂં કર્તવ્ય છે. કેમકે તે કૃપાળુનો પોતે અંશ છતાં તેમનાથી વીખુટો પડી ગયો છે. તે તેમની કૃપા વીના તેમના દર્શન પામવાનો નથી. તો પછી તેમને જઇ મળવાની તો આશા જ ક્યાંથી રાખે?

---

# પ્રકરણ ૫૧ મું

## કર્મ કેવાં કરવાં ?

અધિકારી જીવે કર્મ એવાં કરવાં કે જે કર્મના સંચયથી ઉત્તરોત્તર પ્રાપ્ત થતાં જન્મમાં તે હોમાપક્ષીની માફક ઉંચોને ઉંચો જ ચઢ્યે જાય. જેમ જેમ તે ઉંચો ચઢતો જશે, તેમ તેમ તેની વાસનાઓ નિર્બળ થતી જશે. સંસારના ખટરાગથી અને જગતની જંજાળથી અતિ દૂર થતો જશે.

દૈવવશાત્ તેના અંતઃકરણના કોઇ ખૂણામાં રહેલી તે વાસનાનું બળ જોરાવર થઇ તેને નીચે પાડવાનો પ્રયત્ન કરશે, તો પણ જેમ હોમા પક્ષીનાં બચ્ચાંઓ પૃથ્વીને અડતાં પૂર્વે સજીવન થઇ પુનઃ ઉંચે ચઢી જાય છે, તેમજ અધીકારી બને તો જીવ વાસનામાં પાછો રંગાયા પૂર્વે સંસારમાં મુક્ત થઇ ઉંચે ચઢ્યો જશે. આવા ઉચ્ચ સ્થાને ન પામતા જીવને માટે પરમાત્માએ સપ્ત ભૂમિકાઓ નિર્માણ કીધી છે. કોઇને ઉદ્વેગ ન કરવો પુણ્યકર્મનું સેવન કરવું પાપથી નિર્લેપ રહેવું ભોગની અપેક્ષા ન કરવી. મન વાણી અને કર્મ વડે સત્પુરૂષોનો સમાગમ કરવો અને જ્ઞાનની અપેક્ષા કરવી એ પ્રથમ ભૂમિકા છે તેને યોગ ભૂમિકા કહે છે.

નિર્દોષ અંતઃકરણ રાખવું સદ્‌ગુરૂનો આશ્રય કરવો મદ મોહાદિનો ત્યાગ કરવો સંતપુરૂષોનો સમાગમ કરવો અને તેમની વાણીનું તાત્પર્ય ગ્રહણ કરવું એ વિચાર નામક દ્વિતીય ભૂમિકા છે.

સંતપુરૂષોના પ્રતિપાદન કરેલા સિદ્ધાંતોને બુદ્ધિમાં ઠસાવી નિશ્ચય કરી પવિત્ર આચરણે રહી દૃષ્ટિને જે જીવ નિર્મળ કરે છે તે જીવ અસંસર્ગી નામની તૃતીય ભૂમિકાને પહોંચે છે. એ ભૂમિકામાં પ્રવેશ કરેલો જીવ હું કર્તવ્ય ભોક્તવ્ય રહીત છું. બાધ્ય બાધક રહીત છું. સુખદુઃખ પ્રારબ્ધ કર્મ વડે આવે છે અને જાય છે તે તો માત્ર

ઇશ્વરાધીન છે. વીષયભોગો દાવાનલરૂપ છે. સંયોગવિયોગને માટે છે સંપતિ પરમ આપતિ છે, અને ચિંતાદીક રોગો બુદ્ધિને જ લાગેલા છે. એવા નીત્યના વીચારથી ચીત્તને વીષય માત્રથી સંકુચિત કરી વીષયોથી જે જીવ અસંગ રહે છે તે સામાન્ય અસંસગીં છે ઉપ-ભાવનાનો સુધ્યાંત કરણથી ત્યાગ કરી જે મૌન અને શાંત છે તે શ્રેષ્ઠ અસંસગીં છે જીવનો જ્યારે એ તૃતીય ભુમિકામાં પ્રવેશ થાય છે, ત્યારે અજ્ઞાનની નાવૃત્તિ થઇ પરમ તત્વને અનુભવે છે ને ક્રમે ક્રમે ચતુર્થ ભૂમિકામાં જ તે પ્રવેશ કરે છે. એ ભૂમીકામાં પ્રવેશ કરેલો જીવ, કોઇ એક પ્રાણી પોતાની પૂછડીના ખરી જવાથી જળમાં પણ રહી શકે છે, અને સ્થળમાં પણ રહી શકે છે. તેમજ અજ્ઞાન અવીદ્યા અહરૂપી વળગેલા પુંછડાના વિનાશથી તે જીવ પર બ્રહ્મ-ધામમાં જવાના અધિકારી થતો જાય છે. આ ચતુર્થ ભૂમીકાનું નામ સ્વપ્નભૂમીકા છે.

સ્વપ્નભૂમીકાનો જીવ જગતને સ્વપ્નવત જુએ છે એથી શ્રેષ્ટ ભૂમિકામાં પ્રવેશ કરનાર જીવની ચિત્તવૃતિ સત્ત્વગુણશીલ અને બહુ બળવાન બને છે, તે જીવન્મુક્ત છે.

અંતર્વૃત્તિવાળો અને બહિર્વૃતિવાળો પણ છે. આ સુષુપ્તિ ભુમિકા પંચમ ભુમિકા છે. એ ભૂમિકામાં રહેતો જીવ દીનપ્રતિદિન પોતાની વૃતિસ્થિતિને સંકુચીત કરતો કરતો જીવનમુક્તની પરિપક્વ થએલી અવસ્થાને પામે છે. એ સ્થિતિમાં તે ઉંઘરેતા જેવો દેખાય છે. સ્થિતિનો પરિપાક થતાં જ તેની ષષ્ટી અને સપ્તમી ભૂમીકાનો ઉદય થાય છે. સપ્તમી ભૂમીકા વાણીનો આ વિષય અગમ્ય છે સર્વ-ભૂમીકાનું તેજોબિંદુ છે. જે જીવ લોકવાસના દેહવાસના અને શાસ્ત્ર-વાસનાનો ત્યાગ કરી સર્વભ્રાંતીને પરહરી ૐકારને તેના સાત્વિક સ્વરૂપમાં હૃદય વિશે ધારણ કરે છે તે નિત્ય શુધ્ધ મુક્ત વિશુધ અદ્વૈતને પહોંચી પરમાત્મારૂપ ચિદાનંદમાં સ્વયંનો લય કરે છે.

---

## પ્રકરણ પર મું

## જગત અને સંસારનો ભેદ

શ્રી વલ્લભાચાર્યજી જગત અને સંસારને એક ગણતા નથી. તેઓ માને છે કે જગત અને સંસારના કારણો જુદાં જુદાં છે જેવી રીતે જગત પરમેશ્વરથી થયેલું છે, તેવી રીતે આ સંસાર તે પરમેશ્વરથી થયેલો નથી. પરમેશ્વર જગતનું ઉપાદાન કારણ હોવાથી જગત સત્ય છે સંસારનું ઉપાદાન કારણ કોઈ નથી માટે તે સંસાર મિથ્યા છે.

ખરી વસ્તુ તો એ છે કે જે કાર્યનું ઉપાદાન કારણ ન હોય તે કાર્ય કોઇ રીતે થઇ શકે જ નહિ, ઉપાદાન કારણ એ કાર્યનો આધાર છે તે કારણ કાર્ય સ્વરૂપ છે. એટલે જે કાર્ય હોય તેનું કારણ તો હોવું જ જોઈએ. જગત એ કાર્ય છે તો તે જગતના ઉપાદાન કારણ તરીકે પરમેશ્વર પોતે જ છે. જગત એ પરમેશ્વરનું એક પ્રકારનું સ્વરૂપ જ છે. અને તેથી જ જગત સત્ય છે પરંતુ સંસારે જો કાર્ય છે, તો તેનું કારણ ઉપાદાન કારણ કોઇ પણ હોવું જોઇએ. સંસારનું કોઇ પણ ઉપાદાન કારણ નથી એ હેતુથી જ સંસાર અસત્ય છે મિથ્યા છે.

જો સંસાર છે જ નહિ તો તેની પ્રતીતિ કેવી રીતે થાય છે? જો એ મિથ્યા છે તો પછી સંસારમાં અનેક પ્રકારના વ્યવહારો જોવામાં આવે છે તે વ્યહારની વ્યવસ્થા કેવી રીતે થશે? સંસારને કોઇ ઉપાદાન કારણ નથી. પરંતુ જીવાત્મા પોતાના અજ્ઞાનથી આ સંસારનો અનુભવ કરે છે. તે જીવાત્મા પોતાની અહંતા અને મમતામાં બંધાય છે. એ પ્રકારની અહંતા અને મમતામાં બંધાવવું તેનું જ નામ સંસાર છે. સંસાર એટલે અહંતા અને મમતાનાં આવરણ. આ પ્રકારનાં આવરણ જીવો પોતાના અજ્ઞાનથી કલ્પેલાં છે. જીવના તે અજ્ઞાનને લીધે અહંતા મમતા રૂપી આવરણો પ્રકટ થાય છે.

અને તે આવરણોથી જ આ સંસારની તેને પ્રતીતિ થાય છે. તેથી જીવાત્મા આ સંસારનું નિમિત્ત કારણ છે. જ્યાં સુધી જીવાત્માનું અજ્ઞાન દૂર ન થાય, ત્યાં સુધી આ સંસારની નિવૃત્તિ થતી નથી જ્યાં સુધી જીવાત્મામાં અહંતા અને મમતા રૂપી મોહ રહે છે ત્યાં સુધી આ સંસારની પ્રતીતિ પણ તેને થાય છે.

જગત ઇશ્વર કૃત છે, સંસાર જીવ કૃત છે, જીવાત્માનો મોહ દૂર થવાથી તેના સંસારની નિવૃત્તિ થાય છે. પણ તેથી જગતની નિવૃત્તિ થતી નથી જે મિથ્યા હોય તેની નિવૃત્તિ થાય જે સત્ય હોય તેની નિવૃત્તિ સંભવતી નથી. જગત સત્ય છે ઇશ્વરકૃત છે તેથી તે મિથ્યા નથી સંસાર મિથ્યા છે જીવાત્મા કૃત છે તેથી તેની નિવૃત્તિ સંભવે છે.

જીવાત્મામાં જે અજ્ઞાન રહેલું છે તે પણ એક પ્રકારની ઇશ્વરની જ માયા છે. તે માયાને અવિદ્યા કહે છે આ અવિદ્યા ખરી રીતે તો સંસારનું કારણ છે અને તે અવિદ્યા દૂર ન થાય ત્યાં સુધી જીવાત્માને સંસારનાં બંધન રહ્યાં કરે છે એ અવિદ્યાને દૂર કરવા એક જ સાધન છે કે "ઇશ્વરને શરણે જવું" જે ઇશ્વરને શરણે જાય છે તે જ ઇશ્વરની તે અવિદ્યા રૂપી માયાથી મુક્ત થાય છે.

જીવાત્માની ભક્તિ કે મુક્તિમાં વિરોધ કરનાર વિક્ષેપ કરનાર જગત નથી પણ સંસાર છે, જગત તો ભગવાનનું કાર્ય હોવાથી તે ભક્તને પોષણ આપનારૂં છે, મદદ કરનારૂં છે. પરંતુ સંસાર મિથ્યા હોવાથી તે વિક્ષેપ કરનાર છે માટે જગત અને સંસાર બે વચ્ચે એક મોટો તફાવત છે.

---

## પ્રકરણ ૫૩ મું

# છ પરમાત્માના ગુણો છે તે છ ગુણો જીવાત્મામાં રહે છે.

પરમાત્માનાં સ્વરૂપ ધર્મો ઉપરાંત તેમનામાં છ પ્રકારના ગુણો પણ રહેલા છે. ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય એ છ પરમાત્માના ગુણો તે છ ગુણો જીવાત્મામાં વસે છે. પરંતુ જીવાત્મા પોતે પરમાત્માનું સ્વરૂપ છે તે વાત ભૂલી જાય છે. તેનામાં પરમાત્માનો આનંદ ભાવ નહિ હોવાથી તે માયા મોહમાં ફસાય છે. અને તેથી ઐશ્વર્ય વગેરે છ ગુણો તેનામાંથી ચાલ્યા જાય છે અને તેને બદલે છ દોષો તેનામાં આવે છે.

૧ તે જીવાત્મા "ઐશ્વર્ય" ને ભૂલી "દીન" બની જાય છે.

૨ પોતાનું "વીર્ય" વીસરી પરાધીન બની જાય છે.

૩ યશ તેનામાંથી ચાલ્યો જાય છે અને તેથી "સર્વ પ્રકારનાં દુઃખ સહન કરે છે."

૪ તેનામાંથી 'શ્રી' ચાલી જાય છે તેથી તે સર્વથી 'હીન' બને છે.

૫ 'જ્ઞાન' ભાવ નહિ હોવાથી તેને જન્મ મરણ વિગેરે આપત્તિઓ સહન કરવી પડે છે.

૬ તેમજ 'વૈરાગ્ય' ભાવ દૂર થવાથી તે વિષયના રાગોમાં ખેંચાય છે. આ ઉપરાંત તેને અહંતા મમતાથી વિપરીત બુદ્ધિ પ્રાપ્ત થાય છે

જીવાત્મા આ રીતે પોતાના વાસ્તવિક ધર્મો ભૂલી જાય છે અને તેનામાં પ્રાકૃત ધર્મો વાસ કરે છે આ પ્રાકૃત ધર્મોને લીધે જ તે પીડાય છે અનેક પ્રકારના કષ્ટ ભોગવે છે અને સંસારના બંધનમાં

કૃપાઈ પોતે સંસારી બને છે તે ધીરે ધીરે પોતે પરમાત્માના આનંદ ધામનું સ્મરણ કરે તો તેનામાં આનંદભાવ પ્રગટ થાય. આનંદભાવની ઉણપ હોવાથી જ તે પરમાત્માથી છુટો પડેલો છે. તે આનંદ ભાવ આવતાં જ તેનામાં પરબ્રહ્મ પરમાનંદનો ભાવ પ્રગટ થાય છે. જેમ લોઢામાં વળવાની શક્તિ નથી હોતી, પરંતુ તેને અગ્નિનો સંગ થવાથી તેનામાં પણ વળવાની શક્તિ આવે છે તેવી જ રીતે જીવાત્માને પરમાત્માનો સંગ થવાથી તેનામાં આનંદ ભાવ જાગ્રત થાય છે તે અવસ્થામાં તે પરમાત્મા પરબ્રહ્મની જેમ જીવાત્મા પણ શુદ્ધ અદ્વૈત સ્વરૂપ બને છે.

---

## પ્રકરણ ૫૪ મું ગીતાના પાત્રોની સમજણ

## દૈવી સંપત્તિ

પાંડુ—વર્ણ રંગ હીન નિર્મળ, વિવેકનું સ્વરૂપ છે. તેને બે રાણીઓ હતી.

કુંતિ—દિવ્ય વિભુતિનું આકર્ષણ કરનારી શક્તી–મતિ.

માદ્રિ—ઉગ્રતાનુ શમન કરી શાંતિ આવેશ ચઢાવનાર–ક્ષમા.

કુંતિના ત્રણ પુત્રો થયાં—મહોટો પુત્ર યુધિષ્ઠર (સદ્ધર્મ).

(મતિ)—અધર્મની સાથે સંગ્રામમાં સ્થિર રહેનાર. તે વ્યોમ તત્વથી ઉત્પન્ન થયેલો છે.

બીજો પુત્ર ભીમ (સાહસ)—અન્યને ભયંકર લાગે તેવું કર્મ કરી શકનાર વાયુ તત્વથી ઉત્પન્ન થયેલ છે.

ત્રીજો પુત્ર અર્જુન (મંદ વિરાગ)—શ્વેત–તેજસ–તત્વથી ઉપજ્યો છે.

ક્ષમાના પુત્ર (માદ્રિ):—

ક્ષમાનો મહોટો પુત્ર—નકુલ (ઉપરામ) એટલે વિક્ષેપ રૂપ સર્પનું ભક્ષણ કરનાર તે નકુલ–જળતત્વથી ઉત્પન્ન થયેલ છે.

નાનો પુત્ર—સહદેવ—(ભક્તી)—એટલે આત્મતત્વથી અથવા આત્મદેદેવની સાથે રહેનાર પૃથ્વી તત્વમાંથી—ઉત્પન્ન થયેલો છે. તેથી તે પાંચમાં પોત પોતાના જનકનો સ્વભાવ પ્રધાન પણે વર્તે છે.

વ્યોમ તત્વ બળવાન છતા સ્થિર સ્વભાવવાળું હોવાથી અને વાયુ તત્વ પરાક્રમી છતાં અતિ ચંચળ હોવાથી તે બંન્નેને એટલે સદ્ધર્મ અને સાહસ ને યુદ્ધમાં મુખ્ય નાયકની જગ્યાઓ નહી આપતાં; જેના મુખમાં અલૌકીક આકર્ષણ શકતી રહેલી છે, એવા મહા બળવાન અને નિયમિત પરાક્રમ દર્શાવનાર તે જ તત્વથી ઉપજેલા મંદ વિરાગને મુખ્ય યોદ્ધાની જગ્યા આપી છે.

દૈવી સંપત્તિના ખરા સહાયક આત્મદેવ (કૃષ્ણ) જ છે. માટે તેમને મંદ વિરાગના સારથી કલ્પ્યા છે. સત—સ્ફુરતી આપવા વિના બીજી કંઈ ક્રિયા નહી કરનાર હોવાથી તે યોદ્ધા રૂપે ગણ્યા નથી. (આત્માભિમૂખી વૃત્તિ)

દ્રૌપદી—દ્રુપદ એટલે શીઘ્ર ગતિ વાળા તીવ્ર વેગવાન—શુદ્ધ પ્રેમની પૂત્રી એ સધર્માદિ પાંચેની સામાન્ય વૃત્તિ હોવાથી તેને પાંચની પત્ની ઠરાવી છે અને (ઉદાસીનતા)

સુભદ્રા—સારી રીતે કલ્યાણ કરનારી તે મંદ વિરાગની પત્ની રૂપે જ શોભે માટે તેને તેની મંદવિરાગની પત્ની કલ્પી છે.

આત્માભિમુખીવૃત્તિ (દ્રૌપદી) ને સદ્ધર્માદિ પાંચ ભાઈઓથી દીવ્ય શબ્દાદિના જ્ઞાન રૂપ પાંચ (પ્રતીવીંધ્યા, સુતસોમ, શ્રુત કીર્તિ, શ્રુત કર્મ, શતાનીક, ને શ્રુતસેન) પુત્રો થયા. અને મંદ વિરાગથી ઉદાસિનતાને પેટે સંયમ (અભિમન્યુ—ચારે બાજુ પ્રકાશ કરનાર, એક વિષયમાં થનારા ધારણા, ધ્યાન, સમાધિ) ની ઉત્પત્તિ થઇ છે.

દૈવી સંપત્તિના સૈન્યની વ્યુહ રચના એકાગ્રતાએ ધૃષ્ટદ્યુમ્ને—

ઉઅ્યોતિએ–અને કાર્યપણાનો તિરસ્કાર પ્રકાશ) કરી છે. તે પણ યોગ્ય જ છે. એ સેનામાં શ્રદ્ધા (યુયુધાન ચૈતન્યનો પ્રકાશ કરવાને અભિલાષવાન)

ઉત્તમૌજા––(જેનું ઉતમ બળ છે) વીર્ય ઉત્સાહ

સ્મૃતિ––(એકતાન જાણનાર)

વિરાટ––(સમાધિ–વિશેષપણે આત્મામાં શોભનાર)

કાશીરાજા––(વિચાર) પદાર્થોને પ્રકાશી શોભનાર)

ધૃષ્ટકેતુ––(યમ–આપદાઓનું નિવારણ કરનાર)

શૈબ્ય––(નિયમ–શૈવ્ય મંગળદાતા)

કુંતીભોજ––(આસન–દિવ્ય વિભુતીનું આકર્ષણ કરનારી શકતીનું પાલન કરનાર.)

યુધામન્યુ––(પ્રાણાયામ, ચૈતન્યની અભિ વ્યક્તિ કરવી એ જ જેની ક્રિયા તે.)

પુરૂજીત––(પ્રત્યાહાર–ઈંદ્રિયોના સમુહને જીતનાર.)

દ્રુપદ––(શુદ્ધ પ્રેમ–શીઘ્ર ગતી વાળો તીવ્ર વેગવાન)

શીખંડી––(શાંતિ–સર્પ રૂપી વિષયવાસનાને ગળી જનાર)

એ બધા મહા યોદ્ધા છે. બન્ને પક્ષની સેનાઓ ધર્મનું અનુષ્ઠાન થઈ શકે એવા સ્થાનમાં એટલે અધિકારી મનુષ્ય શરીરના હૃદય પ્રદેશમાં યુદ્ધ કરવા માટે સજ્જ થઈ હતી.

## આસુરી સંપત્તનાં પાત્રોની સમજ

ધૃતરાષ્ટ્ર––(મોહ–શરીર રૂપી દેશને મમતા પૂર્વક ધારણ કરનાર અનાદિ સંસારાસક્તિ એ આસુરી સંપતનો વાડો છે. અને સારા સાર વિવેક રૂપી નેત્રો નથી માટે તેને આંધળો કલ્પ્યો છે.

દુર્યોધન (કામ)—(દુષ્ટ રીતે યુદ્ધ કરનાર મંદ ક્રિયાવાન) આદિ સો પુત્રો હતા એની સેનામાં.

ભીષ્મ (અસ્મિતા)—ચિરકાળ રહેનાર)

દ્રોણ (સંસ્કાર)—દ્રવવાન સ્વભાવ યુક્ત)

કૃપ—અવિદ્યા એક વસ્તુમાં અન્યની કલ્પના કરનાર

કર્ણ—(રાગ) પ્રવૃત્તિ કરાવનાર

જયદ્રથ—(અભિનિવેશ અનુરાગ પામીને ઉત્કૃષ્ટ રૂપ રહેનાર)

અશ્વત્થામા—(વાસના) સંચય થઈને રહેનાર. સ્થુળ શરીરના નાશથી નાશ નહી થનાર.

ભૂરિશ્રવા—(અશ્રદ્ધા) જેનું બહુપણું સાંભળવામાં આવે છે તે.

સલ્પશાલ—(વિષય શક્તિ) મર્મ સ્થાનમાં વ્યથા કરનાર

કૃતવર્મા—(વિષય સેવન)-(કર્મનું રક્ષણ કરનાર) પ્રાપ્ત વિષયના રક્ષણની ચીંતા (ભગવદ્દત પદાર્થમાં રહેલા સંસ્કાર આપેલ)

શકુની—(સ્વાર્થ પરાયણતા–સમળીના જેવું વર્તન એ આદિ મહા યોદ્ધાઓ હતા.

અસ્મિતા—બંન્ને સંપત્તના મુખ્ય ગણવાના યોગ્ય હોવાથી તેને પિતામહનું રૂપ આપ્યું છે.

સંસ્કાર અને અવિદ્યા એ પ્રવૃતિના મુખ્ય હેતુઓ હોવાથી તેમને આચાર્યની સંજ્ઞા આપવામાં આવી છે. વાસનાનો ઉદ્દય સંસ્કારમાંથી થાય છે માટે વાસનાને સંસ્કારના પુત્રનું રૂપ આપ્યું છે.

---

## પ્રકરણ ૫૫ મું
## ડાકોરના રણછોડરાયજી

રણછોડરાયજી નામ કેમ આપ્યું ?

પ્રથમ તો વ્યક્તીનું નામ તેના જેવા જેવા કામો હોય અને ગુણ હોય તેવા નામો પડે છે. એટલે કે કર્તવ્ય અને ગુણ ઉપર નામ પડે છે ( પરંતુ હાલમાં તો તે પ્રથા ભાગ્યેજ જણાય છે )

તેમજ કૃષ્ણ ભગવાનના ઘણા નામો છે. જેવા જેવા કર્તવ્ય કર્યા છે તેમજ જેવા જેવા ગુણો હતા તે પ્રમાણે નામો આપવામાં આવ્યા છે, તેમાં શ્રી રણછોડરાયનું નામ નીચેના ત્રણ કારણોથી આપવામાં આવ્યું છે—

(૧) રણસંગ્રામ છોડી ચાલ્યા જવાથી રણછોડરાય નામ પડેલું છે.

(૨) આ મહા દારૂણ સંસારરૂપી રણમાંથી છોડાવનાર, તેથી રણછોડરાય નામ પડયું છે.

(૩) જન્મથી આપણા માથે અમુક ઋણ હોય છે, તથા (દુનિયાનું દેવું જે જન્મ મરણનું ઋણ) તેમાંથી છોડાવનાર અગર મુક્ત કરાવનાર તેથી રણછોડરાય નામ પડેલું છે.

(૪) જ્યારે ભક્ત બોડાણાજી પ્રભુને દ્વારકાથી લાવ્યા ત્યારે દ્વારકાવાસી ઠેઠ સુધી તેમની પછવાડે ડાકોર સુધી આવ્યા, ઘણું સમજાવ્યા છતા પાછા જવાની ના પાડી, જ્યારે બહુ આગ્રહ કર્યો ત્યારે દ્વારકાવાસીએ બોડાણાને કહ્યું કે જો તમો પ્રભુના ભારે ભાર સોનું આપો તો પાછા જઈએ, તે પ્રમાણે બોડાણાજીએ આવેશમાં આવી કાલ કર્યા.

પરંતુ પાછળથી વિચાર થવાથી પ્રભુને નિવેદન કર્યું કે "પ્રભુ મેં તો કોલ કર્યા પણ હવે ઋણમાંથી મુક્ત કરવો તમારે હાથ છે." પ્રભુએ સ્વપ્નું આપ્યું કે ગંગાબાઈની વાળી છે તે મુકજે. તે પ્રમાણે ગંગાબાઈની વાળી મુકવાથી બરાબર થઈ રહ્યા, જેથી બોડાણાજી હર્ષથી બોલી ગયા કે વાહ! જે રણછોડરાય! ત્યારથી રણછોડરાય નામ પડ્યું છે, નહીતર જેમ દ્વારકાનાથ નામ પડયું છે તેમજ ડાકોરનાથ નામ પડત, પરંતુ તે નહી પડતાં બોડાણાને પોતાના ઋણમાંથી છોડાવ્યો જેથી રણછોડરાય નામ પડેલું છે.

---

# પ્રકરણ ૫૬ મું
# શ્રી કૃષ્ણ રૂપનું રહસ્ય

શ્રી કૃષ્ણ પરમાત્મા પૂર્ણ અવતારી છે. એમનું સ્વરૂપ દિવ્ય છે, એમનું જ્ઞાનપણું દીવ્ય છે. એ પરમ અદ્દભુત સ્વરૂપની લીલાનું રહસ્ય અદ્દભુત છે નંદ એ બ્રહ્મા છે. યશોદા એ મુક્તિ છે, વાસુદેવ એ વેદ છે અને દેવકી એ બ્રહ્મવિદ્યા છે, ગોપી એ "ગો"=પૃથ્વી વાણી ઇન્દ્રીયો ગો છે. શ્રીકૃષ્ણ હાથમાં ધરેલી યષ્ટિકા એ યોગમંત્ર છે, બંસી એ સૌમ્ય સ્વરૂપ છે. ગોપ સખાઓ એ દેવતાઓ છે. વનનાં વૃક્ષો એ તપસ્વીઓ છે, અને વૃંદાવન એ સાક્ષાત વૈકુંઠ જ છે. બલભદ્ર એ શેષનાગ છે અને સ્વયં એ વેદે નિરૂપણ કરેલું પરબ્રહ્મનું સ્વરૂપ છે. શ્રીકૃષ્ણે જે અનેક પ્રકારની લીલા કીધી છે, તેમાં અપરમાતા રોહિણી એ ધ્યાનની મૂર્તિ છે. સત્યભામા એ અહિંસા સ્વરૂપ છે. અક્રૂર એ સત્ય છે. ઉદ્ધવસેન ઈન્દ્રિયનિગ્રહ છે. કંસ એ કલહ છે. બાણાસુર એ કામ છે. ચાણૂર એ દ્વેષ છે. મુષ્ટિ એ મત્સર છે. કુવલયાપીડ એ દર્પ છે. બકાસુર એ ગર્વ છે. તૃણાવર્ત એ લોભ છે કેશી સાક્ષાત ક્રોધની મૂર્તિ છે. શ્રી કૃષ્ણે ધારણ કરેલો શંખ લક્ષ્મી છે, નંદક ખડ્ગ છે એ રૂદ્રનું ઉગ્ર રૂપ છે. સુદર્શન ચક્ર એ જ્ઞાન છે. ધારણ કરેલા બાણ એ કાળ છે. શાર્ઙ્ગ ધનુષ્ય એ માયા છે. પદ્મ એ જગતનું બીજ છે. વૈજયંતી માળા એ વાયુ છે. તુલસી માળા એ ભક્તિ છે. ચમર એ ધર્મ છે. છત્ર એ આકાશ છે અને પટરાણી રૂક્મિણીએ બુધ્ધિ આદ્ય શક્તિ મહામાયા છે. આવું શ્રી કૃષ્ણના પરમ સ્વરૂપનું સ્મરણ ભીષ્મપિતા મહ દષ્ટિ સમીપથી ક્ષણભર ખસેડતા ન હતા. શ્રીકૃષ્ણથી ભિન્ન તેઓને કંઈ પણ દષ્ટિએ પડતું ન હતું. ચરાચરમાં જ્યાં દષ્ટિપાત થતો ત્યાં ત્યાં એ જ સ્વરૂપમાં વિહરતા હતા સર્વ કર્મ ધર્મ શ્રી કૃષ્ણને અર્પતા ફલાભિસંધિના ત્યાગી રહેતા ને કામ રહિત બની તેને જ પરબ્રહ્મ

પૂર્ણનું પૂર્ણ તત્વનું તત્વ અને સારનું સાર જાણતા, અનુભવતા એવા પરમ ભક્ત ભીષ્મનેશ્રી કૃષ્ણ આધીન જ હતા. તે પરમાત્મા, સખા સ્થિતિમાં ભક્તિના હૃદયમાં જ નિવાસ સ્થિતિ કરી અહો કાળ રહે છે. એ સ્થિતિમાં આવેલા જીવના ચર્મચક્ષુ સમક્ષથી પરમાત્મા દૂર જાય પરંતુ તેના હૃદયચક્ષુ સમીપથી તેનું વિદૂર થવું એ તો અશક્ય જ હોય છે. સંસારમાં રહ્યા છતાં અનેક અનેક જાતના દુઃખ આવી પડે, તેવે સમયે પણ પરમાત્મા જેના હૃદયમાંથી વિદૂર થઇ શકતા નથી તેવા ભક્તને અંતે પરમાત્મા પોતાના હૃદય સાથે જેમ ગોપીઓને ચાંપી હતી તેમ તેની સર્વ કામનાઓ પરિપૂર્ણ કરે છે. ભક્તિનો આ દ્વિતીય પ્રકાર મધ્યમ કાળ ગણાય છે. પણ ભક્તિનો શ્રેષ્ઠ પ્રકાર આત્મનિવેદન છે.

એ સ્થિતિને પ્રાપ્ત થયેલાજીવને સર્વત્ર વાસુદેવ વગરબીજું કાંઇ પણ દૃષ્ટિ પડતું નથી. હું તે તે ને તે તે હુ, એવી સાત્વિક ભાવના હૃદયમાં વિલસે છે. તેવો પુરૂષ નીત્ય મુક્ત પરમાત્માનો પરમ અનન્ય ભક્ત છે. જે પોતાથી અન્ય કંઇ જોઇ શકતો નથી, અન્યને ઉપાસને નથી, અન્યનું શરણું લેતો નથી, સર્વાકાર સર્વકાય ચિદાનંદ સ્વરૂપમાં જ જે વિલસે છે, સર્વત્ર અભેદમય જુએ છે, તે નિઃસંશય રહીને સંસારની સર્વ કામનાઓનો ત્યાગ કરી દે છે. તેને શત્રુ કે મિત્ર સ્વજન કે પરાયું સુવર્ણ કે ભસ્મ, પારસમણિ કે પાષાણ રોગ કે ભોગ, તીર્થ કે શ્વપક્ષનું ઘર, દેવાંગના કે કુબડી શ્વાન કે સર્વાંગ સુંદર, અમૃત કે વિષ આલોક કે દેવલોક કીટત્વ કે વિહંગમત્વ કોઇ પણ સ્થિતિ સમાન છે. તેમાં સુખ કે દુઃખ માનતો નથી. પણ એકરૂપ થઇ રહે છે જેની સ્વર્ગની ઇંદ્રપદની કામના નષ્ટ થઈ છે તે જ સાયુજ્ય મુક્તિનો સ્વામી છે. શ્રી કૃષ્ણ પરમાત્માએ કહ્યું તેમ કર્મ ફળના આસંગો તજી નિત્ય તૃપ્ત નિરાશ્રય સેવે છે. કર્મને વિષે અત્યંત પ્રવૃત્ત છતાં પણ કંઇ કરતો નથી જોતા છતાંય જોતો નથી સાંભળવા છતાંય સાંભળતો નથી કર્તવ્ય માત્રમાં જેને ઉદાસીનતા છે તે સદાય

તૃપ્ત રહે છે સદાય મુક્ત છે. એ સ્થિતિને પ્રાપ્ત થયા પછી તે ભક્તને પુનર્જન્મ નથી તેને ઉદયે નથી, તેમ અસ્ત પણ નથી; જેનું અહંત્વ નાશ પામ્યું છે તે સાક્ષાત બ્રહ્મ રૂપ જ છે. સ્વરૂપના સહજાનંદમાં સદા વિહરતા સ્વચ્છંદ લીલા ભોગવતા એ ભક્તો નિઃસંગ નિરર્ગળ એવી રીતે વિચરે છે કે જેમ પાણીમાં ચાલતા મચ્છની ગતિ કે આકાશમાં ઉડતા પક્ષીની ગતિ ગૂઢ રહે છે અને તેનો પાર પામી શકાતો નથી તેમ આત્મનિષ્ઠ એકાંતિક ભક્તને મનુષ્ય તો શું પણ દેવતાઓ પણ કળી શકતા નથી. આવી સ્થિતિને પ્રાપ્ત થઈને હે તાત! તમે જગતમાં વિચરો! તમને કોઈ પણ પ્રકારનો દોષ લાગશે નહિ પરમાત્મા ભક્તનો એ ભક્ત તેનો છે ભક્તને તે એક સ્વરૂપ છે એ સ્થિતિને પ્રાપ્ત થયેલો જીવ દેહી જ છતાં જીવન્મુક્ત છે. વિદેહી થયે મોક્ષ પામે જ છે! હરિ ૐ! શાંતિ! શાંતિ! શાંતિ!

---

## પ્રકરણ ૫૭ મું

સંત કોઈ સાચા રે. રીત જેની હોય રૂડી,
વિમળ જેની વાણી રે, કરણી નહીં કંઈ કુડી —સંત કોઈ
શત્રુ-મિત્રને જે સરખાં જાણે, રાખ્ય કુંદન એક રીત.
પર નારીને પરસ કરે નહિ, જગમાં તેની જીત.
પરમ પદ એ પામે રે, આવે નહીં વાત બુંડી —સંત કોઈ
વિવેક વૈરાગ્ય ખટ સંપત્તિ-મુમુક્ષુ ના કહેવાય.
ચાર સાધન જેનાં ચિત્તમાં રે ચોટે, એ ખરા જ્ઞાની ગણાય.
સદાનંદ શાસ્ત્રે, ગર્વ જણે નાંખ્યો ગૂંડી —સંત કોઈ
તન ને મનથી ત્યાગ રાખે, હરિ મળ્યાનું હેત
આશા કોની ઉરમાં ન આણે, સુરતા કરી સંકેત.
મુનિવર એ મોટા રે, ઇચ્છા નહિ ઉર ઉંડી —સંત કોઈ

કનક કાન્તા એ પત ન સેવે, દુનિયામાં એ દેવ.
ગણુપત કહે એને ગુરુ માની, સજ્જન કરતો સેવ,
તારણુ તરણુ તે વારે, એને સમજણુ ઉંડી —સંત કોઇ

---

મનસા માલણી જીરે, ગોરખ જાગતાં નર સેવ,
જાગતા નર સેવ, તુંને મળે નિરંજન દેવ —મનસા
પથ્થર પૂજે હરિ મિલે તો મેં પૂજું ગિરિરાવ
ઓ પહાડકી ચક્કી અનતહે, પીસ પીસ જગખાય —મનસા
માલણુ લાવી ફુલડાં, એનો કળિયે કળિયે જીવ
ઓહી ફુલ દેવનકું ચ્હડ તે, દેવજ પોતે શિવ —મનસા
માલણુ લાવી ફુલડાં તે. ધર્યાં દેવની પાસ,
આ દેવ મેં સાચા હોય તો, કેમ ન આવે વાસ —મનસા
ટાંકણુ દઈ પથ્થર ઘડયા, ધર્યો છાતી પર પાય.
એ દેવમાં સાચ હોય તો, ઘડનારાને ખાય —મનસા
એ પથ્થરના દેવને, દેજો જલમાં ડાલ
આપે બુડે તે કોને તારે, કોણુ કરે સંભાળ —મનસા
પૂજારીના ઓશિયાળા, ઠાકોર ઠામે ઠામ
બંધીવાન મંદિરના ઠાકોર, કેવાના ભગવાન —મનસા
સેવ સુંવાળી રાંધીને, ધરી દેવની પાસ
જમનારો તો જમી ગયો, ને દેવને નાંખી વાસ —મનસા
એક ભુલ્યો, દુજો ભુલ્યો, ભુલ્યો સબ સંસાર,
એક ન ભૂલ્યા જોગી ગોરખ, કરી ભજન આધાર —મનસા

---

શું સમજ્યો વૈષ્ણુ થઇ, અવિદ્યા અળગી નવ ગઈ
જ્ઞાન વિરાગ ગમે નહિ ગાતા, રાસ કથાના રસિયા.
કામ, ક્રોધ, મદ, લોભ, ગર્વ છળ, અંતરથી ન વસિયા —રે. શું

તન મન ધન હારા ઘર તારું, અમ સમર્પણ કીધું
પાપ કર્મ તો પામર જીવડે, પોતે માથે લીધું —રે. શું
હિંગ તજે પણ હરામ મન તજે, નીરખે કોઇ પર નારી
ભસણ તજે પણ લાંચ ખાય છે, ન તજે ચોરી જારી —રે. શું
જરના લોભે જૂઠા સોગન, ખાતાં પણ નથી બીતાં
જૂઠી સાક્ષી જાય પૂરવા, ઝટ ઉપાડે ગીતા —રે. શું
છાપ તિલક તાણીને અંગે, મંડળીઓમાં મહાલે
ગુપ્ત ઘાત અંતરમાં રાખી, ઘણાકના ઘર ઘાલે —રે. શું
એકાદશીનું વ્રત આચરે, ફળાર સારૂં ફાકે
ઉપર ચોકખા અંતર મેલા, પરધન હરવા તાકે —રે. શું
એક પ્રભુને ઉરમાં ધારી, પરમારથ આચરશું
નીતિનો મારગ ઝાલીને, ભાવી ડગલું ભરશું, —રે. શું
એમ વિચારી જે જન ચાલે, ધર્મ તેહનો સાચો
કહે ગૌતમ પરપંચી મારગ, જાણે સર્વ કાચો —રે. શું

---

## પ્રકરણ ૫૮ મું

## માયાપતિની માયા

**सम्भाव्येतर घटना पटीयसी सा।**
**सम्मोहं जनयति विभ्रमेण माया ॥**

અર્થ: અસંભવિત પદાર્થને ઉત્પન્ન કરવામાં ઘણી કુશળ એવી માયા વિભ્રમણ ઉપજાવીને જીવને મોહિત કરે છે.

આ જગતના જીવોને પરમ પદ ચૈતન્ય સ્વરૂપ આનંદ સ્વરુપ-અવીનાશી સ્વરૂપ પ્રાપ્ત કરવામાં અવરોધ કરનારી પરમાત્માએ પ્રેરેલી માયા છે. માયાનો મોહ એવો દૃઢ છે કે તેમાંથી મહાન પ્રયત્ને પણ આ લોકના લાલચુ જીવથી છુટી શકાતું નથી એ મહા માયા એવી

સમર્થ છે કે જ્ઞાનીના ચિતને પણ બળાત્કારે આકર્ષણ કરી મહા મોહમાં હડસેલી દે છે. તે એવા અપાર છે કે તેનું શુદ્ધ સ્વરૂપ દેવતાઓ તથા તેના દેવતાઓ પણ જાણી શકતા નથી! તે અવ્યાકૃત્ત પરમ પ્રકૃતિ રૂપ છે અવિદ્યા રૂપી જે તિમિર અંતરમાં વ્યાપેલું છે તે તેની ક્ષણે ક્ષણે વૃદ્ધિ કરે છે એ માયાના સામર્થ્યનું વર્ણન કરવાને શેષ પણ શકિતમાન નથી. તે અનેક રૂપે જગતમાં વિસ્તરેલી છે. જ્યાં સુધી જીવ અવિદ્યાને વશ રહે છે, ત્યાં સુધી અજ્ઞાન કાળના અંધકારમાં ગોથાં ખાય છે અસત્‌માં સતને પેખે છે અને તેથી ત્યાં સુધી એ અસતને પ્રેમથી સેવવાને ઉત્સુક રહે છે, ત્યાં સુધી એ મોહિની-માયા, સંસારના વમળ મય સાગરમાંથી છુટા પાડી, સુખદ ભૂમીમાં જઈ બેસવાને સમર્થ બનવા દેઈ શકતી નથી. મુકિતના દ્વાર પ્રતિ દષ્ટિ પણ કરાવવા દેતી નથી. સ્વસ્વરુપ અજ્ઞાન એ જ માયાનું સ્વરૂપ છે જેને પરમેશ્વરનો-બ્રહ્મનો-જીવ અને શિવના અભેદત્વનો-સંસારની અનિત્યતાનો, સ્વયં બોધ થાય છે તે જ એ માયાના પારને પહોંચવાને પ્રયત્નશીલ બની શકે છે. આત્મા રૂપી અંતર્મ મોટા મહા સાગરમાં માયા રૂપી એક નાનું સરોવર છે. તથાપિ તેની બળ સત્તા પ્રગાઢ-અગાધ છે. એ માયાના પાશમાં બંધાયેલો જીવડો, આ પ્રગાઢ અગાધ સરોવરમાં સૂક્ષ્મ મચ્છ રૂપ છે. પણ સરોવર પ્રગાઢ છે તેથી તે તરીને પરમાત્મ રૂપ પૃથ્વી પર આવીને શાંતિ પામી શકતો નથી. કેમકે આગળ "અગ્નિ બળે છે પાછળ ભાનુ તપે છે રાત્રે ચિબુક હડપચી તથા ઘુંટણ પેટમાં ચાંપીને સૂઈ રહેવું પડે છે ભિક્ષા માંગવા માટે હાથ શિવાય બીજું પાત્ર પણ નથી અને વૃક્ષની છાયા નીચે સુવાનું છે તો પણ (જીવનો) આશાનો પાશ તેને છોડતો નથી, એવી એ પ્રપંચ કુશળ માયાની પ્રબળ શકિતને લીધે પુરૂષ અવિદ્યાના પાશમાંથી છુટી શકતો નથી. ઉલટું એ પુરૂષ રૂપી મત્સ્ય ધીમે ધીમે-અજ્ઞાન પણે-માયા રૂપી એ મહા સરોવરના કળણમાં એવો તો ખુંપી બેસે છે કે ગુરૂ રૂપી સમર્થ તારો તેને કાઢવાનો પ્રયત્ન

કરે છે તો પણ તે નિકળી શકતો નથી-પ્રસંગે તો અનેક માયાની મોહિનીમાં લીન થયેલા એ પુરૂષને સંસાર રૂપી કાદવમાં ખુંપી બેસવામાં જ આનંદ રહે છે! માયા રૂપી મહા સરોવરમાંથી બહાર નીકળીને રત્નાકર રૂપી મહા સરોવરના વ્યાપક પરમાત્મ ભૂ પ્રદેશમાં શો આનંદ છે તેનું તો તેને જ્ઞાન જ થતું નથી, રે, જ્ઞાન કરાવનારાના વચનને તે મિથ્યા માને છે અને સચ્ચિદાનંદાત્મક ભૂમી વાસી પુરૂષની ભેદ ભાવના નષ્ટ થવાથી, કેવી સ્થિતિ બની જાય છે, તેનો તેને સ્વપ્ને પણ ખ્યાલ ન હોવાથી માયા એ કલ્પેલી સૃષ્ટીમાં સર્વ આનંદ છે, સર્વ સુખ છે એમ તે સમજે છે સ્વપ્ન જેવી અજ્ઞાન વૃત કલ્પિત અહંતા મમતા પોતાનાં પુત્ર, ઘર, સ્ત્રી, ધન, કીર્તિ, અન સગાં સહોદરમાં તેની બુદ્ધી સત્ય માની લેપ મૂઢની પેઠે જ્યાં ત્યાં ભમે છે તમો-ગુણથી ઘેરાયેલો રહી અનિત્યને નિત્યને અનાત્માને આત્મા તારક માની વિપરીત ભ્રમિત બુદ્ધીથી ઘેરાઈ જઈ દ્વૈતમાં જ આનંદ માની લે છે. તે એવો ભટકે છે કે પ્રિય આત્મા પરમ આત્મા કેવો અખંડાનંદવાળો છે. તેનું ભાન પણ એ માયા કરાવવા દેતી, નથી અજ્ઞાનાવૃત માયાના મહાસમુદ્રમાં લચીપચી રહેલા એવા પુરૂષને, શ્રુતિ કે ગુરૂ, આત્મા ભૂમી-પર પરમાત્માના સાક્ષાત્કારની ભૂમી પર જે અદ્વિતીય આનંદ વ્યાપી રહેલો છે, તે સકળ સુખનું ધામ છે, જે સુખનો કોઇપણ કાળે અવધી નથી, તેવા અવીનાશી નિત્યાનંદ સુખનો ભોક્તા થવાને, દેહ અને પ્રારબ્ધના યોગે, એ માયાશક્તિ, નોતમનીજ ભૂમી પર આવવા જ દેતી નથી. પણ જે પુરૂષ એ માયાના મહા સમુદ્રને તરી નીજ ભૂમી પર આવે છે તેને, સર્વ અદ્વિતીય, અનીવર્ચનીય પરમ પ્રકાશક, એવા પરમાત્મા પરમ પુરૂષ પુરૂષોત્તમનાં દર્શન થાય છે. ને પછી તેમાંજ વીલયને પામે છે. એ પરમાત્માનાં દર્શન, તે જ માયાનું અવ્યક્ત સ્વરૂપ છે ને વીલય તે તેજ રૂપ થવું તે. એ સ્થિતીને પ્રાપ્ત થવા માટે દ્વૈતનો વીનાશ થવો જોઈએ જે વીનાશ માયાપતીની પ્રેરેલી અવિદ્યા વેષ્ટિત માયા

થવા દેતી નથી. પણ જ્યાં દ્વૈતને નાશ થાય છે ત્યાં માયાપતિની પ્રેરેલી માયાની સક્તિ આવરણ કરી શકતી નથી માયા એ મિથ્યા છે, એવો જ્યારે પુરૂષને સાક્ષાત્કાર થાય છે ત્યારે જ તે પોતાના અજ્ઞાન કાળમાં વ્યક્તરૂપી માયાને પ્રત્યક્ષ રીતે જોતો હતો તેનું જ અવ્યક્ત સ્વરૂપ જોઈને, જે આનંદને પામે છે, તેનું વર્ણન થઈ શકે તેમ નથી જ.

જગતના આનંદ માત્ર તેના આનંદનો છાંટો પણ નથી. એ આનંદની મહા પવીત્ર સરીતા છળાછળ ભરેલી છતાં, શાંત, નીર્મળ મધુરી, આલ્હાદજનક છે એ આનંદને જે ભોગવે છે તેજ ભોગવી જાણે છે; છતાં જાણનાર જણાવી શકતો નથી ભોગવનાર ભોગવાવી શકતો નથી લેનાર આપી શકતો નથી કે લેવડાવી શકતો નથી. એ આનંદ પ્રેમમાં જે મસ્ત થઈ રમે છે તેને તો "નીમ સર્વ નાસે રે જ્યારે પ્રેમ તો વ્યાપે નિદ્રા જેને આવે રે તે ઉત્તર કેમ આપે" એવી ગતિ બની રહે છે એ આનંદરસ ઝીલનારા જીવ બહુ જ થોડા હોય છે કેમકે પરમાત્મા પ્રેરિત માયા દુર્લભ્ય છે પણ જે પરમાત્માના શુદ્ધ સ્વરૂપને–ભક્તિથી–યોગથી–જ્ઞાનથી જાણે છે તેજ માયાને ઉલ્લંઘી જઈ આ આનંદ ઝીલવા જાય છે.

વિદ્વાન ગુણવાન નીતીવાન જીવને પણ વિષયાભિમુખ જોતાંજ, નીજાનંદની વીસ્મૃતી કરાવનાર એ માયા છે. બુદ્ધીનો સ્વલય દોષ થયો છે, તે દ્વારા એ માયા સંસારના અધમ આગારમાં ઘસડી જઈને વીક્ષેપ પમાડે છે.

જેમ વ્યભીચારિણી સ્ત્રી ઇશ્વર ભજન કરે છે તેનું સેવન કરે છે, અર્ચન કરે છે, વંદન ને દર્શન કરે છે, તે કાળે, તે ક્રીડામાં ગમે તેટલી લુબ્ધ થાય છે તોપણ પોતાનાં પ્રીયતમનું સ્મરણ થતાં તેના ભણીજ તેની વૃતિ જડાઇ રહે છે, તેવી જ માયા–લુબ્ધ પુરૂષની ગતી છે.

અજ્ઞાન જીવ પ્રભુ પ્રેમમાં સારો દીવસ લપટાઈ રહે છે પણ એકાંત મળતાં પ્રભુસ્મરણ ક્ષણભર દૂર થતાં—વીસરી જતાં, ક્ષણભર વીષયની વાસના પ્રકટી નીકળે કે, તત્કાળ તેના પર આવરણ શક્તિ એવો તો ગાઢો અંધકાર પાથરી દે છે કે જે આનંદ સ્વરૂપનું અલ્પ અલ્પ દર્શન થયું હોય તેની વીસ્મૃતી કરાવી દઇ, માયામાં એવો દબાવી દે છે કે દૂર કરેલો સેવાળ જેમ ક્ષણ માત્ર પણ રહેતો નથી, તેમ જે અજ્ઞ જીવો સંસારના વીષયથી દૂર થયા નથી, તેઓએ માયાની ભુરકીમાં ભોળવાઈ જઈ લાકડાને ભરોંસે મોટા મગર ઉપર બેસીને નદીને સામે પાર જવાની ઇચ્છા કરનારા જીવની પેઠે, વીષયાભિમુખ થતાં જ ડુબી જાય છે. જગતના જીવોને એ માયાએ બહુ બહુ ભુલાવ્યા છે અનેક પ્રકારના ક્લેશો વેઠવા છતાં પણ એ માયામાંથી તેમનાથી મુક્ત થવાયું નથી.

હવે એ માયાનાં અનેક સ્વરૂપો છે—સ્ત્રી, પુત્ર, ધન દેહ, કીર્તિ વીષય સુખ ઈત્યાદી અનેક છે. પણ જે જીવની વૃતિ વાસના પુત્ર પ્રેમ સ્ત્રી પ્રેમ ધન પ્રેમ કીર્તિ પ્રેમ—એવાં એવાં કર્મના વીલાસ ભોગૈશ્વર્યથી દૂર થાય છે તે જ વૈરાગ્યને પ્રાપ્ત કરીને એ માયાનો નાશ કરવાને સમર્થ બને છે કેમકે વૈરાગ્ય સંપન્ન પુરૂષ પ્રપંચનો ત્યાગ કરવાને સદાય ઉત્સાહી રહે છે; તે પોતાની સહાયતામાં શમ, દમ ક્ષમા આદિ ષડગુણોને સશસ્ત્ર સુસજ્જિત રાખે છે અને તેના વડે માયાના સૈન્યનો પરાજય કરે છે પણ અજાણ્યો જીવ લીલથી ઢંકાયલા ખરા જીવને ત્યજીને મૃગ તૃષ્ણા ઝાંઝવાના જળને પીવાની ઇચ્છા કરે છે તેમ પરમાત્માના સત્ય સ્વરૂપથી દૂર થએલો જીવ ન જ્ઞાન, ન વૈરાગ્ય, ન ભક્તિ કશાનું સેવન ન કરી માયામાં લુબ્ધ થઈ તેનો પ્રેરાયલો પ્રેરાઈ, બાજીગરના નટવા, પેઠે નૃત્ય કર્યે જાય છે. માયા કેવી બળવાન છે એ ઉપર પરમાત્મા અને શ્રી નારદની કથા અહુજ જાણવા જોગ છે એક સમયે દેવર્ષિ નારદજી પરમાત્માના

ગુણુ ગાનના આનંદમાં મસ્ત થયેલા નીજ મંદિરમાં પધાર્યા. વાતના પ્રસંગમાં નારદજીએ કહ્યું કે "હે ભગવન, હે અવિનાશી! હે અવિનાશી! હે જગન્માત્રની લીલા વિસ્તારનાર! આપ કહો છો કે મારી "માયા અજિત છે" આ મારી ગુણમયી દૈવી માયા દુરત્યય છે; અને આ આખું જગત એ ત્રીગુણી માયાની લટા છટાથી મોહ પામેલું છે, તેથી પરમાત્માના સ્વરૂપને જાણવાને સમર્થ થતું નથી. તો કહો આપની એ માયા કેવી છે? હું તે જાણી શકયો નથી. હે કૃપાસિંધુ! આપની માયાના સ્વરૂપનું મને દર્શન કરાવો!–" પરમાત્મા એ કહ્યું "હે નારદ મારી માયાનો વિસ્તાર બહુ મોટો છે, દુષ્કૃતિ, મુઢ નરાધમ જીવો મારી માયાથી આવૃત થઈને એવા આસુરી ભાવમાં પડેલા છે, કે તેઓને એ માયાના પાશમાંથી છુટવા સુદ્ધાંતનો સંકલ્પ પણ થતો નથી. એ માયા બે પ્રકારની છે શુદ્ધ–સત્વા અને મલિન સત્વા. શુદ્ધ સત્વા એ માયા અને મલિન સત્વા એ અવિદ્યા શુદ્ધ સત્વા માયા વેષ્ટિતના ચિત્તમાં એનું પ્રતિબિંબ પડવાથી જે દર્શન થાય છે તે પરમ તોષ–પરમ આનંદ–પરમ સુખ–પરમ પદ અને અવિદ્યાએ મલિન સત્વા તે પર બ્રહ્મના જ્ઞાનથી રહિત કરાવાને જીવને સંસારની જાળમાં વિટાયલો જેમ ગર્ભ વિંટાયલો રહે છે તેમ રાખે છે. એ માયા મહા દુરત્યય–દુરત્યાર છે એમાંથી તારનારો–તરાવવાનો પ્રયત્ન કરે છે–છોડાવનારો છોડાવવાનો પ્રયત્ન કરે છે–તો પણ માયાની લટા છટાથી મોહિત થયેલા પુરૂષથી તેનો ત્યાગ કરી શકાતો નથી. પણ જેણે અવિદ્યાનો તિરસ્કાર કરી મારા સ્વરૂપને શોધ્યું છે જાણ્યું છે જોયું છે એવો જ્ઞાની જ મને પ્રસન્ન કરે છે. નિત્ય દુષ્ટ કર્મ કરનારા પાપાચારમાં મચી રહેલા સાધુ જનની ઉપેક્ષા કરનારા ધર્મ સાધનથી પરાઙ્મુખ પ્રેમ ભક્તિ તથા રહિત મારા ગુણગાન કરવાથી ભ્રષ્ટ મોહમાં ભટકનારા મુઢ જીવો મારી પ્રેરેલી એ માયાનું સ્વરૂપ ન સમજવાથી જગતની જાળમાં લદુ પદુ બની અનેક જન્મે પણ છુટી શકતા નથી. તેઓ તો ક્ષણિક સંસાર સુખમાં

ધન પુત્ર દારા પ્રથમ પ્રપંચ, અસત્યને કીર્તિમાં જ આનંદનો પ્રભાવ સમજી, જગતને સત્ય માને છે, અને તેમાં જ સર્વ આનંદનું શ્રેષ્ટ આનંદનું રહસ્ય સમજે છે અને તેથી જ નિજાનંદનો આનંદ ભોગવવાને ક્ષણ માત્ર પણ ઇચ્છા કરી શકતા નથી પણ તેમાંને તેમાં જ ગુચવાઈ રહેવાને પ્રસન્નચિત્તે ઉત્સુક રહે છે. એ જ મારી માયાનું પ્રગાઢ અગાધ સ્વરૂપ છે. એ માયાનું સ્પષ્ટ સ્વરૂપ કામના છે. વાસના છે, અશુદ્ધ સંકલ્પ છે એ કામનામાં લુબ્ધ થયેલો જીવ શમ, દમ, ઉપરામ, તિતિક્ષા, શ્રદ્ધા આદી સાધનોની ક્ષણભર પણ જિજ્ઞાસા કરતો નથી તેમ તેને અકામ નિર્વાસના મય બનવાની ભાવના પણ થતી નથી તેને શ્રેય અને પ્રેયનો વિચાર જ નથી પણ જેનું શ્રેય અને પ્રેય ભિન્ન છે તે જગતની (સંસારની) વાસનાથી મુક્ત થઇ પરમ આનંદનો ભોગી થાય છે હે વત્સ નારદ! માયાનું સ્વરૂપ કેવું છે માયાની મોહનીમાં લોટ પોટ થયેલો પુરૂષ માયાને કેવી રીતે ઉપાસે છે તેનું યથાર્થ દર્શન કરવું હોય તો જંબુદ્વીપમાં આપેલા ભરત ખંડમાં જા! તેની દક્ષિણ દિશામાં પ્રતિષ્ટાન નામનું એક સુંદર નગર છે તે નગરમાં માયા શંકર નામનો ગુણવાન, વિદ્વાન, ને નીતીમાન સર્વ શાસ્ત્રનો જ્ઞાતા છતાં માયા લુબ્ધ એક બ્રાહ્મણ વસે છે તેને ત્યાં જઇને, મારી માયાનું સ્વરૂપ તું જો! એ માયા લુબ્ધ જીવને તેની સ્વેચ્છાથી માયાથી મુક્ત કરાવીને અત્ર લઇ આપવામાં તારૂં પરાક્રમ હું સમજીશ અને ત્યારે જ તારા લક્ષમાં મારી માયા કેવી દુરત્યય છે તે આવશે પરમાત્માની આજ્ઞા થતાં જ નારદજી પ્રતિષ્ઠાન પુર તરફ ચાલ્યા માર્ગમાં આવતાં આવતાં તેમણે પોતાનું સ્વરૂપ બદલીને સંતનું સ્વરૂપ ધારણ કીધું. પછી માયાશંકરને ઘેર જઇ 'ભિક્ષાંદેહિ' 'નારાયણ હરે'નો આશાર્વાદ આપી ઊભા રહ્યા. માયાશંકરના હૃદય પ્રદેશનાં કોઇક ખુણા ખોચરામાં જરા તરા શ્રદ્ધા હતી. અતિથિનો સત્કાર એ ગૃહસ્થનું કર્તવ્ય છે એનું જ્ઞાન હતું, પ્રભુ જ સર્વનું જીવન છે, તે એક ને અદ્વિતીય ને નિત્યમુક્ત છે. તેનું જ

સેવન, ભજન, પૂજન તારે છે. એવો વિચાર તેને નિત્ય થતો હતો છતાં માયાપતિની માયાથી તે પરાંગમુખ ન હતો, અને તે જ તેને મુક્તિના માર્ગ પ્રતિ પ્રયાણ કરતો અટકાવતી હતી. 'નારાયણ હરે' એવો શબ્દ સાંભળતાં જ, માયા શંકરે દ્વાર ઉપર આવીને, નારદજીને પ્રણામ કરી ભિક્ષા માટે નિમંત્રણ કીધું. નારદજી ઘરમાં પધાર્યા. એટલામાં માયા શંકરની દુર્મુખી નામક સ્ત્રી ત્યાં આવી અને ક્રોધ કરીને બોલી. " અરે ઓ ડોસલા! વળી આ સાધુડા બાધુડાને ક્યાં તારા દાદાના ઘરમાં નાખ્યો: એ જોગટાનું હોજરૂં ભરવાને દોઢ શેરનું બાફણું કોણ બાફશે? આ હું તો મહાદેવજીના દર્શન કરવા જાઉં છું ને કથા સાંભળ્યા વગર હમણાં આવવાની નથી, તારે ખવડાવવું હોય તો ખવડાવજે!" આમ બોલતી દુર્મુખી સડસડાટ ઘરમાંથી બહાર ચાલી ગઈ ને નારદજી તો મંગળાચરણમાં જ, જે ગણેશ પૂજા થઇ, તેથી આભાજ બની ગયા. તે મનમાં વીચાર કરવા લાગ્યા કે; 'પરમાત્માએ મને માયાનું સ્વરૂપ જોવાને તો ઠીક મોકલ્યો!'

ક્ષણ પછી નારદજી મનમાં વિચાર કરવા લાગ્યા કે; "અહોહો! આ જગતની માયા કેવી દુસ્તર છે, તેનું સ્વરૂપ હું આજેજ જોઉં છું, સ્ત્રીઓને યજ્ઞ, દેવદર્શન, વ્રત, ઉપવાસ કે પરમુખથી કથા શ્રવણ કરવી, સાંસારિક કે ત્યાગી ગુરૂની સેવા કરવી એમાંનું કશુંએ ફળ આપતા નથી; અને તેનું કલ્યાણ કરતા નથી સ્ત્રી તો પતીસેવાથી જ સત્ય લોકને પ્રાપ્ત કરી શકે છે. સ્ત્રીઓનો સત્ય ધર્મ તો પતિસેવા જ છે.

સર્વ દેવમાં પરમદૈવતરૂપ સ્ત્રીને એકલો પતિ જ છે. એવા ધર્મની વિસ્મૃતી કરીને, જે સ્ત્રી દેવદર્શન, ઈશ્વરપૂજન, કથાશ્રવણ, વગેરેમાં બારણે બારણે ભટક્યા કરે છે, તેનું કોઇપણ કાળે કલ્યાણ થતું નથી એવું વેદ વચન છે, છતાં આ સ્ત્રી પોતાના પતિને નહી કહેવા યોગ્ય વચનો કહી, ન કરવાં યોગ્ય તીરસ્કાર કરી. ક્યા મહફળને માટે ભગવાન શંકરનાં દર્શન ને કથા શ્રવણે જાય છે?

પરમાત્માએ મને કહ્યું છે કે, આ બ્રાહ્મણ વિદ્વાન ને ગુણ-સંપન્ન છે; તો એની પાસેથી કથા શ્રવણ કરી આત્માનું કલ્યાણ કરવાની એ સ્ત્રીએ ઇચ્છા કરવી જોઈએ, તેને બદલે, ભવભટકણના ફાતીયાં મારવાને એ કયાં દોડે છે? ખરેખર, પાદરનું તીર્થ, ઘરનો કર્માંતર કરાવનાર ગુરૂ, ગામનો આચાર્ય, ઘરનું માણસ. એની કોઈ ગણના જ કરતું નથી. હરદ્વારમાં વસનાર, નિર્મળ ગંગાના સ્નાનને સ્વલ્પ ગણીને મણિ કર્ણિકાના ઘાટને કલ્યાણકારી માને છે; ઘરનો ગુરૂ ગમે તેવી ઉત્તમ ક્રિયા કર્માંતર કરાવતો હોય, છતાં અન્ય ગુરૂની જ પ્રશંસા કરવામાં આવે છે. ગામનો આચાર્ય તત્વજ્ઞાનની પરમ કથા કહે છે, તો પણ શ્રવણ કરવાને કોઈ જતું નથી, અને વિદેશથી આવનાં સ્વાર્થી રામાનંદ, ભીમાનંદ, કે જે ગામના આચાર્ય સમાન નથી, અલ્પ છે—લોભી છે, તેને શ્રવણ કરવા માટે લોકો દોડાદોડી કરે છે, અને વળી કહે છે કે—

વાહ ! શી મધુરી કથા કરે છે, જાણે એ સાંભળ્યા જ કરીએ ! જે મનુષ્ય અનેક જનોને સલાહ આપે છે, અનેકને ઉત્તમ માર્ગ દર્શાવે છે, અનેકના કલેશ દૂર કરાવી મિત્રતા કરાવે છે, તે પુરૂષને તેનાં સ્ત્રી પુત્રાદિ કહે છે કે—

'જાઓ ! જાઓ ! તમારામાં કંઈ અક્કલ જ ક્યાં નથી; તમારી અક્કલ હવે ઘરડી થઈ છે; તમે હવે બેઠા બેઠા માળા જ જપ્યા કરો !' વિદ્યા મેળવીને પ્રભુને જાણ્યા નહિ, શિષ્ય થઈને ગુરૂને તોષ્યા નહિ, ને પત્ની થઈને પતિ આજ્ઞાનું પાલન કીધું નહિ, તેની વિદ્યા, શિષ્યપણું ને પત્નીપણું વૃથા જ છે."

આવો વિચાર કરતાં નારદજીને માયાશંકરે આસન આપ્યું. નારદજી બિરાજમાન થયા. માયાશંકર પોતાના નિત્ય કર્મમાં પ્રવૃત્ત થયો. નિત્યકર્મ આટોપ્યા પછી, પ્રભુને પ્રાર્થના કરવા લાગ્યો કે, 'હે દીનદયાળુ ! હે ભક્ત પ્રતિપાલક ! આ દાસના ઉપર દયા

કરીને આ સ્ત્રીથી હવે મને છોડાવો. મારા કોઈ જન્મ જન્માંતરનાં પાપ કર્મ ભોગવતાં હવે હું ત્રાસી ગયો છું, મારાથી હવે આ દુઃખ સહન થતું નથી !

હે પ્રભુ ! હું હવે તમારે શરણે છું. હે કૃપાસિંધુ ! મને આ ભવસંકટમાંથી ઉગારો !' આવી તેની શુદ્ધ હૃદયની પ્રાર્થના સાંભળી નારદજી સમજ્યા કે, આ બ્રાહ્મણ તો સંસારથી કંટાળી ગયેલો જણાય છે–એ કંઈ માયાલુબ્ધ જણાતો નથી–ને એનામાં તે માયાનું સ્વરૂપ શું જોવાનું હતું ?

તત્ક્ષણે નારદજીના કર્ણ પ્રદેશમાં શબ્દ સંચાર થયો કે, 'હે નારદ ! ધીરજ ધર, અને જે લીલા થાય તે જો, અધીરો ન બન ! " પછી નારદજી નારાયણના નામનું રટણ કરતા આસન પર સ્વસ્થપણે બિરાજમાન થઈ રહ્યા.

મધ્યાન્હ થતાં દુર્મુખી રઝળી રખડીને ઘરમાં આવી: માયા-શંકરના પુત્રવધૂએ રસોઈ તૈયાર કીધી હતી, તેમાંથી એક થાળ પૂરી ધણીના મ્હોં આગળ મૂકી, ને બીજો થાળ નારદજીના મુખ આગળ પછાડી–તે એટલાં જોરમાં પછાડી કે, નારદજીના વાટકાની દાળના છાંટાથી માયાશંકરનું શરીર ખરડાઈ ગયું.

તે નમ્રપણે બોલ્યો, " કંઈ નહિ ! બીજી દાળ મૂકો, તમને તો કંઈ પીડા થઈ નથીને ! " પણ કર્મ ધર્મયોગે, પાછી દાળ લાવતાં, ને દાળનો ઉનો ઉનો વાટકો દુર્મુખીના પગ પર પડયો ને ઓય ઓય કરતાં દુર્મુખીબાઈ બેસી ગયાં. તુરત જ માયાશંકરે ઉઠી તેનો પગ ધોવાને પાણી આણ્યું, પણ જેવું પાણી પગ પર રેડયું કે, " હડયા ! મને મારી બાળી નાંખવી છે કે શું ?" એમ બોલતી કે તે સ્ત્રીએ માયાશંકરને એવી લાત મારી કે, ડોસો ભીંત પર જઈને પડયો ને માથું ફુટી લોહી વહેવા લાગ્યું.

દુર્મુખીએ તેની જરાપણ દરકાર કીધી નહી–તે તો ડોસાને સરસ્વતી સંભળાવતી જ ગઈ. માયાશંકરે, જરાપણ ગુસ્સો કે ખેદ કર્યા વગર, પોતાને હાથે માથામાં ઘા બાજરીયું બાંધી, દુર્મુખીને પગે તેલ ચોપડી, પથારી પાથરી તેને તે પર સુવાડીને પછી પગ પર બીજા ઉપચાર કરવા લાગ્યો.

માયાશંકર ક્ષણે ક્ષણે દુર્મુખીથી છુટવાની ઈશ્વરને પ્રાર્થના કર્યા કરતો હતા, અને એમજ ઈશ્વરે તેની પ્રાર્થના સાંભળી હતી. તેની સ્ત્રી દુર્મુખી, આ દાઝવામાંથી વધારે માંદી પડી, એટલે માયાશંકર નારદજીની સેવા અર્ચા ભૂલી જઈ, સ્ત્રીની સેવા અર્ચા પૂજનમાં આખો દહાડો રોકાયેલો ને રોકાયેલો રહેવા લાગ્યો.

દુર્મુખી ગાળ દે, મારવા ઉઠે, મ્હોં પર થુંકે તેની માયાશંકર દરકાર કરતો ન હતો. માયાશંકર તે માયાશંકર જ હતો. બહારનો દેખાવ માયાત્યાગીના જેવો હતો, પરંતુ અંદરથી તો તે માયાનો રાગી હતો. દહાડે દહાડે સ્ત્રીનો મંદવાડ વધતો ગયો, અને માયાશંકર માયાનો વશ થઈને રડવા લાગ્યો :

" અરે ! મારૂં ઘર ભાંગી જવાને તૈયાર થયું, હાય! હાય! મારો સંસાર પડી ભાગ્યો. રે રે ! હું ઘડપણમાં રઝળી મુવો. ઓ મારા બાપ ? હવે હું રખડી મુવો, મારૂં હવે શું થશે ? "

આમ બોલતાં બોલતાં ચોધાર આંસુ પાડી તે રડવા લાગ્યો. નારદજીએ કહ્યું. " બ્રહ્મદેવ! તમે તો નિત્ય નિત્ય પરમાત્માની પ્રાર્થના કરતા હતા કે, ' આ સ્ત્રીથી મારો છુટકારો કરો! ' તે તમારી પ્રાર્થના પરમાત્માએ સાંભળી છે–આજે તે તમારૂં કલ્યાણ કરે છે, તેમાં તમે શોક શાનો કરો છો ? જે જન્મ્યું તે જવાનું જ છે.

જન્મવાનો સાપ્તિ જ મૃત્યુ છે. હે બ્રહ્મદેવ ! પ્રકૃતિ એ તો મરણ છે, અને જે વિકૃતિ તેને જ ડાહ્યા પુરૂષો જીવતગણે છે.

મહાત્મા વશિષ્ઠ મુનિએ શ્રી રામભદ્રને ઉપદેશ કરતાં કહ્યું હતું કે, 'દોષરૂપી મુક્તાફળની માયાનો જેણે ત્યાગ કીધો છે, વડવાનલ રૂપ કોપનો ત્યાગ કરીને જેણે વિવેકરૂપી શાસ્ત્ર ધારણ કીધું છે, અનંગની પીડાથી જે જીવનમુક્ત થયો છે, તેવાજ જીવને મૃત્યુ હણતો નથી, બાકીના સર્વે તો મૃત્યુથી હણાયલા જ છે. એવા મૃત્યુને માટે તમે શા માટે શોક કરો છો!

તમે અને તમારી સ્ત્રી એક કાળે, એક સ્થળે, એક ગૃહે, જન્મેલાં નથી; અને તમારૂં મૃત્યુ પણ નીરનીરાળું જ નિર્માણ છે, તેમાં શોચ શો! જગતમાં એવી પણ કહેતી છે કે, બે જના સાથે પડતા નથી: કાં તો તમે પ્રથમ મૃત્યુને શરણ થશો; કાં તો તે પ્રથમ મૃત્યુને શરણ થશે, એવું આદિ અનાદિનું નિર્માણ છે; તેને મિથ્યા કોણ કરી શકે એમ છે?

હે ભૂદેવ! તમારા જેવા વિદ્વાન પુરૂષે તો સંકટમાં શોક ન કરવો જોઈએ; કેમકે સંસારમાં પ્રીતિ કરવા યોગ્ય કોઈ સુખ તમને છે, એવું મને દેખાતું નથી. જે સંકટ તમને એ સ્ત્રી આપે છે, કુટુંબી સમક્ષ અયોગ્ય વચન ઉચ્ચારી તમારી મહાન હાનિ કરે છે, આ પુત્રવધુ સમક્ષ તમને હલકા પાડે છે, પતિ એ તો પરમેશ્વર તુલ્ય છે, તેને આ સ્ત્રી અનેક કુવચનોથી તિરસ્કારે છે. એવી સ્ત્રીને એવા સંસારમાંથી મુક્ત થવાનો પરમાત્માએ તમને જે શુભ યોગ આપ્યો છે તે સમયને માટે તમારે શોકને ત્યજી હર્ષભેર તમારા આત્માનું કલ્યાણ કરી લેવાનો આ શુભ યોગ ઝડપી લો!"

માયાશંકરે રડતાં રડતાં કહ્યું: "હે મહારાજ! તમારૂં બ્રહ્મજ્ઞાન અત્યારે રહેવા દો, કે મારૂં ઘર ભાંગી જાય છે તેને માટે કંઈ કરો. જો મારી સ્ત્રી આ મંદવાડમાંથી ઉઠશે તો હું સો બ્રહ્મભોજન કરાવીશ, સહસ્ત્ર ગૌદાન આપીશ, લક્ષ ગાયત્રી જપીશ! ઓ મહાત્મા!

આપની પાસે જે કંઇ જડીબુટી હોય તો તે આપીને મારી સ્રીને મૃત્યુના મુખમાંથી ઉગારો."

નારદજીએ કહ્યું; "અરે ઓ મૂઢ! જ્યાં મૃત્યુ નિશ્ચિંત છે, તેનું વારણ કરવાને કોણ સમર્થ છે? મુઢ મનુષ્ય જ, જપ તપને મૃત્યુના વારણનું કારણ કલ્પે છે, જો એમ મૃત્યુનું વારણ થતું હતું તો કોઇ જીવ કાલપાશમાં પડતે જ નહિ."

આ પ્રમાણે નારદજીએ ઘણો ઘણો ઉપદેશ આપ્યો. પણ માયામાં લુબ્ધ માયાશંકરના હૃદયમાં તેની જરાપણ ચટકી લાગી નહિ. જ્યારે તેની સ્રી મરણ પામી ત્યારે તે ગાંડાની પેઠે યદ્વાતદ્વા બકવા લાગ્યો–' ઓ ઓ ! મારૂં ઘર ભાંગી ગયું; મારૂં ઘડપણ ગળી ગયું; રે મારી માંદગીમાં કોણ સહાયતા આપશે'–એમ અજ્ઞાનીપેરે આક્રંદ કરવા લાગ્યો; સ્રીની ઠાઠડીને વળગી પડી ઉંચકતી અટકાવવા લાગ્યો; તેની પાછળ દોડવા લાગ્યો; ને ચિતામાં ઝંપાપાત કરવાને પણ તૈયાર થયો! અહાહા! શી માયાની કૃતિ છે! આખી જીંદગીમાં એક પણ દિવસે તેના હૃદયને આનંદ પમાડે તેવો એક પણ શબ્દ જે સ્રીના મુખમાંથી નીકળવા પામ્યો ન હતો, તે સ્રીના ગુણો સંભારી સંભારી ગાંડા પેઠે માથું કૂટવા માંડયું! બે ચાર દીવસ તો ખાવાનું પણ ત્યાગ કીધું. નારદજી નારદજીને ઠેકાણે રહ્યા, ને માયાશંકર પ્રભુભજન ને નિત્યકર્મનો ત્યાગ કરી, દુર્મુખીના ગુણગાન કરી રડવા ને માથા કુટવામાં નિમગ્ન થઇ ગયો.

સ્રીના મરણને એકાદ માસ થયા પછી નારદજીએ તેને કહ્યું "હે બ્રાહ્મણ! આ અસાર સંસારમાથી મુક્તિ પામવાની પરમાત્માએ તારા ઉપર કૃપા કરી છે, તેનો તું લાભ લે. તું સન્યાસ્ત ધારણ કર. હવે તને કંઇ સુખ નથી; તારું વય પણ થયું છે, માટે સંસાર તજી પ્રભુ ભજ ને આત્માનું કલ્યાણ કર!"

માયાશંકરે કહ્યું; "મહારાજ ! તમે બહુ સારૂ કર્યું : મારા કલ્યાણ માટે આપના જેવા સંતનો સમાગમ એ અહોભાગ્ય છે. પણ જુઓની મહારાજ ? આ મોટો પુત્ર તો રસ્તાસર પડયો છે. પણ આ બે નાના નાના બાળુડાઓ કોને આશ્રયે રહે ? તેની કોણ સંભાળ લે ? પુત્રની સ્ત્રી હજી પણ હલેતી છે. તેને ઘરના કાર્યભારની કંઈ ગતાગમ્ય નથી; પૈસો કેમ ખર્ચવો તેનું પણ જરાયે ભાન નથી; ઘરમાં બગાડ તો એટલો થાય છે કે ન પૂછો વાત; તે જોઈ મારો જીવડો બળી ખાખ થઈ જાય છે પણ શું કરૂં મહારાજ ! હજી હું છું તે કંઇ સાંભળું છું. પણ ન હોઉં તો પૈસાના કાંઠા જ કરે. એની સ્થિતિમાં તે કંઈ સંન્યાસ લેવાય મહારાજ ! સંન્યાસને માટે તો હજી ઘણી વાર છે. પુત્રનો પુત્ર હજી બાળક છે, તેની સંભાળ કેમ રાખવી, તે એની માને જરાએ ખબર નથી. હું જાઉં તો એ બધું કોણ કરે ?"

નારદજી બોલ્યા "અલ્યા મૂર્ખાનન્દ ! જે જીવ કર્મેંદ્રિયને વશ રહીને મનથી પણ ઇન્દ્રિયોનું સેવન કરે છે, તે મૂઢાત્મા કોઇ પણ દિવસે પોતાના આત્માનું કલ્યાણ કરી શકતો નથી. તું એ બાલકોની ને બાળકોની શી સંભાળ લેવાનો હતો ! તારી પોતાની જ સંભાળ લેવાને તું અશક્ત છે તો બીજાની સંભાળ લેવાની વાતો કરવી, એ અજ્ઞાનતા જ છે. તારી સંભાળ કોણ લે છે તે તું જાણે છે ?

જે અનંતનો અનંત છે, સમર્થનો સમર્થ છે, તે જ સર્વની સંભાળ લેવાને સમર્થ છે, એ ચિંતા તું રાખ નહિ. કોણ કોની સંભાળ લે છે ને તું શું સંભાળ લેવાનો હતો ! માટે મુર્ખાઇ ત્યજ ને પરમાત્માને શરણે ચાલ. હે અનાત્મ ! કોણ કોને સાંભળે છે ? તને કોઇ સંભાળે છે કે ? આ સુત, વિત્ત તારા જીવનું કલ્યાણ કરનારા નથી. પણ તને અધોગતિએ પહોંચાડનારા છે. તેનો મોહ ત્યજી

કે અનેક શાસ્ત્રો ભણેલો હોય, આ દેહ નાશવંત છે એમ જાણનારો હોય, આત્મા અનાત્માના ભેદ સમજતો હોય, પણ એવા જીવના હૃદયમાં હેય અને ઉપાદેય ઠરી ઠામ કરીને પડ્યું હોય, તેનું કોઈ કાળે કલ્યાણ થતું નથી—પરમાત્માએ તેને ઓકારી કાઢેલો છે, તેમાંથી તું બચ, નિઃસારની ચિંતા મુકી દે—સૌ સૌનું લાગ્યું ફોડશે, અને તું તારૂં જ કલ્યાણ કર ! આ લોકનું કોઈ પણ સાથે આવવાનું નથી—જેનું તે અહિં જ રહી જવાનું છે. માટે ચાલ, હું તને વૈકુંઠમાં લઇ જાઉં ને હમણાં ને હમણાં તારું કલ્યાણ કરૂં !”

બ્રાહ્મણે કહ્યું: “મહારાજ ! એ તો બધું ખરૂં, પણ કહો વૈકુંઠમાં શું સુખ છે ? જે સુખ આ લોકમાં છે તે વૈકુંઠમાં છે ખરૂં ? વૈકુંઠમાં એક દિવસ જવાના હઈએ તો આ પુત્રોને લાડ લડાવવા, તેના લાડ જોવાં, પૌત્રોનાં કિલકિલાટ સાંભળવાં, લોકોને મુખે ‘હું અહો ભાગ્ય છું’ એ કીર્તિ સાંભળવી. એ શું વૈકુંઠમાં છે ? મહા-રાજ ! સ્વર્ગમાં તો મટામટ છે ! જે સ્વર્ગ છે તે અહિંઆં જ છે. છતાં તમો જેવા સંત કહો છો તે વખત આવશે ત્યારે વૈકુંઠમાં પણ જવાશે !” એટલામાં પુત્રના પુત્રે આવીને હરખી ડોસા પર લાડ કરતાં કરતાં છુટો વાટકો ફેંક્યો, તેથી ડોસાનું નાક છુંદાઈ ગયું નસકોરી ફુટી ને લોહી ધડધડ વહેવા લાગ્યું. નારદજીએ કહ્યું “ઓ બ્રાહ્મણ ! આ જ તારાં છોકરાંના લાડ ? ખરેખર ! આવું સુખ તે વૈકુંઠમાં નથી જ—એ વાત ખરી !” તે બ્રાહ્મણ બોલ્યો, “મહારાજ, તમને સંસારનો અનુભવ નહિ તેથી આમ કહો છો. ! દાદા, દાદા, કહી એ બોલાવે છે તે કેવું આનંદ ઉપજાવનારૂં છે ! હજી બાળક છે, એથી એને સમજણ નથી. પણ સમજશે ત્યારે ઘણો જ ડાહ્યો થશે ! એની મા, એને કેવી ડાહી વાતો સમજાવે છે. એ તમે જુઓ તો ચકિત જ થાઓ !” આ વાક્ય હજી પુરૂં થયું નથી એટલામાં છોકરાની વહુએ આવીને કહ્યું “ડોસા ! ખાવાનું ઠંડુ પડી ગયું.

હવે તો મરો ! હું ક્યાં સુધી રોજ રોજ તમારી પીડા વેઠયા કરીશ. હું તો તમારાથી થાકી ગઈ—હવે નો તમે મરો તોએ સારા ! તમારા વૈતરાં તે હું ક્યાં સુધી કર્યા કરૂં ! મરો એટલે પીરસીને અમે નિરાંતે ઘડી પળ જંપીએ. આવા જોગટાઓ જોડે રોજને રોજ વાત શી કરવાની છે કે, વેળા કવેળા એ જોતા નથી ?" આમ બોલતી તથા અઘટિત ગાળો દેતી છોકરાની વહુ ચાલી ગઈ. બ્રાહ્મણના નાકમાંથી લોહી વહે છે, તમ્મર આવે છે, લોહીથી મુખ ખરડાઈ ગયું છે, એ તો વહુજીએ શબ્દ પૂછ્યો નહિ ને નારદજી જોડે વાત કરવા બેઠો ને દીકરાએ લાકમાં છુટો વાટકો માર્યો ને નસકોરી ફુટી, તેથી ભોજનનો થાળ ઠંડો પડી ગયો ને વહુજીને વિલંબ થયો તે માટે, આ પુષ્પાં-જલિ આપી. એ સર્વને નારદજી જોઈ રહ્યા તેણે કહ્યું.

"હે બ્રહ્મદેવ ! આ જ લાડકોડ જોવાને માટે તમે અહીંઆ જીવવા ચાહો છો તે આજ સુખ તમેને ઓવાઈનું લાગે છે કે ? અને એ જ સુખ ભોગવવાને આ વહુ ને આ પૌત્રનાં સુખ જોવા માટે વૈકુંઠ તમને ગમતું નથી કે ?"

હે મહારાજ ! તમારા અજ્ઞાનને તે શું કહું ? વૃદ્ધિને અંતે ક્ષય ઉન્નતિને અંતે પતન, સંયોગને અંતે વિયોગ, પ્રેમને અંતે તિરસ્કાર અને જન્મને અંતે મરણ એ જ સંસારની વ્યવસ્થા છે, તેમજ રાગને અંતે વિરાગ છે જ. એ વિરાગ હજી તમને કેમ વ્યાપ્યો નથી ? એ બધી પેલી કર્કશા માયાના પ્રતાપ છે. આ ઝાંસા લપકા પછી તમને અહિં રહેવું કેમ ગમે છે તે કહો ! પણ તે જ પુરૂષ ભાગ્યવાન છે કે જેની ભોગ લાલસા નાશ પામી છે. માટે હવે મારૂં માનીને આ દુખાત્મક સંસારને છોડીને મારી સાથે ચાલો' બ્રાહ્મણે કહ્યું "ઓ સંત મહાત્મા ! સંસારના રગડા તો એવા જ હોય. વહુ છે તો ઘણી ડાહી, પણ આ છોકરાએ કંઈ તોફાન કીધું હશે; તેથી ખીજ-

વાઇને ગમે તે બોલી ગઈ, પણ એમાં શું? આપણી અધિકતા ને જ્ઞાન શા કામનાં? આપણો અનુભવ અને ડહાપણ શા કામનાં?

સાધુ મહારાજ! મારૂં ઘડપણ અને એની જુવાની વચ્ચેનો ફરક હોય જ! જુવાની તે દિવાની છે ને તેનો ગુસ્સો તો એવો હોય જ. એ વહુના જેવી શાણી ને ડાહી તો અમારી આખી ન્યાતમાં કોઇ નથી. આડોશી પાડોશી તેનાં વખાણ કરે છે તે તમે સાંભળ્યાં નથી, તેથી જ એ તમને ખ્વાજી જણાય તે બાકી તમને જો એનો અનુભવ થાય તો વખાણ કર્યા વગર રહો નહિ;" પછી નારદજીએ તેને ઘણી રીતે બોધ્યો, પણ માયાના પાશમાં બંધાયલાને કંઇ અસર થઈ નહિ.

કર્મ સંયોગે નાક પર જે ઘા પડેલો હતો તેની બરાબર સંભાળ ન લેવાયી પાકયો. તેમાં કીડા પડ્યા. ત્યારે નારદજીએ કહ્યું "અલ્યા ભાઇ! ચાલ હું તને વૈકુંઠમાં લઈ જાઉં. હવે કંઈ વિચાર થાય છે ખરો?" બ્રાહ્મણ બોલ્યો "પણ મહારાજ આ ઘરબાર, વાડી ને ખેતર વિ. ની સંભાળ કોણ લેશે? તમે જોતા નથી કે, આ બધાં હજી બાળક છે. આ નાકે તો બે દહાડામાં સારૂં થઇ જશે, પછી આપણે વિચાર કરીશું, કે કયારે વૈકુંઠમાં જવું."

આ જગતના જીવની અજ્ઞાનરૂપ હૃદય ગ્રન્થિનો વિનાશ થયો નથી, ત્યાં સુધી તત્વવેત્તાનો ઉપદેશ ફળદાયી થતો નથી, જ્ઞાની મનુષ્ય ઝાંઝવાના જળ જેવા ક્ષણમાં સત્ય ને ક્ષણમાં અસત્ય જણાતા સંસારમાં પ્રવૃત્તિ કરતો નથી, અજ્ઞાની તો જગત્ સંસારને જ સત્ય માની તેમાં જ લીન રહે છે. અસત્ય પદાર્થમાંથી નિવૃત્ત થવી એ શુદ્ધ સાત્વિક વિદ્યાનું ફળ છે. અસત્ય પદાર્થમાં પ્રવૃતિ થવી એ અવિદ્યા રૂપ માયાનું ફળ છે. માયાશંકર અસત્ય પદાર્થમાં જ પ્રવૃત્તિ કરતો હતો, અસત્ય પદાર્થ પર જ તેને પ્રીતિ હતી, અસત્ય પદાર્થને જ તે સત્ય માની બેઠો હતો. પણ ભ્રાંતિ પામેલા મનુષ્યને ભ્રમથી જે

કંઇ પ્રતીત થાય છે, તે અધિષ્ઠાનથી જુદું નથી. જેમ છીપમાં પ્રતીત થતું રૂપું છીપથી ભિન્ન નથી-એટલે કહીએ તો સર્વ ભ્રાંતિથી જ જણાય છે ને આરોપિત થયેલું જ્ઞાન જ માત્ર છે, સત્ય રૂપ નથી. એ સત્યાસત્યનો વિચાર કરવાની શક્તિ જે જીવની સર્વ વાસનાઓ નષ્ટ પામેલી છે, જેણે માયાનો પરાજય કીધો છે, તેમાં જ હોય છે. માયાશંકરે માયાનો વિજય કીધો નથી, તેના કર્મભોગ હજી પુરા થયા નથી, સાત્વિક વાસનાનો હજી જન્મ થયો નથી, શુદ્ધ સાત્વિક ભાવના બંધાઇ નથી, તો તે નાશવંત જગતના સુખ તથા અવિનાશી ધામના સુખની તુલના કેમ કરી શકે? હજી તે માયામાં જ લુબ્ધ છે. તેની મોહિનીમાંથી છુટવાને તે આતુર જ હતો. પરમ તત્વનો જીજ્ઞાસુ જ ન હતો. આવા અજ્ઞાનીને નારદજી શો બોધ કરી શકે? એ મટોડાના બાવાજીને તો શેષ પણ ઉપદેશ કરવાને સમર્થ નથી, તેમ બ્રહ્મા વિષ્ણુ સનકાદિ ઋષિઓ પણ સમર્થ નથી, તો નારદજી તે કોણ? માયામાં લુબ્ધ રહેનારા જીવની ગતિ માયામાં જ લુબ્ધ રહેવાની છે. વિષના કીડાને વિષમાં જ રહેવું ગમે છે.

માયાશંકરનું ઘાનું દુઃખ ઘણાં ખમ્યું તેનો કાળ આવી પહોંચ્યો, પણ તેની માયાનો કાળ આવ્યો નહિ. આ દેહથી તે મૃત્યુ પામ્યો પણ તેની માયા મૃત્યુ પામી નહિ, તે માયાની સાથે અંતને જ ગયો. પુત્ર, વિત્ત, પિતા, દારા, ઉપર માયાના જીવના લાગણી હોવાથી પોતાના પુત્રને ત્યાં જ તેનો મહિષ રૂપે જન્મ થયો. તે જોઇને નારદજી ખેદ પામ્યા ને બોલ્યા, "અહો દુર્મતિની શી અવસ્થા છે! ક્યાં આની વિદ્વત્તા, ક્યાં એનું માન ને ક્યાં એનો ધનલોભ ને પુત્ર પરિવાર પર મલિન પ્રીતિ! આ બધાનું ફળ આજે એ મહિષ રૂપે ભોગવે છે. એ મહિષને તેના પર ભાર ભરીને ભાડે ફેરવવામાં આવે છે. જ્યારે તે ઘરમાં રહે છે ત્યારે પોતાના પુત્ર, અને પૌત્ર ને પોતાના ઉપર બેસારે છે, મોઢા આગળ આવવા દે છે, બાળકો મારા મરતાં, તે

સહન કરે છે. ને કોઇ દહાડો ચારાના વાખા પડતાં તે ભૂખ્યો પણ ટોકાય છે." તેની આવી કરૂણા જનક સ્થિતિ જોઈને નારદજી તેની પાસે તેનું કલ્યાણ કરવાના હેતુથી, પુનઃ પધાર્યા, તેના વાંસા પર હાથ ફેરવી બોલ્યા "હે! મહિષરાજ! કેમ કંઇ ઓળખ છે કે? હજી એ તમારે પોતાનું કલ્યાણ કરવાને વૈકુંઠમાં આવવાની ઇચ્છા થાય છે ખરી? થતી હોય તો ચાલો મારી સંગે! હમણાં જ તમને તેડી જઇ વૈકુંઠનું સુખ બતાવું" નારદના હસ્ત સ્પર્શથી તે મહીષને વાચા થઇ. તે બોલ્યો.

"હે ભગવન્! આપ કોણ છો. તે મને પ્રથમ કહો" નારદે પોતાનું નામ નિર્દેશ કર્યું, મહીષ રૂપમાં રહેલો બ્રાહ્મણ બોલ્યો.

"અહો! નારદમુનિ! બહુ સારૂં થયું કે તમારા દર્શન થયાં. પણ એક વાતની મને ક્ષમા કરશો. તમે તો સદાય કુંવારા છો. તેથી સ્ત્રીનું, બાળ બચ્ચાનું ને પરિવારનું સુખ તે કેવું હોય છે, તેનું તમને કંઇ ભાન નથી. હું ને મારી આ ધણિઆણી (પતિને અનેક ન કહેવાના વચન કહીને દુર્મુખી પણ મહિષીના અવતારમાં જ જન્મી હતી ને મહિષની સાથે રહેતી હતી) મહિષી સાથે આ પુત્રો, પુત્રના પુત્રો જે ગેલ કરે છે, તેમાં અમને જે આનંદ થાય છે, તેમાં તમે શું જાણો? એ સુખ મને થોડો કાળ ભોગવવા દો. પછી હું વૈકુંઠમાં આવવાનો વિચાર કરીશ." એટલામાં ધસમસતી તે મહિષી ત્યાં આવી ને મહિષને એવા તો જોરથી શિંગડું માર્યું કે, જે તેના પેટમાં સોંસરૂં પેસી ગયું ને તેમાંથી લોહી નહેરા મંડયું. અધૂરામાં પૂરૂં એટલામાં તેના પુત્રો અને પૌત્રો આવી પહોંચ્યા. તેઓએ રમત ગમતાં તેના ઘામાં લાકડી ઘાલીને તેને ખૂબ કુદાવ્યો ને તે જોઇને બાળકો હસવા લાગ્યા. કરૂણા સિંધુ નારદજીએ કહ્યું: "અરે! મૂઢ! આ સુખમાં તને આનંદ થાય છે? હજી તું માયાના

પાશમાંથી મુક્ત થવાને ઇચ્છતો નથી? હે! અનાત્મવિત! તને ક્યારે આત્મજ્ઞાન થશે?" બ્રાહ્મણે કહ્યું "મહારાજ! એ તો બધાં દેહનાં દુઃખો છે, આત્માને શું છે? આ બાળકોને જોઈને આ મહિષી સાથે વિહાર કરીને મારા આત્માને પરમ આનંદ થતો તમે જોતા છો. પણ આ આત્માને તો એમાંનું કશું યે સુખ યા દુઃખ જણાતું નથી." માયાશંકર મહિષનું આવું શુષ્ક જ્ઞાન જોઈને નારદજીને હોઠમાં હસવું આવ્યું, તેટલામાં મહિષરૂપી માયાશંકર બોલ્યો.

"હું તો બ્રહ્મ છું! અને આ દુઃખની સાથે કંઈ લેવા દેવા નથી. જીવ પોતે જ બ્રહ્મરૂપ છે. અક્રિયા રહિત છે, સુખદુઃખ વિનાનું છે, એને દુઃખે શાનું ને સુખે શાનું!" એ વચન સાંભળીને તેનું 'અહંબ્રહ્માસ્મિ' પણું જોઇને, નારદજી ખડખડાટ હસી પડ્યા ને બોલ્યા "આ તારા આત્મજ્ઞાનનો ઉપદેશ તો બહુ સારો! એવા આત્મજ્ઞાનને બાળી મૂક, શરમ કર. આ નર્કની યાતનાને તું અરે સુખ માન પણ હે મૂઢમતિ! એ સુખ નથી, પણ એ તારી મૂર્ખતા છે."

પછી ક્રોધ કરીને કહ્યું "હે માયાશંકર! આ તારા આત્મજ્ઞાનને અને આ તારા સુખને પાતાળમાં ચાંપ ને મારી સાથે વૈકુંઠમાં ચાલ, ને ત્યાંનું સુખ જો!"

માયાશંકરે કહ્યું "મહારાજ! આ સુખ હવે મને થોડો વખત ભોગવવા દો, પછી કહેશો તેમ કરીશ." જેને સાત્વિક આત્મજ્ઞાન થયું નથી તેની આ જ દશા થાય છે. આત્માનો નાશ કરનાર મલિન વાસના કામ અને લોભ છે. એ કામ અને લોભનો જ્યાં સુધી ત્યાગ થયો નથી ને સાત્વિક ભાવના દૃઢ થઇ નથી, ત્યાં સુધી આત્મા નિર્વિકારી થતો નથી, હવે માયિક જીવને બુદ્ધિ હોતી નથી તેમ સાત્વિક ભાવના પણ હોતી નથી. જેને સાત્વિક ભાવના હોતી નથી

તેને શાંતિ નથી. જેને શાંતિ નથી તેને પરમ સૂખે નથી, પણ પરમ દુઃખ ભોગવવાનું છે. મહિપને ધા થયો હતો તેની પીડાથી તે થોડે કાળે મરણ પામ્યો.

માયાશંકર મહિપનો ત્રીજો જન્મ શ્વાન યોનિમાં થયો. તે શ્વાન પોતાના પુત્રના ઘરની ચોકી કરવા લાગ્યો, બારણા પર બેસી રહી, છોકરાની વહુ જે ટુકડો નાંખે તો ખાઈને તે નિર્વાહ કરતો હતો. વખત બે વખત ઘરમાં તે જતો ત્યારે પુત્ર પૌત્રો કે સ્નુષા લાકડીથી તેનું એવું તો આદરાતિથ્ય કરતાં હતાં કે, તે ભોંભોંની બૂમ પાડીને નાસી જતો હતો. પણ પુનઃ થોડી વારે પાછો આવીને ત્યાંનો ત્યાં જ બેસી જતો. નાનાં બાળકો તેને મારતા, છતાં તે તેઓની સાથે ખેલ કરતો હતો. તેની પૂંછડી આમળતાં તો પણ તે ક્રોધ કરતો નહિ. તેના ઉપર બેસતાં તો ય તે ખુશી થતો. આવી સ્થિતિમાં આનંદ પામતો ત્યાં પુનઃ નારદમુનિ તેની પાસે આવ્યા ને કહ્યું "અરે! ઓ માયાશંકર શ્વાન! તને હજુ વૈકુંઠમાં આવવાની ઇચ્છા થાય છે ખરી?" શ્વાને ક્રોધ કરીને કહ્યું કે: "હે નારદજી! હવે તમે પધારો મહારાજ! રોજ રોજ વૈકુંઠની વાત શું કરો છો? વૈકુંઠમાં તે એવું શું બળ્યું છે કે મને ત્યાં આવવાનું કહો છો? આ પાંચ દશ શુની સાથે રળવું, તેમાં પ્રમુખ થઇ ચાલવું, તેના પર હુકમ કરવો, વાંકી ચુંકી ચાલે તો બટકાં ભરવાં, એ સુખની મઝા તમે કંઈ જાણો ખરા? એ તો જે જાણે તે જ જાણે. ગઇ કાલે ગજબ થયો હતો ચાર ચોર મારા પુત્રનું ધન હરણ કરવાને આવ્યા હતા. મેં જેવા જોયા તેવી જ મારી શુંનીઓને જાગ્રત કરી દીધી, ને એકોકે જઈને એકએકના પગે એવું તો બચકું ભર્યું કે, ચારે ચોર બરાડા પાડતા નાસી ગયા.

મહારાજ! હું તમારી સાથે આવ્યો હોત તો મારા પુત્રની શી હાલત થાત? તેના ધનની કોણ સંભાળ લેત? આઠમા દહાડા પર પેલી નાની છોકરી, કે જે મને પ્રાણ સમાન વ્હાલી છે, તે

પાસેના તળાવમાં પડી ગઈ હતી. જો હું ન હોત તો તે બિચારી ડૂબીને મરણ જ પામત. જેવી તે પાણીમાં પડી કે મેં ભુસકો માર્યો અને જરા પણ ઈજા આવ્યા વગર તેને કદોરા આગળથી પકડીને હું ઉપર તરી આવ્યો ને તેના પ્રાણનું રક્ષણ કર્યું."

નારદે કહ્યું "અલ્યા ! કોના પુત્ર ને કોની પુત્રી તું શ્વાન ને એ મનુષ્ય ! તારે ને એને શો સંબંધ ? તારા અનેક જન્મ થઈ ચૂક્યા છે, તેનાયે અનેક જન્મ થઈ ચૂક્યા છે. ઋણાનુબંધે તું ને એ ગત જન્મમાં ભેગાં થયાં. તારૂં ઋણ પુરૂં થયું હવે તારે અને એને શો સંબંધ, કે મારો પુત્ર, મારી વહુ, મારા પૌત્રો, મારૂં ધન એમ બકવા કરે છે ? જો, તારો પુત્ર તને પિતા માને છે ખરો ? અને પૌત્રો દાદા માને છે ખરા ? જો તારૂં શ્રાદ્ધ કરે છે ને તને ખાવાનું યે આપતાં નથી.

'મારા પિતાજી બહુ સારા હતા' એમ બોલી તારો પુત્ર તારી પ્રશંસા કરે છે અને તે જ ક્ષણે તને લાકડીનો સપાટો મારે છે ! બોલ, તારે અને એને શો સંબંધ છે ? તું જે ધનનું રક્ષણ કરે છે, તેમાંથી એક દમડી સુદ્ધાંત તને આપતા નથી, તો તારૂં ધન ક્યાં છે ? રે મુર્ખ, તારી અવગતિ થયા છતાં પણ હજી તું માયાથી મુક્ત થઇ શકતો નથી.

ખરેખર, ચક્ષુ જેમ શબ્દને જોઈ શકતા નથી કર્ણ જેમ નાસિકાના વિષયને ગ્રહણ કરી શકતી નથી એમજ ભૌતિક દૃષ્ટિ પરમાત્માને જોઈ શકતી નથી, ખરેખર અજ્ઞાની, અશ્રદ્ધાવાન ને માયામાં લુબ્ધ જીવ વિનાશને જ પામે છે. હે અધમ ! હે માયાના પાશમાં બંધાયેલા ! આ દુઃખોદધિ તરાવવાને માટે હું આવ્યો છું, હું પાછો જાઉં નહિ, એટલામાં તું મારી સાથે આવવાને તૈયાર થા ને મારા સમાગમનું ફળ પ્રાપ્ત કરી લે ! "

માયાશંકર શ્વાન બોલ્યો "મહારાજ ! તમે કહ્યું તે તો ઠીક છે, પણ મેં કહ્યું તેનો તો તમે જરાય વિચાર કર્યો નહિ ! હું આવું તો મારા પુત્રના ઘરનું રક્ષણ કોણ કરે ! કોઈ લુંટી જાય તો હું શું કરું !"

નારદજીએ કહ્યું "અલ્યા ! તારો પુત્ર ને તારૂં કુટુંબ ક્યાં ? તારા પુત્રોને તારૂં કુટુંબ તો શ્વાન શુનીઓ છે."

માયાશંકર બોલ્યો: "પણ પૂર્વ જન્મના તો મારા પુત્રોને સગાસહોદર ખરા કે નહિ ?"

નારદજીએ કહ્યું "પણ, આ જન્મમાં તારેને તેને શો સંબંધ છે ? એવા તો અનેક જન્મોમાં તારે પુત્રપરિવાર હતો તેનું આજે તને સ્મરણ નથી. પુ નામના નરકમાંથી તારે તે પુત્ર. તારા પુત્રે તો તને પુનામક નરકમાંથી તારવાનો યત્ન કીધો નથી, ઊલટું પણ આજે તારી મલિન વાસનાને યોગે નરકમાં જ પડ્યો છે ને એ નરકનું સુખ તને આનંદ આપે છે !"

માયાશંકર બોલ્યો, "મહારાજ ! હજી તમને આ જગતની લીલાની ખબર નથી. સ્નેહ અને સગપણ થુવેરીઆના જેવું છે. નિર્જળ સ્થળમાં પણ પડ્યું પડ્યું પલ્લવિત થાય છે. સ્નેહની સાંકળ કોઈ તોડી તોડાતી નથી ને છોડી છોડાતી નથી. હમણાં મહારાજ ! મને માફ કરો, મારી વૈકુંઠ આવવાની ઇચ્છા નથી, આગળ જોઈ લઈશું."

માયાની આવી પ્રબળતા જોઈને નારદજી ચકિત થઈ ગયા. પછી તે શ્વાનને અને તેના કુટુંબને તજી દઈને આકાશમાં ગમન કરતા કરતા વિચારવા લાગ્યા કે "અહોહો ! પરમાત્માની માયાનું બળ કેટલું છે ! માયાના પાશમાં જકડાયેલો જીવ, મારા જેવાનો સમાગમ થયા છતાં પણ સત્સંગ પ્રાપ્ત કરી શકતો નથી, માયામાંથી છુટવાનો સંકલ્પે કરતો નથી. જે શાસ્ત્રવિધિ છોડી સ્વચ્છંદ-

બળાથી વર્તે છે તે સિદ્ધિને પામતો નથી, ને પરમ પ્રીતિને પણ પામતો નથી એવું માયાનું આવરણ ગાઢ પ્રગાઢ છે અહો, પરમ પરમાત્મા ! તારી માયાને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ ! "

કેટલેક કાળે માયાશંકર નામક જીવ શ્વાન દેહમાંથી મુક્ત થયો. તે જરાયુજ યોનિ ત્યાગ કરીને અંડજ યોનિમાં નરકના કીડા રૂપે અવતર્યો ! એ દેહમાં તે જીવ અનેક કીડા સંગે રહીને આનંદ ભોગવતો હતો. પુનઃ નારદજી તેની પાસે પધાર્યા અને તેના ઉપર નિર્મળ જળ છાંટી કરુણા દૃષ્ટિથી કહ્યું: " હે દુરાત્મા ! હે અજ્ઞાનાંધકારમાં ડુબી ગયેલા માયાશંકર ! કેમ હવે તારા સુખની કાંઇ સીમા છે ખરી ? આ સુખમાંથી મુક્ત થવા માટે હજીએ તારી આત્મદૃષ્ટિ ખુલશે કે નહિ ? તારા મનની સ્થિતિ સુધરશે કે નહિ ? આ નરકમાં પડવામાં અને રહેવામાં તને હજી પણ આનંદ આવે છે ! હવે તું ગમે તે બોલ, પણ મેં નિશ્ચય કીધો છે કે, આ વખત તો હું તને બળાત્કારે પણ વૈકુંઠમાં ઘસડી જઇશ ને તારી અનાત્મ બુદ્ધિનો પણ વિનાશ કરીશ ને મારાં દર્શનનું યથાર્થ ફળ આપીશ. આ સ્થિતિમાં વધુ કાળ તને રહેવા દઇશ નહિ. "

કીડાના રૂપમાં રહેલા માયાશંકરે કહ્યું :

" હં ! હં ! મહારાજ ! જો જો, કંઇ એવું ઉંધું ચતુ કરતા નહિ. અહિં મને એવું શું સુખ છે કે, તમે મને વૈકુંઠમાં લઇ જવાને ઇચ્છો છો ? આ વિષ્ઠાના કીડા રૂપે રહેલો હું. મારા પુત્રના ખેતરના ખાતર રૂપે પૂરાઇને, તેને ફળ આપવાને ચાહું છું. એ કાળ મને પૂર્ણ કરવા દ્યો ! " નરકના દુઃખથી પણ વિશેષ કષ્ટ દાયી કીડાના દેહમાં પણ તેની માયિક વાસના જોઇને, નારદજીને ભારે ખેદ થયો. છતાં તેનાં આક્રંદ અને કલ્પાંતનો કોઇ પણ વિચાર કર્યા વિના પોતાની યોગસિદ્ધિ વડે ઉપાડીને ગંગાના દિવ્ય જળમાં તે જીવને પધરાવ્યો ને ગંગાજળનો સ્પર્શ થતાં જ માયા લુબ્ધ જીવ,

માયાશંકરની માયાનો વિનાશ થઇ ગયો. પછી તેને પોતાની સંગે લઈને પરમાત્માનાં દર્શને પધાર્યા. નારદજીએ પ્રણામ કરી કહ્યું. "હે જગદીશ્વર ! આપ ખરા માયાપતિ છો ! મેં આપની માયાનું યથાર્થ દર્શન કર્યું. એ માયા દુસ્ત જ છે ! જે આપને પ્રણામ કરે છે તે જ એ માયાને તરી જાય છે ! આપની નિર્મળ એ માયાની શક્તિ અગાધ છે કે તેના પાશમાં જે જકડાયો, તે છુટવાને અશક્ત જ બની જાય છે. ચિત્ત જેમ પોતાના આનના નિર્વાહને માટે સમર્થ છે, ભેદ જેમ ભેદના નિર્વાહને માટે સમર્થ છે તેમ પોતાના અને અન્યના નિર્વાહને માટે સમર્થ અને સંભાવતાથી પણ પેલી પારની ઘટના ઉપજાવવામાં કુશળ એવી માયા વિભ્રમ થકી મોહ ઉપજાવે છે. સ્વસ્વરુપ સહજાનંદમાં સદા વિહરતા નિઃસંગ યોગીઓ જ એ માયાના પારને પહોંચી શકે છે. જગતના જીવની માયા તરવાની ગતિ સ્વસ્વરૂપના જ્ઞાન વગર અશક્ય જ છે."

તે પછી નારદજી ત્યાંથી પ્રયાણ કરી ગયા. કોઈ એમ કહેશે કે "આ જીવ તો માયામાં ઠેઠના ઠેઠ સુધી લુબ્ધજ રહ્યો હતો છતાં તે પરમ ગતિને કેમ પામ્યો ?" તેના જવાબમાં જણાવવાનું કે તે દેવર્ષિ નારદના સત્સંગનું ફળ છે કુટુંબ પરિવારની માયા સિવાય તેના બીજા કર્મો શુદ્ધ હતાં તેથી તેને વૈકુંઠ લઈ જવાની શ્રી નારદજીને ઇચ્છા થઇ હતી ને લઇ ગયા હતા એ કેઈ મુક્તિ નહતી પણ ત્યાં રહી તે જીવ કાળે કરી મુક્તિને પામ્યો હતો જેમ અજામિલ માત્ર નારાયણ ના સ્મરણથી જ તરી ગયો છે તેમ જ માયા શંકર પણ મહર્ષિ નારદના દર્શન તેમજ ઉપદેશ શ્રવણના પ્રતાપથી તરી ગયો છે. જે મોક્ષનો જિજ્ઞાસુ છે તેવા આલોકના જીવે, માયાની સપ્ત ભૂમિકાનો વિજય કરવા માટે નિત્ય મંથન કર્યા કરવું જોઇએ. પ્રથમ ભૂમિકા, સ્મૃતિ બીજી ભૂમિકા શ્રી ત્રીજી ભૂમિકા વાણી વિલાસ, ચોથી ભૂમિકા સ્મૃતિ, પાંચમી ભૂમિકા મેધા, છઠ્ઠી ભૂમિકા ધૃતિ અને સાતમી ભૂમિકા ક્ષમા છે, જેને મુક્તિની કામના છે તેણે કીર્તિ ને ધનનો ત્યાગ કરવો.

વાણી વિલાસમાં નિસ્પૃહ રહેવું. ભોગવેલા વિષયની સ્મૃતિ કરવી નહિ, બુદ્ધિથી પરમાત્માને જાણવાનો પ્રયત્ન કરવો, પરમાત્માના સ્વરૂપને આત્મામાં ઠસાવીને આત્મા પરમાત્માનું પરિશોધન કરવું અને ક્ષમા વૃત્તિથી જગતને જોવું. વળી તેણે દ્વૈતનો ત્યાગ કરી અદ્વૈત રુપે રહેવાનો પ્રયત્ન કરવો-એજ માયાનો વિજય છે. જે જીવ માયાનો વિજય કરે છે તે જીવને આ લોકની માયા અવિદ્યા પરાજય કરી શકતી નથી, પણ શુદ્ધ સાત્વિક માયામાં પરમાત્માનાં ચરણ કમળનું સતત સેવન કરવાને સમર્થ બનાવે છે. માયાનાં અનેક સ્વરૂપો છે. તે સર્વથી સુરક્ષિત બનવાનો પુરુષાર્થ પરમ છે. માયાની એવી તો પ્રગાઢ શક્તિ છે કે ગમે તેવા જ્ઞાનીને પણ તે મોહ ઉપજાવીને પોતામાં લટ્ટુ બનાવી દે છે. તે જ્ઞાન વિજ્ઞાન સર્વનો નાશ કરી નાંખે છે.

મહાન વિજયી ભલે હો પણ જે માયાને જીત્યો તે જ જિત્યો, તે જ તર્યો તેણે જ પરમ પદ પ્રાપ્ત કીધું જિત્યા છતાં જિતાયલા સમાન છે, તેના જ્ઞાનનો લોપ થયેલો સમજવો. અને અજ્ઞાનમાં જ તે આથડિયાં ખાનારા છે. તેનું દર્શન પૂજન સાધુ સતનું સેવન દાન ધર્મ સઘળું નિષ્ફળ નીવડે છે, જેને આત્મજ્ઞાન હોતુ નથી, જે વાસના ત્યાગી નથી, જે પરમાત્માના પ્રેમમાં લટ્ટુ નથી તેનો મોક્ષ જ નથી. પરમ પ્રેમ જ સર્વ સિદ્ધિ કામનાનો દાતા છે, મુક્તિનું મંદિર છે. શાંતિ ! શાંતિ ! શાંતિ !

અવિરત્

---

## પ્રકરણ ૧ લુ

### આયુર્વેદ એટલે શું ?

### શારીરિક, માનસિક તથા આધ્યાત્મિક ઉન્નતિ

(૧) શારીરિકઃ—

**यो विश्वं विदधाति पाति सततं संहारयति अञ्जसा ।
सृष्ट्वा दिव्यं अहो औषधीश्च विविधान् दूरीकरोति आमयान् ॥
बिभ्राणो अञ्जलिना च कास्तिभुवने पीयूषपूर्णं घटम् ।
तं धन्वन्तरिरूपं इशं अमलं वन्दामहे श्रेयसे ॥**

મ્હારા વક્તવ્યના પ્રારંભમાં આયુર્વેદના આદ્ય પ્રવર્તક ભગવાન ધન્વન્તરિની સહાય યાચું છું. ભગવાન ધન્વન્તરિ કે જેમણે દેવોને અમૃત પાઇ જરા અને વ્યાધિથી દૂર કરી અમરત્વ આપ્યું છે અને જે ઉપકાર વાળવા યજ્ઞયાગાદિ ધાર્મિક કાર્યોમાં ધન્વન્તરિના અમૃત કળશની પ્રથમ સ્થાપના દેવોએ કરાવી છે. ભગવાન ધન્વન્તરિ કે જેઓ લોકોને અભયદાન આપી આરોગ્યરૂપી વરદાન આપે છે અને જેમની જયંતી આસો વદ ૧૩ ધન્વન્તરિ તેરશના દિવસે લોકો ઉજવે છે. ખરેખર આરોગ્ય એજ ઉત્તમોત્તમ ધન છે. કારણ કે—

**पुनरपि मित्रं पुनरपि लक्ष्मी पुनरपि भार्या पुनः पुनः ।
एतत् सर्वं पुनरपि लभ्यं न लभ्यं शरीरं पुनः पुनः ॥
शरीरमाद्यं खलु धर्मसाधनम् ॥**

વળી આપણી ગુજરાતી ભાષામાં પણ કહેવત છે કેઃ—

પહેલું સુખ તે જાતે નર્યા.
શરીરે સુખી તો સુખી સર્વ વાતે,
શરીરે દુઃખી તો દુઃખી સર્વ વાતે.

અંગ્રેજીમાં પણ Heath is Wealth એ પ્રચલિત કહેવત છે.

આવું આરોગ્યરૂપી ઉત્તમોત્તમ ધનનું વરદાન દેવાવાળા ભગવાન ધન્વન્તરિ મ્હારા આ કર્તવ્યમાં સહાયભૂત થાઓ એવી મ્હારી અભ્યર્થના છે

હું વૈદ્ય નથી, વૈદ્ય વિદ્યાનો વિદ્વાન પણ નથી. હું છું માત્ર આયુર્વેદને માનનાર, આયુર્વેદમાં શ્રદ્ધા રાખનાર એક સામાન્ય માનવી.

**આયુર્વેદ પ્રતિ મ્હારી શ્રદ્ધા અને પ્રેમનાં કારણ.**

સજ્જનો, એક સમય એવો હતો કે જ્યારે હું માત્ર પાશ્ચાત્ય વૈદકીય વિદ્યા, દવા અને ડાકતરોનો જ ઉપાસક હતો, આયુર્વેદની અવગણના કરનાર હતો, એકદા મ્હારામાં પરિવર્તન થયું એ પરિવર્તન માટે હું આભારી છું ત્રણ જણનો—ગઢડાવાળા શ્રી નાનભટજી, વૈદ્ય શાસ્ત્રી નારાયણશંકર દેવશંકર પ્રાણાચાર્ય અને સ્વ વૈદ્યરાજ જટાશંકર લીલાધરના વૈદ્યકલ્પતરૂનો. એ ત્રણના સુસમાગમે કરીને આયુર્વેદના વિવિધ ગ્રન્થોના અભ્યાસનો આસ્વાદ હું લઈ શકયો છું. તેથી આ શુભ પ્રસંગે એ ત્રણે જણને મ્હારા અંતરના આભારની અંજલિ આપ સર્વ સમક્ષ સમર્પું છું.

વિદ્વાનો! આયુર્વેદ સામે એક મહાન આક્ષેપ ખડો છે! પાશ્ચાત્યવિદ્યાના અનુયાયીઓ કહે છે કે આયુર્વેદ સશાસ્ત્રીય નથી આયુર્વેદ વૈજ્ઞાનિક નથી, આયુર્વેદ માત્ર ઉંટ વૈદું જ છે! શું આ વાત ખરી છે? શું આપણો આયુર્વેદ માત્ર ઉંટ વૈદું જ છે! અગર તો આપણા ડાકતરો પાશ્ચાત્ય વૈદકીય વિદ્યામાં પારંગત થયા છતાં. પોતાનાજ દેશની એક મહાન વિદ્યા અને મૂળભૂત તત્ત્વો જાણવાની બેદરકારી રાખે છે તેનું એ પરિણામ છે? દેશી દવા અને વૈદ્યનું નામ માત્ર સાંભળી મ્હોઢું મચકોડનારાઓએ આયુર્વેદની જગતભરમાં અજોડ અલભ્ય વિશિષ્ટતાઓ જાણવા કે અનુભવવા કદી પ્રયાસ કર્યો છે? કે માત્ર એક બીજાની વિદ્યાના ઉંડા રહસ્ય ભેદ ઉકેલ્યા સિવાય પરાપૂર્વથી ચાલતા આવતા વૈદ્ય-ડાકતરો વચ્ચેના વૈમનસ્યને અંગે જ તે આક્ષેપ છે?

**આયુર્વેદની મહાનતા.**

આયુર્વેદ શું છે? આયુર્વેદ કેવો છે?

આયુર્વેદ મહાન છે. આયુર્વેદની કેટલીક વિશિષ્ટતાઓ જગતભરની વૈદકીય વિદ્યાઓનો સાગર ડહોળતાં છતાં પણ અલભ્ય છે. પાશ્ચાત્ય વૈદકીય વિદ્યાએ અદ્યાપિ પર્યંત જગત સમક્ષ રજુ કરેલાં તત્ત્વો કરતાંય આયુર્વેદમાં વિશેષ તત્ત્વો દ્દષ્ટિગોચર થાય છે.

આયુર્વેદ માત્ર દરદ કે દવાનું શાસ્ત્ર નથી; આયુર્વેદ માત્ર સ્થૂલ શરીર અને સ્થૂલ દ્રવ્યોની પદાર્થ વિદ્યા નથી; આયુર્વેદનો પાયો કેવળ પદાર્થ વિદ્યા ઉપર રચાયેલો નથી; પરંતુ **આયુર્વેદનો પાયો શારીરિક, માનસિક તેમજ આધ્યાત્મિક ઉન્નતિના લક્ષ્યબિંદુથી રચાયેલો છે.**

એક સમય હતો કે જ્યારે આપણો આયુર્વેદ તેના સંપૂર્ણ અંગો સાથે ભારતભૂમિના સંતાનોને આરોગ્ય અર્પી રહ્યો હતો. તે અંગો તે ક્યાં?

**શરીરશાસ્ત્ર, શસ્ત્રોપચારવિદ્યા, ઇન્દ્રિય વિજ્ઞાનશાસ્ત્ર, આરોગ્યશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર, ઔષધિગુણ પરિચય, વિગેરે** જેને પાશ્ચાત્ય વૈદકીય વિદ્યા અનુક્રમે Anatomy, Surgeory, Physiology, Hygene, Botany, Materia Medica—એ નામથી ઓળખે છે.

આયુર્વેદના હાલ ઉપલબ્ધ થતા ગ્રન્થો તપાસો–તેમાં આપેલાં રોગ કે નિદાન, ઉપચારો વિગેરે વિચારો એ આપશે આ અંગોની અસ્તિત્વની સાબીતી.

**આવા આપણા આયુર્વેદને અવૈજ્ઞાનિક, અશાસ્ત્રીય કે ઉંટવૈદુ કહેવું તે માત્ર અજ્ઞાન,** હૃદયનું છીછરાપણું અને Prejudice જ છે.

ગૃહસ્થો! એમ ન સમજશો કે હું પાશ્ચાત્ય વૈદકીય વિદ્યા અગર

દવાનો વિરોધી છું. ના, એક સમયે પાશ્ચાત્ય વિદ્યાનો જ ઉપાસક હતો. હાલ પ્રસંગોપાત ડાક્તરો તેમજ તેમની દવાઓનો ઉપયોગ કરૂં છું. અનુભવે મ્હને આયુર્વેદની વિશિષ્ટતાઓનો પરિચય કરાવ્યો છે.

મ્હારા અલ્પ અનુભવ પ્રમાણે ટુંક મુદતના રોગો ઉપર પાશ્ચાત્ય દવાઓ દેશી દવા જેટલીજ બલ્કે કેટલીક વાર વધુ તાત્કાલિક અસર કરતી જણાય છે. તે મ્હારે એ પણ કહેવું જોઈએ કે પ્રાશ્ચાત્ય વિદ્યાને શસ્ત્રોપચાર એક્ષ–રે, જેવા અંગો વિગેરેનો ઘણો વિકાસ કરેલા છે. ઘણાં સાધનો અને રીતો શોધી કાઢેલી છે. જ્યાં શસ્ત્રોપચાર કરવોજ પડે છે ત્યાં પાશ્ચાત્ય વિદ્યાનો આશ્રય લેવો પડે તેમ છે. આમ આવી કેટલીક બાબતોમાં જેમ કે ફેફસાં બતાવવા હોય લોહી તપાસવાનું હોય, કફ તપાસવાનો હોય, પીસાબ તપાસવાનો હોય, હૃદય કોઈ શરીરમાં ગાંઠ વિગેરે અને નવા આવતા તાત્કાલીક જેવા કે પ્લેગ, કોલેરા, ટાઈફોઈડ, મેલેરીઆ વિગેરે ઉડતા જંતુ ચેપી વાળા રોગો તો તત્કાલ માટે પાશ્ચાત્ય વૈદકીય વિદ્યા ચઢીઆતી લાગે છે કારણ કે તે બાબતોનો હાલના આયુર્વેદમાં વિકાસ થએલો નથી. કારણ કે તે સાધનો નથી.

**આયુર્વેદની વિશિષ્ટતાઓ**

આમ છતાંય આયુર્વેદની કેટલીક વિશિષ્ટતાઓ અત્યંત અગત્યની છે. જગતની સર્વ વૈદકીય વિદ્યાઓ જુઓ, તપાસો છતાં તે અજોડ અને અલભ્ય છે. આવી વશિષ્ટતાઓ ઘણી છે પરંતુ હું માત્ર એક બે સામાન્ય છતાં દરેક મનુષ્યના જીવનમાં ઓતપ્રોત થઈ જતી, દરેક ને જીવનની પળે પળે જરૂર પડતી વિશિષ્ટતાઓનો જ ઉલ્લેખ કરીશ.

એ વિશિષ્ટતાઓ તે દિનચર્યા અને ઋતુચર્યા.

પૃથ્વીના કોઇપણ ભાગમાંથી પાશ્ચાત્ય વૈદકીય વિદ્યાના મહાસમર્થ ધુરંધરોને પૂછો કે ઋતુચર્યા એટલે શું ? દિનચર્યા એટલે શું ? કયી ઋતુમાં કયા રોગ પ્રધાન પદ ભોગવી પ્રાણીમાત્રને સતાવે છે એ

બતામણી ટાળતા મનુષ્યે પોતાના જીવનમાં શી શી સાવચેતીઓ રાખવી જરૂરની છે? ગૃહસ્થો, પૂછો એ પાશ્ચાત્ય વિદ્યાના વિદ્વાનને આ પ્રશ્નો પાશ્ચાત્ય વિદ્યાનો કોઈ વિદ્વાન તે કહી શકશે નહિ. કારણ? મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે ઋતુચર્યા નામથી યે તે અજ્ઞાત છે!

વિદ્વત્ વર્યો! ઋતુચર્યા તથા દિનચર્યા સંબંધમાં આપને મ્હારે કાંઈ નવીન કહેવાનું નથી. પરંતુ મારા જેવા આયુર્વેદાનુરાગી ભાઈઓ આપણી સામાન્ય જનતા, તે સંબંધમાં હજી ઘણી અજ્ઞાત છે અને તે અજ્ઞાન આપણને અનેક આધિ, વ્યાધિ અને ઉપાધિમાં વારંવાર પટકે છે. માટે એ સંબંધે ટુંકાણમાં પણ કંઈક સવિશેષ ઉલ્લેખ કરી આપનો થોડોક સમય લઈશ.

આયુર્વેદની પ્રથમ વિશિષ્ઠતા તે દિનચર્યા અને ઋતુચર્યા

દિનચર્યા એટલે શું?

દિવસ તથા રાતના આપણાં શારીરિક તેમજ માનસિક વર્તનો અને વિચારો કેવાં હોવાં જોઈએ તે બતાવનાર તે દિનચર્યા.

આપણું શરીર રોગરહિત શી રીતે બને તેના નિયમો તેજ દિનચર્યાના નિયમો.

શરીર સંરક્ષણ અને સાંસારિક ઉન્નતિનો મોટો આધાર એજ દિનચર્યા.

સજ્જનો! દિનચર્યાનો વિષય થોડે ઘણે અંશે બધાને જાણીતો છે. ઋતુચર્યા સંબંધમાં કંઈક સવિશેષ કહેવાની ઈચ્છા છે. આથી દિનચર્યા અત્યંત ટુંકમાં વર્ણવી લઉં.

દિનચર્યા આપણને શું શીખવે છે?

**સ્હવારમાંજ વહેલા ઉઠો:**—દિનચર્યા કહે છે કે આપણે સવારમાં વહેલું ઉઠવું જોઈએ. કારણ? વહેલા ઉઠવાથી શરીર તથા મન ઉત્સાહી બને છે. સ્મરણ શક્તિ તીવ્ર થાય છે. સવારની શાંતિમાં લખવા વાંચવા વિચારના દરેક કાર્યો સુલભ અને સફળ બને છે,

મોડા ઉઠવાથી શરીર અસ્વસ્થ અને બેચેન રહે છે. કહેવત છે કે "વહેલો સુઇ વહેલો ઉઠે વીર, બળબુદ્ધી ધન વધે. સુખમાં રહે શરીર."

**પ્રભુસ્મરણ:**—દિનચર્યા શીખવે છે કે જેવી રાત્રિ સુખશાન્તિમાં પસાર થઈ તેવીજ રીતે દિવસ સુખશાન્તિમાં જાય તેવી પ્રભુ પ્રત્યે દરરોજ સવારમાં પ્રાર્થના કરી ઇશ્વરી સહાયના બળથી સર્વ કાર્ય કરો, ફત્તેહ તમારીજ છે.

**ઉષા પાન:**—દિનચર્યા આપણને સવારમાં ઉષા પાન એટલે રૂચિ અનુસાર નિર્મળજળ પીવાનું કહે છે. જેથી આપણી કુદરતી હાજતો દસ્ત અને પેશાબ સાફ આવી તેના અંગના દર્દો કદી થાય નહિ.

**મળમૂત્ર શુદ્ધિ:**—ઉષાપાન પછી દરરોજ પ્રાતઃકાળમાંજ મળમૂત્રનો ત્યાગ કરવાની ટેવ પાડવી. જેથી શરીર હલકું થઇ દિવસના તમામ કાર્યો પ્રફુલ્લતાથી થઈ શકશે. બીજા કામમાં રોકાઈ અગર માત્ર બે દરકારીથી મળમુત્રની હાજત દબાવી રાખવાની કુટેવ અત્યંત હાનિકારક છે.

**મુખશુદ્ધિ**—દિનચર્યા આગળ જતાં કહે છે કે હરહંમેશ સવારમાં મ્હોં તથા દાંત બાવળ કે લીંબડાના લીલા દાતણ અગર કોઈ સારા મંજનથી ઘસીને સાફ કરવા. જીભ ઉપરથી ઉલ ઉતારવી મોંની અંદરના મેલ કફ, દાંતની છારી પેઢાં ઉપરના પિત્તને દૂર કરવાં, આથી પાયોરીઆ જેવા દર્દોની સંખ્યા ઓછી થશે અને શરીરની, ખરાબી થતી અટકશે.

**તેલ મર્દન:**—મુખશુદ્ધિ કર્યા બાદ આખા શરીરે સારી રીતે તેલનું મર્દન કરવું જેથી કસરત કર્યા જેટલી અસર થશે. ત્વચા સુંવાળી બનશે, ત્વચાના રોગ થશે નહિ.

**વ્યાયામ:**— ત્યારબાદ શક્તિ અનુસાર અને માફકસર વ્યાયામ કરવો કસરત, દંડ, મગદળ, વગેરે જેવી કરવી ચાલવાની કસરત પણ ઉત્તમ છે. વ્યાયામથી લોહી ઝડપથી ફરે છે ગાત્રો પ્રફુલ્લિત થાય છે,

અવયવો ઘટાદાર બને છે, કામ કરવામાં સ્ફુર્તિ અને શક્તિ વધે છે, કફ વગેરે વગેરે નાશ પામે તે, જઠરાગ્નિ પ્રદીપ્ત રહે છે. શિયાળામાં તેમજ વસંત રૂતુમાં વ્યાયામ અતિશય લાભદાયી છે.

**સ્નાન:**—તંદુરસ્ત મનુષ્યે નિત્ય એકવાર શરીર અને રૂતુને માફકસર ગરમ વા ઠંડા પાણીએ સ્નાન અવશ્ય કરવું. માથા ઉપર કારણ સિવાય ગરમ પાણી નાખવું નહિ. ન્હાવાથી શરીર તથા મન શુદ્ધ અને પ્રફુલ્લિત થાય છે, ઉત્સાહ તથા બળ પ્રાપ્ત થાય છે.

**ભોજન**—ખાવામાં નિયમિત અને મિતાહારી રહેવાની ખાસ જરૂર છે. અજીર્ણ કે અધુરી ભુખ હોય ત્યારે જમવું અને ભૂખ લાગ્યા ભુખને મારવી એ બન્ને હાનિકારક છે. શુદ્ધ અને સાદો દરેક રૂતુ અને પોતાના શરીરને માફકસર ખોરાક પદાર્થો લેવા, રાત્રે હલકો અને થોડો ખોરાક લેવો અને તે પછી બેત્રણ કલાક સુવું.

**મુખવાસ:**—ભોજન પછી મ્હોં તથા દાંત પાણીના કોગળા કરીને અવશ્ય સાફ કરી નાંખવા. મુખવાસનો હેતુ મ્હોં સાફ કરવાનો છે. તે જો પાસેથી થતું હોય તો અન્ય મુખવાસની જરૂર નથી તમાકુ બીડી પાન તથા સોપારી વધુ પ્રમાણમાં હાનિકારક છે. એલચી લવંગ તજ સારા છે પણ વારંવાર ઉપયોગ લાભદાયી નથી, ધાણા તથા વલીયારી ઉત્તમ છે, કારણકે પાચન શક્તિને મદદ કરે છે.

**શયન:**—શ્રમ કરો અને સારી ઉંઘ પ્રાપ્ત થશે. પ્રભુએ અર્પેલી ઉંઘ ઉત્તમ છે અને દિવસના ઉદ્યમના અંતે તેનો સંપૂર્ણ લાભ લેવો તેજ ઇષ્ટ છે. સુતાં પહેલાં ચિત્તને શાંત બનાવો. માથાને ઠંડુ રાખવું પગ ગરમ રાખવા, તેજ આરોગ્યનાં ચિન્હ છે. કારણ સિવાય મોડું સુવું નહિ, જમીને તરત સુવું તે પણ યોગ્ય નથી.

**સદાચાર**—દરેક બાબતમાં નીતિરીતિથી રહેવું એ પ્રાણીમાત્રનો ધર્મ છે. આયુર્વેદની બીજી વિશિષ્ટતા, દિનચર્યા કરતાં ઘણા મહત્વની એ **રૂતુચર્યા:**—

સજ્જનો ! વર્ષના બાર માસના નામથી આપ સર્વે પરિચિત

છે. છતાં ઋતુઓ અને તેના માસોનાં નામથી આપણે ઘણા ખરા અજ્ઞાત છીએ જ્યારે કેળવણી પામ્યા છીએ છતાં એ આપણું હાલનું શિક્ષણ છે !

વર્ષની છ ઋતુઓ તે હેમંત શિશિર, વસંત, ગ્રીષ્મ, વર્ષા અને શરદ. તે દરેકના બબ્બે માસ તે કારતક—માગસર, પોષ—મહા, ફાગણ—ચૈત્ર, વૈશાખ જેઠ. આષાઢ—શ્રાવણ અને ભાદરવો—આસો.

હેમંત, શિશિર... વિગેરે છ ઋતુઓમાં તે તે ઋતુની ગરમી અગર ઠંડીને લીધે હવામાં અને હવાને યોગે મનુષ્યના શરીરમાં જે ફેરફારો થાય છે તે ફેરફારોને અનુસરીને મનુષ્યે કેવો આહાર વિહાર રાખવો જોઈએ તે બાબતનું જ્ઞાન, તે સંબંધના નિયમો તે આપણી ઋતુચર્યા.

કયી ઋતુમાં તે ઋતુની ઠંડી અગર ગરમીથી મનુષ્ય શરીરમાં શું ફેરફારો થાય છે તે પાશ્ચાત્ય વૈદકીય વિદ્યાનો કયો સમર્થ પંડિત પણ કહી શકશે ? જ્યારે આયુર્વેદ નો એક સામાન્ય અભ્યાસી પણ તે ક્ષણવારમાં પારખી શકશે. આ શું આયુર્વેદની ઓછી મહત્તા છે ?

## ઋતુઓમાં થતા ફેરફારો: શરીર ઉપર તેની અસર:

**હેમંત** અને **શિશિર**:—એટલે કારતક, માગશર, પોષ અને મહા એ ચાર માસ, ખરો શિયાળો. બેય ઋતુમાં ઓછે વત્તે અંશે ઠંડકનું જોર ચાલુ જ હોય, ઋતુની બાહ્ય શીતળતા મનુષ્ય શરીરનું આંતરિક બળ વધારે છે, અંદરનો અગ્નિ—જઠરાગ્નિ પ્રદીપ્ત કરે છે. શરીર અને મનને જાગ્રતિમાં રાખે છે.

જઠરાગ્નિ તેજ હોય, ત્યારે શું કરવું ? જઠરાગ્નિનું પોષણ કરવું ? જઠરાગ્નિનું પોષણ કફથી થાય માટે કફ વધે તેવા પદાર્થો ખાવા. તેથી આ ૠતુઓમાં સામાન્ય રીતે પૌષ્ટિક પાકોનો છુટથી ઉપયોગ કરવામાં આવે છે અને અવશ્ય કરવોજ. તેલમર્દન, શારીરિક કસરત પણ શરીર બળની વૃદ્ધિને ઉત્તેજન આપનારાં છે. આ ઋતુઓમાં

તીખા, તુરા, પદાર્થો ખાવા નહિ. ખુલ્લી જગામાં સુવું કે ઠંડા પાણીએ ન્હાવું એ હાનિકારક છે.

વસંત ઋતુઃ—ફાગણ તથા ચૈત્ર માસની આ ઋતુ છે. આ ઋતુ કફ પ્રધાન છે અને કફ, ખાંસી, સળેખમ, મંદાગ્નિ મરડો વિગેરે ઉપદ્રવો આ ઋતુમાં સ્થળે નજરે પડશે.

કારણ શું ?

શિયાળાની બે ઋતુ હેમંત-શિશિરમાં પ્રદીપ્ત જઠરાગ્નિને કફથી પોષવા માટે ઘી વાળાં ચીકણા પૌષ્ટિક ખોરાકો ખાધા હોય છે જેથી શરીરમાં કફ વધે છે પણ તે કફ ઠંડીને લીધે મુખ્યત્વે મગજ, છાતી અને સાંધાઓમાં જામી ગયેલો હોય છે. આ કફને ફાગણથી શરુ થતો તાપ પીગળાવે છે. અને તે પીગળેલો કફ ઉપર જણાવેલા ઉપદ્રવોને જન્મ આપે છે.

ત્યારે ઉપદ્રવો શાથી ના થાય ?

આ ઋતુ બેસતાં અગાઉ અગર શરૂઆતમાં જ કફની શાન્તિ કરવી અગર તો ઉલ્ટી રેચ વગેરેથી કાઢી નાંખવો.

આ માટે આ ઋતુમાં જુનું ધાન્ય, મધ, વગેરે પદાર્થો લેવા કે જે કફ ને ઓછો કરે અગર તોડી નાંખે છે. તેમજ કસરત, તેલ, મર્દન વગેરેથી પણ કફને છુટો પાડવો.

ગ્રીષ્મઃ— આ ઋતુ એટલે ખરો ઉનાળો, વૈશાખ અને જેઠ બે માસ. આ ઋતુ વાયુ પ્રધાન કહેવાય છે. સખ્ત તાપથી શરીર મધ્યેના રસો. કફ વગેરેનું શોષણ થઇ ખાલી પડેલા જગ્યાઓમાં વાયુ સ્થાન મેળવે છે. માટે કફ તથા રસનું શોષણ થઇ ના જાય તેની ખાસ સાવચેતી રાખવી જોઇએ. આ ઋતુમાં પ્રભુએ કેરી, ફાલસાં, સંતરાં, નારંગી વગેરે ફળો ઉત્પન્ન કર્યાં છે. તે શા માટે ? શરીરના રસ તથા કફને પુષ્ટિ મળે માટે એ કુદરતી ફળોનો છુટથી ઉપયોગ કરવો ઘટે છે. એટલું હંમેશાં ધ્યાનમાં રાખજો કે કુદરત દરેક ઋતુને અનીસરીને

તે તે ઋતુમાં ઘણા ઉપયોગનાં ફળો, ચીજો તૈયાર આપે છે. આપણે મનુષ્યો જ આપણા ખોટા ડહાપણમાં કુદરતી વસ્તુઓનો અનાદર કરી દુઃખ પામીએ છીએ. તેમાં કોનો વાંક ? શ્રીખંડ, બરફ, આઇસ્ક્રીમ વિગેરે આ ઋતુમાં માફક સર લેવાં લાભદાયી છે.

વર્ષાઋતુઃ—આ ઋતુ એટલે અષાઢ અને શ્રાવણ માસ. વર્ષાઋતુ એટલે ભેજવાળો પવન, વરસાદની અવારનવાર હેલિઓ, શ્રાવણના સરવડાં, જુના નવા પાણીનું ભેગા થવું. ભેજવાળો વાયુ શરીરના વાયુને વધારે, પિત્તને ઘટાડે; વરસાદના પાણીથી શરીરની ઉષ્ણતા બાફ રૂપ થઇ પિત્તને દબાવે. આવી વિરુદ્ધ વર્તન વાળી આ વર્ષા ઋતુમાં વાત પિત કફ એ ત્રણે દોષોનું પરસ્પર યુદ્ધ ચાલે છે. મુખ્યત્વે આ ઋતુ પિત્ત પ્રધાન કહેવાય છે. આવા પરસ્પર વિરોધ વાળી ઋતુમાં આહાર વિહારનું સમાન ધોરણ રાખવું અને બધા રસનું સેવન કરવું ઇષ્ટ છે.

આ ઋતુ બેસતા એક મધ્યમ જુલાબ લઇ લેવો. આ ઋતુમાં કઢી બહુ અનુકમ છે. આપણાં પાપડ વિગેરેનો ઉપયોગ કરવો. નદી–તળાવ કુવાનું પાણી પીવું નહી. બને તો ઉકાળેલું પાણી ઉત્તમ છે. દિવસે ઉંઘવું નહી. આ ઋતુમાં લુખા ભજીયાં, તળેલું વિગેરે. પદાર્થો ખાવા નહીં કેમકે વાયુને વધારે છે. ઠંડો પવન લેવો નહી, ઉઘાડા શરીરે ફરવું નહિ, ભીના કપડા પહેરવા નહી. ભેજવાળી જમીન પર ફરવું નહી. વિગેરે વિગેરે.

શરદઋતુઃ—ભાદરવો અને આસો એ બે માસ આ ઋતુનાછે. શરદઋતુ ભયંકર ઋતુ ગણાય છે. **रोगाणां शारदी माता। शारदी यमदंष्ट्रा च** । આવા આક્ષેપો શરદ સામે છે અને ખરેખર તે સાર્થકજ છે. બીજી ઋતુઓ કરતાં આ ઋતુમાં રોગોના ઉપદ્રવ બહુ પ્રમાણમાં હોય છે. ખુદ 'જવર' જેને રોગોનો રાજા કહ્યો છે તે આ ઋતુમાં આકાશ એકદમ ખુલ્લું થઇને તાપ વર્ષા ઋતુમાં શરીરમાં એકત્રિત થએલા પિત્તને કોપાવે છે. પિત્તનો તે કોપ તે જ તાવ.

વળી વરસાદથી ભીંજાયેલી જમીન ઉપર તાપ પડતાં ભેજની વરાળ થાય છે જે હવાને બગાડે છે અને જેથી મેલારીયલ ફીવર ની ઉત્પત્તિ થાય છે. આ ઋતુમાં લાગુ પડેલો તાવ ઘણાંને વર્ષો વર્ષ આવે છે અને ઘણી લાંબી મુદત સુધી ચાલુ રહે છે, ઘણીવાર તો તે તાવ જીર્ણ જ્વર રૂપે શરીરમાં ઘર કરી જાય છે અને શરીરની પાયમાલી કરે છે

બ્રાહ્મણો આશિર્વાદ મંત્ર ભણે છે કે **शतं जीव शरदः** તું સો શરદ ઋતુઓ જીવજે નહિ કે સો વર્ષ જીવજે. શરદઋતુના ઉપદ્રવો જોતાં 'વર્ષ' ને '**शरद**' શબ્દની યોજના ખરેખર યથાર્થ જ છે.

આગળ વધો. આ ઋતુમાં પિત્તનું શમન કરવાની ખાસ જરૂર છે આપણા ધર્મ શાસ્ત્રો આજ્ઞા કરે છે કે ભાદરવાના કૃષ્ણ પક્ષમાં પિતૃઓની શાન્તિ અર્થે શ્રાદ્ધો કરો દૂધપાક ખીર વિગેરે ભોજનો જમો. આસોની અષ્ટમીના દિવસે માતાજીના હવન કરો. બંધુઓ, દૂધ, ચોખા સાકર, આપણા પિત્તને શમાવે છે. હોમ હવનના તાપ આપણા બાહ્ય પિત્ત, તાવ ને હઠાવે છે ધર્મના આજ્ઞામાં આરોગ્યની ઉંડી સલાહ સમજ જો !

સજ્જનો ! આ આપણી ઋતુચર્યા ! આ આપણા મહાન આયુર્વેદનું સામાન્ય છતાં ભારેમાં ભારે મહત્વનુ એક અંગ. દરેક બાળક, સ્ત્રી, પુરૂષે પોતાના તન મનમાં પચાવી જીવનની પળે પળે તદનુસાર વર્તન કરવા યોગ્ય ! બંધુઓ. ઋતુચર્યા નો અક્ષરે અક્ષર સમજો, હૃદયમાં ચોટાડી રાખો, જીવનમાં ઓતપ્રોત કરી દો ! પછી તમે પોતે જ તમારા પોતા વૈદ્ય બની રહેશો. બીજા વૈદ્ય દાક્તરોની અપેક્ષા કે જરૂર તમારે રહેશે નહિ. બલ્કે તમેજ તમારા સહ બન્ધુઓના વૈદ્ય દાક્તર વગર ડીગ્રીએ બની રહેશો. આથી વિશેષતર અન્ય શું હોઈ શકે ?

જગતભરની એકેક એક વૈદકીય વિદ્યા જુઓ, તપાસો, પાને પાને અક્ષરે અક્ષરે તપાસો ! પ્રાશ્ચાત્ય વૈદકીય વિદ્યાના પ્રખર વિદ્વાનોને પ્રશ્ન કરો ! નહિ મળે, નહિ જડે કોઈને ક્યાંથીએ ઋતુચર્યા સમું વિશિષ્ટ રહસ્ય એ છે માત્ર આપણા આયુર્વેદમાંજ. અન્ય કોઈ

વિદ્યા અન્ય કોઇ વિદ્વાન તે જાણી શક્યા નથી. એ આપણા આયુ-વેંદની મહત્તા શું ઓછી છે?

પાશ્ચાત્ય વિદ્યાના અનુયાયીઓ રોગ મટાડવામાં કેટલીવાર પુરા સફળ થતા નથી શાથી? પશ્ચિમમાં ઠંડા પ્રદેશની આબોહવાને અનુસરીને લખાયલાં તેમના નિદાનો દવાઓ. Prescriptions, Mixtures તે દેશના શીતપ્રદેશમાં અનુકુળ નીવડે પરંતુ હિન્દુસ્તાનની ઉષ્ણ કિંવા સમશીતોષ્ણ આબોહવાને શી રીતે માફક આવે? જ્યાંસુધી પાશ્ચાત્ય વૈદકીય વિદ્યાના અનુયાયીએ આયુર્વેદની ઋતુચર્યાનો અભ્યાસ કરી હિંદુસ્તાનની ઋતુએ ઋતુએ થતા ફેરફારો અને તેને લીધે મનુષ્યનાં શરીરમાં પણ થતા ફેરફારો સમજી નહિ શકે ત્યાંસુધી પ્રાશ્ચાત્ય દવાઓ સફળ નહિ નીવડે.

આ આપણી ઋતુચર્યા અને દિનચર્યાનો નિયમો! રૂતુચર્યા, દિનચર્યાના નિયમો એજ કુદરતના નિયમો! કુદરતના નિયમો અનુસાર વર્તન કરવું એ પ્રાણી માત્રની ફરજ છે, કુદરતના નિયમો વિરૂદ્ધ વર્તન કરનારને કુદરત જ શિક્ષા કરે છે તેથી રૂતુચર્યા અને દિનચર્યાને સંપૂર્ણ સમજીને તે પ્રમાણે વર્તવું એ સર્વ આબાલવૃદ્ધનો ધર્મ છે.

### આમ

આમ દિનચર્યા અને ઋતુચર્યા ઉપરાંત આયુર્વેદની બીજી એક વિશિષ્ટતાને અત્રે સ્હેજ ઉલ્લેખ કરવાની રજા માંગું છું તે વિશિષ્ટતા એ **આમ**. આમ એટલે શરીરમાં અનેક પ્રકારના ઉપદ્રવોનું મૂળ. આમને લીધે શરીરમાં શું શું રોગો, પીડાઓ, ઉપદ્રવો થાય છે તે પાશ્ચાત્ય વૈદકીય વિદ્યાના વિદ્વાનોને પુછો! સજજનો! જેમ ઋતુચર્યાના રહસ્યને પાશ્ચાત્ય પંડીતો ઝીલી શક્યા નથી તેમ આમ નાં રહસ્ય ભેદો તેઓ પુરેપુરાં પામી શક્યા નથી! જ્યારે આપણા આયુર્વેદના સામાન્ય અનુયાયી આમને એકદમ કળી શકે છે. આયુર્વેદની મહત્તાનો આ એક વધુ સબળ પુરાવો છે. આમ, કફ પાચન, થયા વગરનો કાચો રસ ચીકણો. જેને ડાક્ટર લોકો ઘણી વખતે તેને મરડો કહે છે. તે તદ્દન ખોટું છે.

**હાલની શિક્ષણ પદ્ધતિ! વિદ્વાનો મ્યુનીસીપાલીટી વિગેરેની ફરજ**

આયુર્વેદ આપણો છે. આયુર્વેદ આપણી ભારત ભુમીની આદ્ય વૈદકીય વિદ્યા છે છતાં ભારત ભુમીનાં જ સંતાનો ૠતુ ચર્યા અને દીનચર્યા જેવા સામાન્ય પણ જીવનની પળે પળે ઉપયોગી એવા આયુર્વેદના વિષયોથી કેટલા બધા અજાણ્યુ છે! આ સ્થિતિનું મુળ કારણ ક્યાં જડશે? આપણી હાલની શિક્ષણ પદ્ધતિ જુઓ! આપણો હાલનો વિદ્યાર્થી પાણીનું પૃથક્કરણ મોઢે બોલી જશે. પરંતુ ઘરમાં રોજ ખાવામાં આવતી ચીજોના ગુણદોષથી ને તદ્દન અજ્ઞાત હોય છે: આકાશના ગ્રહો અને તારા મંડળોની ગતિ તથા ફેરફારોના નિયમો આજના વિદ્યાર્થી-ના મુખ પાઠે હોય છે. સુર્ય ગ્રહણના કારણો અને તેમના આકર્ષણથી ભરતી ઓટના નિયમો હાલનો વિદ્યાર્થી સમજાવી શકે છે, છતાં ૠતુઓના ફેરફારથી પોતાનાજ શરીરમાં શું ફેરફારો થાય છે અને તે માટે શી સંભાળની જરુર છે તે વાતની એ વિદ્યાર્થીને સમજ નથી.

આ આપણો હાલનો વિદ્યાર્થી! આ આપણી શિક્ષણ પદ્ધતિ! મોટી કેળવણી પામેલાઓ પણ આ ચર્યાઓ અને આરોગ્યના સામાન્ય નિયમોથી બહુધા અજ્ઞાત છે. કારણ? તેમના અભ્યાસ ક્રમમાં ચર્યાઓને કે આરોગ્યને સ્થાન નથી? જ્યાં માબાપ ૠતુચર્યા કે દિનચર્યા સમજતાં નથી ત્યાં બાળકોને તેનુ જ્ઞાન શી રીતે સંભવી શકે? ન મળે જ્ઞાન શાળામાં, ન મળે જ્ઞાન ઘરમાં! આવી પરિસ્થિતિમાં આપણે ઉછરતા આવ્યા છીએ. એ શું ઇચ્છવા યોગ્ય છે? ક્યાં સુધી આ સ્થિતિના આપણે ભોગ થયા કરીશુ? આપણો બાળ વર્ગ, આપણો સ્ત્રી વર્ગ, આપણો પુરુષ વર્ગ તમામ આરોગ્યના મુખ્ય નિયમોથી અજ્ઞાત છે. પરિણામો તપાસો! અજ્ઞાન અવસ્થામાં પડી રહીને પોતાનીજ ભુલથી અનેકાવિધ ઉપદ્રવોથી પાડાઇ રહેલો છે. મ્યુનીસિપાલીટી જેવી સંસ્થાઓ લોકોની તંદુરસ્તી માટે બનતા

ઉપાયો ભલે યોજે; લોકોની સામાન્ય સુખાકારી કેટલાક અંશે તેથી ભલે જળવાતી હોય, મ્યુનિસિપાલીટીઓ મોટા મોટા રસ્તાઓ, પોળો શેરીઓ અને છેવટે ગલી કુંચીઓમાં પણ જઈ તપાસીને બને તેટલી સફાઇ રાખે રખાવે પરંતુ જ્યાં સુધી લોકો પોતાના ઘર અને આંગણામાં એકઠી થતી ગંદકીથી નીપજેલા પરિણામોથી અને ખાન-પાનના ચોક્કસ નિયમોથી અજ્ઞાત છે ત્યાંસુધી મ્યુનિસીપાલીટીનો જાહેર સુધારણાનો હેતુ કોઈ કાળે બરોબર પાર પાડી શકે તેમ નથી આ સંજોગોમાં આહાર વિહારાદિ આરોગ્યતાના નિયમોથી અજ્ઞાન પ્રજાને જાણીતી કરવાની મહાન ફરજ સરકાર, મ્યુનિસીપાલીટી અને અન્ય વિદ્વાન જનોને શિર છે. સ્કુલ કમીટીઓ તથા અન્ય શિક્ષણ ક્રમ ઘડનારાઓ સર્વે પોતાની આ બાબતમાં ફરજ સમજી આરોગ્ય વિદ્યાને એક મુખ્ય વિષય વિષય તરીકે દાખલ કરે અને તેના મુખ્ય મુખ્ય અંગો સંબંધમાં દરેક વિદ્યાર્થીને શરૂથી અંત સુધીના વિદ્યાર્થી જીવનમાં યોગ્ય અને જરૂરી શિક્ષણ તથા જ્ઞાન આપે એવી મ્હારી નમ્ર વિનંતી છે. તદ ઉપરાંત સરકાર, મ્યુનિસીપાલીટી જેવા સંસ્થાઓ વૈદ્ય વિદ્યાને ખીલવવા ખંત રાખનાર વૈદ્યરાજો દાકતરો તથા અન્ય વિદ્વાન લોકોની સૌથી પ્રથમ અગત્યની ફરજ એ છે કે જગતમાં જે જે કારણોથી રોગોની ઉત્પત્તિ થાય છે, તે તે કારણો શોધી કાઢી જાહેરમાં મૂકવાં અને એવાં કારણો ફરી ઉત્પન્ન ના થાય તેવાં યોગ્ય ઉપચારો કરવા તેમજ જાહેર પ્રજાને એવાં કારણોથી યોગ્ય શિક્ષણ વગેરે પદ્ધતિઓથી જાણીતી અને જાગૃત કરવી આ એક મહાન પવિત્ર ફરજ અને ધર્મ છે અને તે તેઓ સર્વે પુરતી રીતે અદા કરશે એવી આશા અને વિનંતી છે.

## ધર્મ તથા વ્યવહારની આયુર્વેદ સાથે સંકલના

સજ્જનો ! હું ફરીથી પુછું છું કે આયુર્વેદ શું છે ? આયુર્વેદ એજ ધર્મ, આયુર્વેદ એજ વ્યવહાર ! આપણો ધર્મ, આપણો વ્યવહાર આયુર્વેદના ઊંડા રહસ્યો સાથે સંકળાયેલો છે, આપણા

ધર્મનો આપણા વ્યવહારનો પાયો આયુર્વેદ વિદ્યાના સમર્થ ધુરં-ધરોની સલાહ ઉપરજ રચાયેલો છે. આપણી ઝીણામાં ઝીણી ખાદ્ય વસ્તુ લો. પાકશાસ્ત્ર ભાખે છે કે અમુક શાક, અમુક કઠોળ અમુક રીતે વઘારો; અમુક જાતના મસાલાથી મિશ્રિત કરો ? કારણ ? સ્વાદ માત્ર નથી પણ આરોગ્ય એથીજ સચવાશે. વિરુદ્ધ વર્તન કરો–પરિણામે **રોગભયમ્** । આપણા ધર્મશાસ્ત્રોની આજ્ઞાઓ ઉકેલો, દરેક માસના, દરેક ઋતુના વર્ણવેલા વ્રતો વિચારો ! દરેકે દરેકમાં આયુર્વેદના મહાન નિયમો અને આરોગ્યતાનું યથાર્થ પાલન છે કે નહિ ? આયુર્વેદના સમર્થ વિદ્વાનોના ઉંડી ઉંડી સલાહ છે કે નહિ ? ભાદરવામાં શ્રાદ્ધ કરો, નવરાત્રીની અષ્ટમીએ હોમ હવન હોમો, શરદ ઉત્સવ ઉજવો, વસંત રુતુમાં હોળીના તહેવારો ખેલો, એકાદશીના વ્રત આચરો—આ બધું શું છે? બારીક અવલોકન કરો ! સ્હેજે સમજાશે કે આ બધાં વૈદ્યવિદ્યાની સમયોચિત સલાહનાજ પરિણામ છે ! કોઇ પુછશે કે પુરાવો શો છે ? ઋતુચર્યાના અખંડ અભ્યાસી બનો. ઋતુચર્યા આની સબળ સાબીતી આપે છે. વર્ષાના અન્તે ભાદરવામાં એકાએક તાપ પડી મનુષ્ય શરીર મધ્યેના પિત્તને કોપાવે તે, તે પિત્તને શી રીતે શમાવશો ? પિતૃઓની શાન્તિના નિમિત્તે શ્રાદ્ધ કરો, દુધપાક, ખીર વિગેરે ભોજનો જમો ! નવરાત્રિની આઠમે ઘેરઘેર હવન કરી હવા શુદ્ધ કરો ! પિત્ત આપોઆપ શમી જશે. શિશિર ઋતુમાં મનુષ્ય શરીરમાં જામી પડેલા કફનો વસંત ઋતુમાં કોપ થાય છે અનેક ઉપદ્રવો તેથી પરિણામે છે કફનો કોપ શી રીતે અટકાવશો ? કસરત કરો; સુકો ખોરાક લો ! ફાગણની હોળીના અવસર હેઠળ ૧૫–૨૦ દિવસ મર્દાનગીના ખેલો ખેલો, ધાણી, દાળીઆ જેવા હલકા, શુષ્ક પદાર્થો લો અને અન્તે હોળી તાપીને કફની નિવૃત્તિ કરો.

સજ્જનો ! હાલનો સુધરેલો જમાનો આપણા આ આચારોને હસે છે. શ્રદ્ધા હવન વગેરેને નજીવા, નકામા અને હાસ્યસ્પદ લેખે

છે, ત્યાગ કરે છે. પરંતુ ખબર છે તેઓને કે એમના એ હાસ્યમાં આરોગ્યવિદ્યાની તેમની અજ્ઞાનતાનીજ પ્રતીતિ છે ? જાણે છે તેઓ કે તેમ કરીને પોતાના દેશના એક અતિ હિતકર આચારનું બંધ પાડવાની મહાન ભૂલ તેઓ કરી રહ્યા છે?

**આયુર્વેદનું સ્થાન.**

કેટલાક કહે છે કે આયુર્વેદમાં લોકોની શ્રદ્ધા ઘટી છે ! કારણ પુછતાં તેઓ કહે છે કે અસલના વૈદ્યરાજો જેવી હાલના વૈદ્યોમાં વનસ્પતિ ધાતુઓ વિગેરે પારખવાની પુરી શક્તિ રહી નથી. ધાતુઓ માત્રાઓ, દવાઓ વિગેરે પ્રથમના વૈદ્ય જાતે બનાવતા હતા. જ્યારે હાલના વૈદ્ય તે બનાવવાના જ્ઞાન તથા શક્તિથી રહિત છે, તેમજ આળસ વાળા થઈ ગયા છે. હાલમાં આંગળીના વેઢે ગણી શકાય તેટલા વૈદ્યરાજો સિવાય બાકીનો વૈદ્યસમુહ આયુર્વેદના પુરાતત્વો નહિ જાણનાર, વનસ્પતિ, ધાતુઓ, વિગેરે નહિ પારખી શકનાર, માત્રાઓ, દવાઓ પોતે જાતે અગર જાત દેખરેખ હેઠળ બનાવવાને બદલે બજારૂ વાપરનાર છે. માત્ર ઉદર નિર્વાહને ખાતર વૈદ્યનો ધંધો ચલાવનાર થઇ ગએલો છે ! આ આક્ષેપ ખરા હોય યા ખોટા હોય પરંતુ એક વાત હું પણ કંઈક અંશે માનું છું કે આયુર્વેદ પ્રતિ કેટલાક લોકોની શ્રદ્ધા કંઈક ઓછી છે.

મ્હારા નમ્ર અભિપ્રાય પ્રમાણે આધુનિક સમયમાં ખરો દાક્તર તો એજ છે કે જે પાશ્ચાત્ય વિદ્યામાં પારંગત હોવા છતાં આયુર્વેદ જેવી મહાન વિદ્યાના ઉંડા તત્વોનો સતત અભ્યાસ કરી, સમજી, વિચારી, પ્રયોગમાં મૂકે, બન્ને વિદ્યાઓમાંથી સારાસારની તુલના કરે એક બીજાની ન્યુનતાઓ દૂર કરે ! જ્યાં પાશ્ચાત્ય વિદ્યા અને દવા કામ ના કરી શકે ત્યાં આયુર્વેદને અનુસરી દેશી દવાઓથી દર્દીના દર્દ મટાડે. તેવીજ રીતે ઉત્તમ વૈદ્ય પણ એજ છે કે જે આયુર્વેદના સર્વ અંગોનો સંપૂર્ણ જ્ઞાતા અને અનુભવી હોવા છતાં પાશ્ચાત્ય વિદ્યાની અવગણના નહિ કરતાં આયુર્વેદનાં નષ્ટપ્રાય થએલાં શ્રો-

પ્રચાર Surgeon જેવાં અંગો વિગેરેમાં જ્યાં જરૂર પડે ત્યાં પાશ્ચાત્ય વિદ્યા અને તેમાં દર્શાવેલા ઉપાયો, સાધનો ઇત્યાદિ કૌશલ્યથી યોજી શકે! વૈદ્યરાજ હો કિંવા દાક્તર હો! અસલના વૈદ્યરાજો જેવા ઉત્તમ નાડી પરીક્ષક બનો; તમારા દર્શન માત્રથી દર્દીનું અર્ધું દર્દ ઓછું થઈ જાય તેવા પ્રભાવશાળી થજો; નિર્લોભી અને નિરભિમાની બનજો!

મ્હારી કહેવાની બાબતો ટુંકાણમાં કહી છે. એ ઉપરાંત આયુર્વેદ જેવા વિશાળ વિષયના એકથી ચઢીઆતી વિશિષ્ટતાઓ અને ઘણા વિષયો પરત્વે મ્હારા વક્તવ્યના આરંભમાં નિર્દેશેલા ત્રણ વૈદ્યરત્નોના પ્રેમ પરિચયના પરિણામે મ્હારો યતકિંચિત્ અભ્યાસ અનુભવ થએલો છે તે સંબંધમાં લખવા બેસું તો પાર પણ આવે તેમ નથી. લખ્યું છે. તેથી કદાચ કોઈને અસંતોષ થયો હોય તેમાં કાંઈ ખામી કે ભુલ જણાઈ હોય અગર વધારે પડતું લાગ્યું હોય તો તે સર્વ તરફ આપ **प्रमादो मानुषो भावः** એ ન્યાયે ક્ષમા ભાવથી જોશો, અંતમાં પુનરપિ ધન્વન્તરિ ભગવાને આ જગત ઉપર મહાન કૃપા કરી આયુર્વેદનો પ્રચાર કર્યો છે એજ પરમ કૃપાળુ ભગવાન સર્વને સહાયભુત થાઓ એવી પ્રાર્થના!

**दिनान्ते च पिबेद्दुग्धं निशान्ते च पिबेत्पयः।**
**भोजनान्ते पिबेत्तक्रं किं वैद्यस्य प्रयोजनं ॥**

અર્થઃ દિનના અંતભાગમાં દૂધ પીવું, રાત્રિના અંતમાં (સવારે ઉઠીને) પાણી પીવું, અને ભોજનના અંતે છાશ પીવી એ નિયમ પાળે તેને વૈદ્યની શી જરૂર?

### મનુષ્યને સુખી રહેવું હોય તો–

શારીરિક બાબતમાં–સદાચાર, દિન ચર્યા, અને ઋતુચર્યા ખાસ પાળવી જોઈએ. અને સાત્વીક ખોરાક કે જે આપણા જીવનને સુંદર અને સાત્વીક બનાવે તેને માટે દૂધ, સાકર, ઘી, દહીં, માખણ લેવા

જોઈએ જેની કિંમત આપણા હિન્દુસ્તાનમાં નથી જો કે (હાલમાં રેશનીંગ છે) શ્રી કૃષ્ણ ભગવાને ખુદ આ ચીજોને માટે ભાર મૂકીને આ બધા મહાન કિંમતી દ્રવ્યો છે તે બતાવ્યું છે અને પોતાના આદર્શ ચરિત્રમાં બતાવ્યું છે કે આ ચીજો ન મલે તો ચોરી કરીને પણ ખાજો તે આદર્શ હિન્દુસ્તાનને બતાવવાની ખાતર પોતે દહીં, સાકર, માખણ વગેરે ગોપીઓને ત્યાંથી ચોરતા. આ ચીજો હિન્દુસ્તાનનાં લોકો ભુલી ગયા છે પણ ગુણગ્રાહી યુરોપીયન પ્રજાએ આને અપનાવી છે. દા. સવારમાં પાઉં માખણ સાથે ખાય છે. ગાયનું દૂધ પીવે છે. એટલે શ્રી કૃષ્ણના ઉપદેશને અને વેદાંતના સૂત્રને અપનાવ્યા છે. જેથી એમનાં શરીર, મન, બુદ્ધિ, હોશીયારી, બાહોશી, અને નિર્ભયપણું છે અને આપણે નકલીયા બન્યાં, તેથી ઉપર લખેલાં આ બધા ગુણો આપણે ખોયા.

દરેક માણસે તંદુરસ્તી રહેવું હોય તો 'હરડે' ખાસ કરીને લેવી જોઈએ. અને ભોજન લેતી વખતે (સવારમાં સૂર્ય નમસ્કાર) આદુનો રસ લેવો જોઈએ. એટલે કે તંદુરસ્તી શરીર માટે જઠરાગ્નિ પ્રદીપ્ત રાખવી જોઈએ. અને દ્રાક્ષાસવ જો લેવો હોય તો ખાધા પછી લેવો જોઈએ. સુંઠ સવારે ફાકવી.

પેટના ચાર ભાગ કરવા:—બે ભાગમાં ખોરાક ભરવો એક ભાગમાં પાણી અને એક ભાગ પવન સારૂં રાખવો જેથી તંદુરસ્તી સારી રહે. એકજણે લખ્યું છે—દહાડાના અંતે દુધ પીવું. રાતના અંતે એટલે સવારે લોટા પાણી પીવું અને ભોજનના અંતે છાસ પીવી—તો પછી રોગ ક્યાં રહે. અને પીસ્તાલીસ અગર પચાસ વર્ષ પછી એક વખત જમવું.

# સામાન્ય અને વ્યવહાર નીતિ

## :લક્ષ્મી ધન અને નિર્ધનતા વિષેઃ

## પ્રકરણ ૨ જું

**वयोवृद्धास्तपोवृद्धा ज्ञानवृद्धास्तथैव च ।**
**ते सर्वे धनवृद्धस्य द्वारे तिष्ठंति किंकराः ॥**

(૧) વયમાં વૃદ્ધ, તપમાં વૃદ્ધ, અને જ્ઞાનમાં વૃદ્ધ, એ સઘળાને ધનમાં વૃદ્ધ હોય તેવાના બારણે દાસ થઈને બેસવું પડે છે. (વયોવૃદ્ધ, તપસ્વી અને જ્ઞાનીને પણ લક્ષ્મીવાનની ખુશામદ કરવી પડે છે.)

**(२) न नरस्य नरो दासो दासश्चार्थस्य भूपते ।**
**गौरवं लाघवं वापि धनाधननिबन्धनम् ॥**

હે રાજન! માણસ માણસનો દાસ નથી, પણ લક્ષ્મીનો દાસ છે. (૨) મોટાઈ કે હલકાપણું લક્ષ્મીના હોવા ન હોવાના ઉપર આધાર રાખે છે.

### ઉદ્યમ--પ્રારબ્ધ

**उद्योगिनं पुरुषसिंह मुपैति लक्ष्मीर-**
**दैवेन देयमिति कापुरुषा वदन्ति ।**
**दैवं निहत्य कुरु पौरुषमात्मशक्त्या-**
**यत्ने कृते यदि न सिध्यन्ति कोऽत्र दोषः ॥**

(૧) ઉદ્યોગી પુરુષ સિંહને લક્ષ્મી પ્રાપ્ત થાય છે.

(૨) દૈવ આપશે એમ બાયલા માણસો કહે છે.

(૩) માટે દૈવ (નસીબ) ને છોડી પોતાની શક્તિ પ્રમાણે ઉદ્યમ કરો. (૪) અને યત્ન કરવા છતાં જો કાર્ય સિદ્ધ ન થાય તો પોતાના યત્નમાં કંઈ ખામી છે કે નહિ તે જોવું. (પણ નસીબનો વાંક કાઢી બેસી રહેવું નહિ)

**अव्यवसायिनमलसं दैवपरं साहसाच्च परिहीणम् ।**
**प्रमदेव हि वृद्धपतिं नेच्छत्युपगूहितुं लक्ष्मीः ॥**

ધંધા વગરના, આળસુ, કેવળ નસીબનેજ માનનારા તથા પરાક્રમહીન મનુષ્યને જેમ વૃદ્ધ પતિને પ્રમદા ભેટતી નથી તેમ લક્ષ્મી ભેટતી નથી.

## જેવો સંગ તેવો રંગ

**हीयते हि मतिस्तात हीनैः सह समागमात् ।**
**समैश्च समतामेति विशिष्टैश्च विशिष्टताम् ॥**

હે ભાઇ! હીન માણસના સંગથી બુદ્ધિ પણ હીન થાય છે, સમાન માણસના સંગથી સમાન અને ઉત્તમ માણસના સંગથી ઉત્તમ થાય છે.

## મૂર્ખ મનુષ્ય વિષે

**उपदेशो हि मूर्खाणां प्रकोपाय न शान्तये ।**
**पयः पानं भुजंगानां केवलं विषवर्धनम् ॥**

મૂર્ખ મનુષ્યને ઉપદેશ કરવાથી તે સમજતો નથી, પણ ક્રોધિત થાય છે. જેમ સર્પને દૂધ પાવાથી તેનામાં રહેલાજ વિષનો વધારો થાય છે તેમ.

## દુર્જન વિષે

**तक्षकस्य विषं दंते मक्षिकाया विषं शिरः ।**
**वृश्चिकस्य विषं पुच्छं सर्वांगे दुर्जनो विषम् ॥**

સર્પના દાંતમા ઝેર હોય છે, માખીના માથામાં ઝેર હોય છે અને વીંછીના પુંછડામાં ઝેર હોય છે, પણ દુર્જનના તો આખા શરીરમાં હળાહળ ભરેલું હોય છે.

## સજ્જન દુર્જનમાં ભેદ

नारी केळसमाकारा दृश्यन्ते हि सज्जनाः ।
अन्ये बदरिकाकारा बहिरेव मनोहराः ॥

સજ્જનો નાળિએર જેવા હોય છે, અને દુર્જનો બહારથી મનોહર બોર જેવા હોય છે. (એટલે કે નળીએર ઉપરથી સખત હોય છે, પણ તેની અંદર મીઠું ટોપરૂં હોય છે, તેમ સજ્જનો ઉપરથી સુકા, સખત દેખાય છે, પણ તેમનું હૃદય ટોપરા જેવું મીઠું હોય છે, અને બોર ઉપરથી સુંદર તથા મીઠું લાગે છે, પણ અંદર દાંત તોડી નાખે તેવો ઠળીઓ હોય છે. તેમ દુર્જનો ઉપરથી મીઠા અને સુંદર દેખાય છે, પણ તેમનું હૃદય બોરના ઠળીઆ જેવું સખત કઠોર હોય છે.

## સજ્જન મહાપુરૂષો

विपदि धैर्यमथाभ्युदये क्षमा
सदसि वाक्पटुता युधि विक्रमः ।
यशसि चाभिरुचिर व्यसनं श्रुतौ ।
प्रकृतिसिद्धमिदं हि महात्मनाम् ॥

વિપત્તિમાં ધૈર્ય રાખવું, અભ્યુદયમાં ક્ષમા રાખવી, સભામાં વાણી, ચાતુર્ય દેખાડવું, યુદ્ધમાં બહાદુરી રાખવી, યશ મેળવવામાં અભિરૂચિ તથા વેદાંતશાસ્ત્રમાં પ્રીતિ રાખવી, આટલાં લક્ષણો મહાપુરૂષોમાં સ્વભાવથીજ હોય છે.

## સામાન્ય નીતિ

अप्रगल्भस्य या विद्या कृपणस्य च यद्धनम् ।
यच्च बाहुबलं भीरोर्व्यर्थमेतत्त्रयं भुवि ॥

અચતુર (મૂર્ખ) પાસે રહેલી વિદ્યા, કંજુસ પાસે રહેલું ધન, બાયલામાં રહેલું બાહુબળ એ ત્રણ આ દુનિયામાં નકામા સમજવા.

गौभिर्गुरूणां परुषाक्षराभिस्-
तिरस्कृता यान्ति नरा महत्वम् ।
अलब्धशाणोत्कषणां नृपाणां
न जातुमौलो मणयो वसन्ति ॥

માતા, પિતા, ગુરુ આદિ વડીલો એ ગુસ્સે થઈને જેઓને વારંવાર શિખામણ આપેલી હોય છે તેવા મનુષ્યો સંસારમાં મોટાઈ મેળવે છે. જે મણિશાણ ઉપર ઘસાયેલો હોય છે, તેજ રાજાઓના મુકુટમાં રહેવાની પદવી પામે છે તેમ.

## વ્યવહાર નીતિ

लुब्धमर्थेन गृह्णीयात् क्रुद्धमंजलि कर्मणा ।
मूर्ख छंदानुवृत्येन च यथार्थात्वन पंडितम् ॥

લોભીઆને પૈસા આપીએ તો ખુશ થાય, ક્રોધી માણસને નમી પડીએ તો ખુશ થાય, મૂર્ખ માણસની મરજી પ્રમાણે કરીએ તો ખુશ થાય અને વિદ્વાન માણસને ખરેખરૂં હોય એવું બોલીએ ચાલીએ તો ખુશ થાય છે.

धनधान्यप्रयोगेषु विद्यासंग्रहणेषु च ।
आहारे व्यवहारे च त्यक्तलज्जः सुखी भवेत् ॥

ધન કે ધાન્ય આપવા લેવામાં, વિદ્યા મેળવવામાં, ખાવા પીવામાં અને અન્ય વ્યવહારમાં જે માણસ શરમ રાખતો નથી તે સુખી થાય છે.

यस्मिन्कुले य : पुरुषः प्रधानः—
स सर्वयत्नेन हि रक्षणीयः ।
तस्मिन्विनष्टे सकलं विनष्टं—
न नाभिभंगे ह्यरका वहन्ति ॥

જે કુળમાં જે મુખ્ય પુરુષ હોય, તેનું સર્વ પ્રકારે રક્ષણ કરવું. કેમકે તેનો નાશ થવાથી સઘળા નાશ પામે છે, જેમ ચક્ર (પૈડું) ની નાભિ (વચલો ભાગ) ભાંગી જાય તો બધા આરાં નકામા થઈ તે પૈડું ફરી શકતું નથી.

**न द्विषन्ति न याचन्ते परनिन्दां न कुर्वते ।**
**अनाहुता न चायान्ति तेनाश्मानोऽपि देवताः ॥**

જેઓ કોઈનો દ્વેષ કરતા નથ, કોઈની પાસે યાચના કરતા નથ, પારકી નિંદા કરતા નથી, અને જેઓ વગર બોલાવ્યા કોઈ સ્થળે જતા આવતા નથી; તેઓ પત્થર જેવા હોય, તો પણ દેવ સમજવા.

**अत्यादरो भवेदयत्र कार्यकारणवर्जितः ।**
**तत्र शंका प्रकर्तव्या परिणामे सुखावहा ॥**

જ્યાં કંઈ પણ કાર્ય કારણ વિના અતિ આદર સત્કાર થાય, ત્યાં શંકા રાખવી, જેથી પરિણામે સુખ થાય છે.

**दक्षिण्यं स्वजने दया परजने शाठ्यं सदा दुर्जने—**
**प्रीतिः साधुजन नयो नृपजने विद्वार्ज्जनेष्वार्जवम् ।**
**शौर्यं शत्रुजने क्षमा गुरुजने नारीजने धूर्तता—**
**ये चैवं पुरुषाः कलासु कुशलास्तैष्वेवलोकस्थितिः ॥**

સ્ત્રી-પુત્રાદિ સ્વજનો સાથે સરલપણું રાખવું, પારકા મનુષ્યો ઉપર દયા, દુર્જનો પ્રત્યે શઠપણું, સજ્જનો પ્રત્યે પ્રીતિ, રાજા પ્રત્યે વિનય, વિદ્વાન પ્રત્યે કોમળતા, શત્રુ પ્રત્યે શૂરવીરતા, ગુરુ પ્રત્યે ક્ષમા અને સ્ત્રી પ્રત્યે ધૂર્તતા રાખવી. એ પ્રમાણે જે મનુષ્યો કળામાં ચતુર હોય છે તેઓજ આ લોકમાં સુખથી રહે છે (એમભર્તૃહરિ કહે છે)

**कोऽतिभारः समर्थाणा किं दुरं व्यवसायिनाम् ।**
**को विदेशः सविधानां कः परः प्रियवादिनाम् ॥**

સમર્થ પુરુષને કયું કામ ભારે હોય છે? ઉદ્યોગી પુરુષને કઈ વસ્તુ દુર રહે છે? વિદ્વાનને કયો દેશ વિદેશ હોય છે? અને પ્રિય બોલનારને પારકું (પરાયું) કોણ હોય છે?

Be Bold and you will get Gold.

Be Brave and you will not be Slave Weekness is slavery, Slavery is misery, and misery is death.

Hear all but follow thy own Councel!

તીલ્લું કરતાં ત્રેપન થયાં, ને જપ માળાના નાકાં ગયા,
તીરથ ફરી ફરી થાક્યા ચર્ણ, તોય ન પહોંચ્યા હરિને શર્ણ.
કથા સુણીસુણી ફૂટયા કાન, તોય અખા ન આવ્યું બ્રહ્મજ્ઞાન.
વ્યાસ વેશ્યાની એકજ પેર, વિદ્યા–બેટી ઉછેરી ઘેર,
વ્યાસ કથા કરે ને રડે, જાણે દ્રવ્ય અદેકેરે જડે,
જો જાણે વાંચ્યાની પેર, તો અખા કાં વાંચે નહી ઘેર!
ખટ દર્શનના જુજવા મતા, માંહો માંહી ખંતા,
એકનું થાપ્યું બીજો હણે, અન્યથી આપને અધિકો ગણે,
અખાએ અંધારો કૂવો, ઝગડો ભાંગી કોઇ ન મૂવો.
જ્યાં જઇએ ત્યા કૂડેકૂડ, સામેસામાં બેઠા ધૂડ,
કોઈ વાત આવી સૂરજની કરે, તો તેની સામે ચાંચજ પેર,
આટલા દિવસ અંધારે ગયા, તમે આજ ક્યાંથી ડાહ્યા થયા?
ભાષાને શું વળગે ભૂર, જે રણમાં જીતે તે શૂર,
સંસ્કૃત બોલ્યાથી શું થયું? પાકૃતથી શું નાસી ગયું?
બાંવનનો સઘળો વિસ્તાર, અખા ત્રેપનમો જાણે પાર,

વણુસમજે દાવા–મત ઘણા, પંથ વખાણે પોતા તણા,
ટળવું ઘટે ત્યાં સામા થયા, વણુસમજે બહુ વાંકા જાય.
પહેર્યો વેષને વાધી ટેક, એ અખા કેમ થાય એક
અતિ સમજ્યો તે નર જાતી, શું થયું ધોળાં ભગવાં થકી,
બોડે, તોડે, જોડે વાળ, એ છે સૌ ઉપલી જંજાળ,
પ્રીછીને સંકોડે આપ, તો અખા હરિ જાણે આપ,
દેહ–અભિમાન હતું પાશેર, વિદ્યા ભણતાં વાધ્યું શેર.
ચરચા વદતાં તોલું થયો, ગુરુ થયો તો મણમાં ગયો,
અખા હલકાથી એમ ભારે થાય, આત્મજ્ઞાન સમૂળગું જાય,
મૂંડ મુંડાવી હરિને કાજ, લોક પૂજે ને કહે મહારાજ,
મન જાણે હરિએ કૃપા કરી, માયામાં પલટાયો ફરી,
અખા સૌનું કરે કલ્યાણ, પણ એને હરિ મળ્યાની હાણ
મોટી તાણ છે પંથો તણી, નથી જૂજવા એક છે ધણી,
નિજ ઇષ્ટની પાળવી ટેક, સકળ સૃષ્ટિનો અધિપતિ એક,
જેમ રાજા એક, પ્રજા જૂજવી, અખા એ રીતે જુએ અનુભવી,
દર્શન–ભેદદાવા મત ઘણા, બાંધી રહ્યો ગઢ આપ આપણાં,
એક એક પેં ઢુંકી રહ્યા, એમ પામ્યા બીજા વ્હેતા ગયા.

વ્હેવારિક:—સંસારમાં રહીને માણસને પોતાનું જીવન ચલાવ ચવાને માટે વ્હેવારિક બનવું પડે છે. પરતું આ આ સંસાર કપટ, પ્રપંચ, જુઠ, લબાડ, વગેરેથી ભરેલો હોય છે. તેનું જ્ઞાન ન હોયતો એ બધી રીતે પાછો પડે છે અને બધું ખુવે છે અને આબરૂ હીન થઇ જાય છે. માટે તેને પંચતંત્ર વાંચવાની ખાસ જરૂર છે. તે કપટ પ્રપંચ, લબાડપણું, કરવા માટે નહીં પરંતુ આપણા સામે કોઈ અજમાયશ કરતો હોય તો તેના શુક્રનીતિ, વ્યવહાર નીતિ, સામાન્ય નીતિનાં બચાવ યાને વારણ માટેજ બીજું વિદુર નિતીનો પુસ્તકનું ખાસ મનન કરવું જોઇએ. જેથી કરીને પોતાને નીચે પડવાનું અથવા

ખરાબ થવાનો અગર આબરૂહીન થવાનો વખત આવે નહિં. કારણકે તેમાં જીંદગી સુધી કેમ રહેવું, કેમ વહેપાર કરવો, કેમ વહેવાર કરવો, કોનો સંગ રાખવો વિગેરે ઘણા તત્વો બતાવેલા છે. કે જીવનમાં કામમાં આવે,

ધાર્મિકઃ—મનુષ્યને છેવટે ધર્મની જરૂર તો પડવાની છે જ. નાસ્તિકમાં નાસ્તિક માણસો પણ બહુ માંદગી વખતે ભગવાનને નહિ માનતા છતાં ભગવાનને પોતાને આ દરદમાંથી મુક્ત કરવા વિનંતી કરે છે. પોતાનું જીવન તારવું હોય તો જન્માન્તરનાં જન્મ મરણનો ફેરો ટાળવો હોય તો 'ગીતા' વાંચવી. જેમાં તત્વજ્ઞાન, આત્મજ્ઞાન, બોધપાઠ, ચારિત્ર, રહેણીકરણી, વિગેરે બધું બતાવ્યું છે. માટે તેનો સતત અભ્યાસ રાખવો. 'રામાયણ' વાંચવું. 'ભાગવત' વાંચવું અને 'પંચદશી' વિચાર સાગર યાને વેદાંત શાસ્ત્રો વાંચવા અને પંચ મહાભુતનો અભ્યાસ કરવો જેથી આ જીવનને સહેલાઈથી તરી જવાય. (ચંદ્રકાન્ત પણ વાંચવો.)

છેવટે અહંમ ભાવ ત્યજો એજ મોક્ષનું દ્વાર છે. અથવા એજ મોક્ષ છે.

જો દરેક સ્કુલમાં આયુર્વેદ તથા ગમે તે નીતીનું શાસ્ત્ર, ત્યાં ભગવદ ગીતા ખાસ કરી દાખલ કરવામાં આવે તો કદાપી મનુષ્ય પાછો ન પડે, અને પોતાની જીંદગી સુખથી ગાળે.

**अधोदृष्टि नैष्कृतिकः स्वार्थ साधनतत्परः ।**
**शठो मिथ्या विनीतश्च बक व्रतचरोद्विज : ॥**

હંમેશા નીચી દ્રષ્ટિ રાખનાર. કર્મરહિતા, સ્વાર્થ સાધવામાં આતુર. શઠ અને બનાવટી વિનય દેખાડનાર દ્વિજ, બકવૃત્તિવાળો (બગભગત) કહેવાય છે.

**अदातता वंशदोषेण स्वदोषेण दरिद्रता ।**
**उन्मादो मातृदोषेण पितृदोषेण मूर्खता ॥**

કંજુસાઈ વંશના દોષથી આવેછે, દરિદ્રતા પોતાના દોષથી આવેછે. ગાંડપણ માતાના દોષથી અને મૂર્ખતા પિતાના દોષથી આવે છે.

**असती भवति सलज्जा क्षारं नीरं च निर्मलं भवति ।**
**दंभी भवति विवेकी प्रियवक्ता भवति धूर्तजनः ॥**

અસતી ઘણું કરીને લજ્જાવાળી હોય છે, ખારૂં પાણી નિર્મળ હોય છે, દંભી મનુષ્ય વીવેકી હોય છે.અને ધૂર્ત મનુષ્ય પ્રિય બોલનાર હોય છે.

**मौनं काल विलंबं च प्रयाणं भूमिदर्शनम् ।**
**भ्रकुट्यन्यमुखी वार्ता नकारः षड्विधः स्मृतः ॥**

મૌન રહેવું, સમય લંબાવવો. ઉઠીને ચાલતા થવું, જમીન સામે નીચી દ્રષ્ટિ કરી લેવી. આંખોની ભમરો આડી કરી વાત કરવી એટલી 'ના' કહેવાની નિશાની છે.

**अतिपरिचयादवज्ञा सततगमगाद नादरो भवति ।**
**लोकः प्रयागवासी कूपे स्नानं समाचरति ॥**

અતિ પરિચયથી માણસની કિંમત રહેતી નથી. અને વારંવાર જવાથી અનાદર થાય છે. પ્રયાગના લોકો (ગંગા પોતાની પાસેજ હોવાથી તેને છોડીને) કુવા ઉપર સ્નાન કરે છે, ગંગામાં ન્હાતા નથી.

**देशाटनं राजसभाप्रवेशो व्यापारिविद्वज्जन संगतिश्च ।**
**सर्वेषु शास्त्रे ष्वलोकनं च चातुर्यमूलानि भवंति पंच ॥**

દેશાટન કરવું, રાજસભામાં જવું, વ્યાપારીઓ અને વિદ્વાનોની સંગતિ કરવી, બધાં શાસ્ત્રો વાંચવા એ પાંચ વસ્તુઓથી ચતુરાઈ આવે છે.

दौर्मन्त्र्यान् नृपति विनश्यति यतिः संगात्सुतो लालनाद्—
विप्रो ऽनध्ययनात्कुलं कुतनयाच्छीलं खलोपासनात् ।
ह्रीर्मद्यादन वेक्षणादपि कृषिः स्नेहः प्रवासाश्रया—
न्मैत्री चाप्रणयात्समृद्धिरनयात् त्यागात्प्रमादाद्धनम् ॥

ખરાબ મંત્રીથી રાજાનો નાશ થાયછે, સ્ત્રી આદિની સંગતિથી યોગી યતિનાં નાશ થાય છે. લાડ લડાવવાથી પુત્ર બગડે છે, ન ભણવાથી બ્રાહ્મણપણું નાશ પામે છે, કુપુત્રથી કુળ નષ્ટ થાય છે, દુર્જનના સેવનથી સુસ્વભાવનો નાશ થાય છે. મદ્યપાનથી લજ્જા નષ્ટ થાય છે. ન ખેડવાથી ખેતર નષ્ટ થાય છે, વિદેશોમાં ફરવાથી સ્નેહ નષ્ટ અવિનયથી મૈત્રી નષ્ટ થાય છે. અનીતિથી સમૃદ્ધિનો નાશ થાય છે, અપાત્રોને દાંન આપવાથી તેમજ બેદરકારી રાખવાથી ધનનો નાશ થાય છે.

नालसा प्राप्नुवन्त्यर्थान्न शठा न च मायिनः ।
न या लोकापवाद् भीता न च शश्वत्प्रतीक्षणः ।

આળસુ શઠ લોભીઆ લોકાપવાદથી ડરનારા અને દીર્ઘ સૂત્રી એટલાને દ્રવ્ય મળતું નથી.

अतिदाक्षिण्य युक्ताना शंकितानां पदे पदे ।
परापवाद भीरूणां दूरतो यान्ति संपदः ॥

અતિ સરલતા (ભોળપણું) રાખતા હોય, પગલે પગલે શંકા કરતા હોય અને લોકાપવાદથી ડરતા હોય, તેવાઓની ઉન્નતિ દૂર જાય છે.

त्यजंति मित्राणि धनैर्विहीनं—
पुत्राश्च दाराश्च सुहृज्जनाश्च ।
तमर्थवन्तं पुनराश्रयन्ति —
ह्यर्थोहि लोके पुरुषस्य बन्धुः ॥

નિર્ધનને મિત્રો પણ ત્યજી દે છે. પુત્રો તેમજ સ્નેહીજનો પણ ત્યજી દે છે. પરંતુ તે માણસ જો ધનવાન બને તો તે સઘળા તેના આશ્રયે આવીને ખુશામદ કરવા માંડે છે. માટે આ દુનિયામાં લક્ષ્મી એ જ સાચો બંધુ છે.

**उद्यमेन हि सिध्यन्ति कार्याणि न मनोरथैः ।**
**न हि सुप्तस्य सिंहस्य प्रविशन्ति मुखे मृगाः ॥**

ઉદ્યમથી જ કાર્ય સિદ્ધ થાય છે, મનમાં મનોરથો કરવાથી થતું નથી. સૂઈ રહેલા સિંહના મુખમાં શિકાર પોતાની જાતે આવીને પડતો નથી.

**उत्साह संपन्नमदीर्घसूत्र क्रियाविधिज्ञं व्यसनेष्वसक्तम् ।**
**शूरं कृतज्ञं दृढसौहृदं च लक्ष्मीः स्वयं याति निवासहेतो ॥**

ઉત્સાહી, આળસ વિનાનો, ક્રિયાનો મર્મ જાણનાર, નિર્વ્યસની, શૂરવીર, કર્યાનો ઉપકાર જાણકાર અને દૃઢ મિત્રાચારી રાખનારની પાસે રહેવા માટે લક્ષ્મી પોતે જ આવે છે.

**देहीति वचनं श्रुत्वा देहस्थाः पञ्चदेवताः ।**
**मुखान्निर्गत्य गच्छन्ति श्रीह्रीधीधृतिकीर्तयः ॥**

(પોતાના મુખમાંથી નીકળેલું) "આપો" એવું વચન સાંભળતા જ દેહમાંના શોભા લજ્જા બુદ્ધિ ધૈર્ય અને કીર્તિ એ પાંચ દેવતા મુખદ્વારા બહાર નીકળી જાય છે. (યાચના બાદ માણસમાંથી પાંચ વસ્તુઓ જતી રહે છે.)

**गुणेषु दोषारोपणमसूया, दोषेषु गुणारोपण मप्यसूया ।**
**गुणेषु गुणारोपणम् स्तुति, दोषेषु दोषारोपणमपि स्तुति ॥**

ગુણમાં દોષનું આરોપણ કરવું તે પણ નિંદા કહેવાય છે, દોષોમાં ગુણનું આરોપણ કરવું તે પણ નિંદા કહેવાય છે, ગુણમાં ગુણનું આરોપણ કરવું તે સ્તુતિ કહેવાય છે. દોષમાં દોષનું આરોપણ કરવું તે પણ સ્તુતિ કહેવાય છે-

कृशमपि विकलं वा व्याधितं वा धनं वा ।
पतिमपि कुलनारी दंडभीत्याभ्युपैति ॥

શરીરે દુર્બલ, વિકલ રોગી કે નિર્ધન પતિને કુલવાન સ્ત્રી દંડના ભયથી જ ભજે છે.

दानं भोगो नाशस्तिस्त्रो गतयो भवन्ति वित्तस्य ।
यो न ददाति न भुंक्ते तस्य तृतीयांगति र्भवति ॥

દાન આપવું, પોતાના સુખ માટે વાપરવું, અને નાશ થવો એ ત્રણ ગતિ ધનની હોય છે. જે માણસ દાન દેતો નથી અને પોતાના માટે પણ વાપરતો નથી, તેના ધનની ત્રીજી ગતિ થાય છે.

चत्वारो धनदायादा धर्माग्नि नृपतस्कराः ।
तेषां ज्येष्ठावमानेन त्रयः कुप्यन्ति बान्धवाः ॥

ધર્મ, અગ્નિ, રાજા અને ચોર એ ચાર ધનના ભાગીદારો છે. તેમાં પહેલાનું (ધર્મનું) જો અપમાન થાય છે, તો બાકીના ત્રણ ક્રોધે ભરાય છે.

सर्वेषामेव दानानां ब्रह्मदानं विशिष्यते ।
वार्यन्नगोमहीवासस्तिलकांचन सर्पिषाम् ॥

જળ, અન્ન, ગાય, ભૂમિ, વસન, તલ, સુવર્ણ અને ઘી એ સર્વ દાનનાં વેદ (વિદ્યાનું) નું દાન શ્રેષ્ઠ છે.

संतप्तायसि संस्थितस्य पयसो नामापि न ज्ञायते
मुक्ताकारतया तदेव नलिनीपत्रस्थितं राजते ।
स्वात्यां सागर शुक्ति संपुटगतं तज्जायते मौक्तिकम् ।
प्रायेणाधममध्यमोत्तमगुणाः संसर्गतो जायते ॥

ગરમ તવા ઉપર પાણી નાંખવાથી તે પાણી બળી જાય છે, કમલના પાંદડા ઉપર નાખીએ તો મોતીના જેવું શોભે છે. અને સ્વાતિ નક્ષત્રમાં સમુદ્રમાં છીપવાળી માછલીના મુખમાં પડે તો તેજ પાણીનું સાચું જ મોતી બની જાય છે. આવી રીતે માણસ જેવી સોબત રાખે તેવો અધમ મધ્યમ કે ઉત્તમ બને છે.

पापान्निवारयति योजयते हिताय—
गुह्यानि गूहति गुणान्प्रकटी करोति ।
आपद्गतं च न जहाति ददाति काले—
सन्मित्रलक्षणमिदं प्रवदन्ति सन्तः ॥

નઠારાં કર્મોથી દૂર રાખે, લાભદાયક કાર્યો તરફ દોરે, ગુપ્ત રાખવા જેવી વાત પ્રગટ કરે નહિ, અને આપણા ગુણ હોય તે બીજા પાસે પ્રકટ કરે, આપત્તિના સમયમાં ત્યજી જાય નહિ અને આવશ્યકતા પ્રસંગે સહાયતા આપે એ સન્મિત્રનાં લક્ષણો છે. એમ સજ્જન પુરૂષ કહે છે.

ददाति प्रतिगृण्हाति गुह्यमाख्याति पृच्छति ।
भुंक्ते भोजयते चैव षड्विधं प्रीति लक्षणम् ॥

આપવું, લેવું, ગુપ્ત વાત કહે અને સાંભળે અને ખાય તેમજ ખવડાવે એ છ લક્ષણો પ્રીતિનાં છે.

अमित्रं कुरुते मित्रं मित्रं द्वेष्टि हिनस्ति च ।
शुभं वेत्यशुभं पापं भद्रं वेत्यबुधो नरः ॥

મૂર્ખ મનુષ્ય શત્રુને મિત્ર કરે છે ને મિત્રને દ્વેષ તથા હાનિ કરે છે. શુભને અશુભ જાણે છે અને અશુભને શુભ માને છે.

प्राप्यापदं न व्यथते कदाचि
दुद्योगमन्विच्छति चाप्रमत्तः ।

दुःखं च काले सहते महात्मा
धुरंधरस्तस्य विपद्विनश्यति ॥

જે મહાન ધુરંધર પુરૂષો આપત્તિ આવી પડે તે સમયે ગભરાતા નથી પણ સાવધાન થઈને ઉદ્યોગ કરે છે અને દુઃખ આવી પડે તે સહન કરી લે છે તેવાની વિપત્તિ છેવટે ટળી જાય છે.

नक्रः स्वस्थान मासाद्य गजेन्द्रमपि कर्षति ।
स एव प्रच्युतः स्थानात् कु[illegible]पि जीयते ॥

મગર પોતાના સ્થાન (પાણીમાં) હોય, ત્યાં સુધી મોટા હાથીને પણ ખેંચી જાય છે. પરંતુ જો તે સ્થાન છોડીને બહાર નીકળે તો સાધારણ કૂતરો પણ તેને સંતાપ પહોંચાડે છે.

अर्थोनराणां पतिरंगगानां—
वर्षानदीनां ऋतुमाद् तरुणान् ।
स्वधर्माचारी नृपतिः प्रजानां
गतं गतं यौवनमानयंति ॥

પૈસાથી પુરૂષને, પતિથી સ્ત્રીને, વરસાદથી નદીને, વસંત ઋતુથી વૃક્ષોને અને સ્વધર્મનિષ્ટ રાજાથી પ્રજાને જેમ જેમ સહવાસ વધતો જાય તેમ તેમ યૌવન આવતું જાય છે.

रूपं जरा सर्वसुखानि तृष्णा
खलेषु सेवा पुरुषाभिमानम् ।
याञ्चा गुरुत्वं च गुणात्मपूजा
चिन्तावलं हन्त्यदया च लक्ष्मीः ॥

ઘડપણથી રૂપનો નાશ થાય છે, તૃષ્ણાથી સર્વે સુખોનો નાશ નાશ થાય છે, ખળજનની કરેલી સેવા નકામી જાય છે, અભિમાનથી પુરૂષનો નાશ થાય છે, યાચના કરવાથી ગૌરવ નાશ પામે છે, પોતાની પ્રશંસા કરવાથી ગુણો ચિંતાથી બળ અને અદયાથી લક્ષ્મી નાશ પામે છે.

**क्षतेप्रहारा निपतंत्यभीक्ष्णं**
**धनक्षये गच्छति सर्वतः श्रीः ।**
**आपत्सु वैराणि समुल्लसंति**
**छिद्रेष्वनर्था बहुलीभवन्ति ॥**

વાગ્યા ઉપર વારંવાર વાગે છે, ધન ક્ષય થવા માંડે તો ચોતરફથી જવા લાગે છે. અને આપત્તિ હોય ત્યારે શત્રુઓ પેદા થાય છે. એ પ્રમાણે છિદ્રોમાં જ બહુ વિઘ્નો થાય છે.

**ऋणशेषश्चाग्निशेषश्च व्याधि शेषस्तथैव च ।**
**पुनः पुनर्वर्धते यस्मात् तस्मा च्छेषं न कारयेत् ॥**

બાકી રહેલું ઋણ, બાકી રહેલો અગ્નિ, અને બાકી રહી ગએલો રોગ એ ફરી ફરીને વધે છે, માટે તેમને બાકી રહેવા દેવાં જ નહિ.

**उत्तमा आत्मना ख्याताः पितुः ख्याताश्च मध्यमाः ।**
**अधमा मातुलात्ख्याताः श्वशुरा श्चा धमाधमाः ॥**

પોતાના જ પરાક્રમથી પ્રસિદ્ધ થવું તે ઉત્તમ પિતા, વડે ખ્યાતિ મળે તે મધ્યમ, મોસાળ વડે ખ્યાતિ મળે તે અધમ અને સસરા વડે ખ્યાતિ મળે તે અધમમાં અધમ જાણવી.

**को न याति वशं लोके मुखपिंडेन पूरितः**
**मृदंगो मुखलेपेन करोति मधुरध्वनिम् ॥**

આ દુનિયામાં કોઇના મોઢામાં કંઈક મૂકીએ તો કોણ વશ થતું નથી ? કેમકે ઢોલકના મોંઢા ઉપર આટાની થેપલી મૂકીએ તો તે પણ મધુર અવાજ કરવા લાગે છે

**सुखं ह्यवमतः शेते सुखं च प्रतिबुध्यते ।**
**सुखं चरति लोकेऽस्मिन्नवमन्ता विनश्यन्ति ॥**

જે મનુષ્ય અપમાન સહન કરે છે તે સુખથી સૂઈ રહે છે. સુખથી જાગે છે અને ફરે છે; પણ અપમાન આપનારો સર્વ વાતે દુઃખી થઇ વિનાશ પામે છે:

नात्यंत विश्वसेत् क्वचित विश्वस्तमपि सर्वदा ।
पुत्रं वा भ्रातरं भार्याममोत्यमधिकारिणम् ॥

ઘોડાની લાત ખાવી સારી, પણ ગધેડા ઉપર સવારી કરવી સારી નહિ. તેમ વિદ્વાનો સાથે હરીફાઈ કરવી સારી પણ મૂર્ખની મિત્રતા કરવી સારી નહિ.

हरेः पदाहतिः श्लाघ्या न श्लाघ्यं खररोहणम् ।
स्पर्धापि विदुषा युक्ता न युक्ता मूर्खमित्रता ॥

હમેશા પુત્ર ભાઈ સ્ત્રી પ્રધાન અધિકારી અને કોઈ વિશ્વાસુનો પણ અતિવિશ્વાસ ન કરવો.

## પ્રકરણ ત્રીજું

# સામાન્ય અને વ્યવહાર નીતિ

| પ્રશ્ન | ઉત્તર |
|---|---|
| બુદ્ધિમાન શાથી થવાય | વૃદ્ધોને સેવવાથી |
| પૃથ્વીથી મોટું કોણ | માતા |
| આકાશથી ઉંચું કોણ | પિતા |
| પૃથ્વીની પ્રદક્ષિણા શું | માતાપિતા |
| વાયુ કરતાં વેગવાન કોણ | મન |
| પ્રવાસમાં સન્મિત્ર કોણ | સદ્વિદ્યા |
| ઘરમાં મિત્ર કોણ | સદ્‌ગુણી સ્ત્રી |
| આ જગતનું જીવન શું | મેઘ |
| મોટામાં મોટો લાભ શો | આરોગ્ય |
| ઉત્તમમાં ઉત્તમ સુખ શેમાં | સંતોષમાં |
| શું નિયમમાં રાખવાથી પસ્તાવો ન થાય | મન |
| શું છોડવાથી સૌને વહાલા થવાય | અભિમાન |
| અસાધુ કોને કહીએ | દયારહિત |
| મહા કષ્ટે પણ ન જીતાય એવો મનુષ્યનો શત્રુ કોણ | ક્રોધ |
| જ્ઞાન એટલે શું | તત્ત્વને જાણવું તે |
| દંભ કોને કહેવાય | બીજાને દેખાડવા સદાચાર કે ધર્માચરણ થાય તે |
| વિચારીને કર્મો કરવાથી શું મળે | જય |
| દુનિયામાં સૌથી બળવાન કોણ | મન જીતે તે |
| દુનિયામાં ગરીબમાં ગરીબ કોણ | તૃષ્ણા નથી છોડી તે |
| જીવ લેનાર મોટો રોગ કયો | ચિંતા |

| | |
|---|---|
| ઉત્તમ લક્ષ્મી કઈ | જે સત્યથી, ધર્મથી, બીજાને પીડા કર્યા વગર, ધર્મના માર્ગ છોડયા વગર, નીચની યાચના કર્યા વગર મળ્યું હોય તે |
| જગતમાં મોટામાં મોટું જંગલી જાનવર કોણ | જીભ |
| અક્કલનો દુશ્મન કોણ | સમજવા છતાં ખોટા માર્ગે ચાલે તે |
| સાચો ભાઈ કોણ | ભીડ વખતે મદદ કરે તે |
| છતે કાને બહેરો કોણ | હિતના વચનો ન સાંભળે તે |
| છતે પુત્રે વાંઝીયો કોણ | પુત્ર મૂર્ખ હોય તે |
| રૂપાળી સ્ત્રી કઈ | પતિવ્રત્તા ધર્મ પાળતી હોય તે |
| અગ્નિ વિના હંમેશાં બાળનાર કોણ | નઠારી સ્ત્રી, નઠારાં છોકરાં, નઠારાં પાડોશી |
| મોટામાં મોટું પાપ કયું | વિશ્વાસઘાત |
| મનુષ્યને પોતાના જીવ કરતાં વધારે વહાલું કોણ | આબરૂ |
| ફેંકનારને પોતાને જ વાગે એવું શસ્ત્ર કયું | ઈર્ષ્યા |
| સુખથી કયો વેપારી સૂઈ શકે | ઉધાર વેપાર કરતો નથી તે |
| શત્રુને જીતવાનું ઉત્તમ શસ્ત્ર કયું | નમ્રતા |
| મોટામાં મોટો સમુદ્ર | સંસાર |
| મોટામાં મોટી સાંકળ કઈ | પ્રેમની |
| ગળ્યામાં ગળી વસ્તુ કઈ | ગરજ |
| મોટામાં મોટી અનાજ ભરવાની કોઠી કઈ | પેટ |

**આશ્ચર્ય પામવા જેવું શું**
મનુષ્યો રાતદિવસ આસપાસના પ્રાણીઓને મરતા જુવે છે છતાં પોતે મનમાં એવો વિચાર પણ કરતાં નથી કે મારે પણ મરવાનું છે એ મહાઆશ્ચર્યની વાત છે

**દુનિયા દુ;ખી કેમ રહે છે ?**
દંભ પોષ્યો છે, ચલાવ્યો છે અને ચાલવા દઈએ છીએ

**મોટામાં મોટી માયા કઈ**
કનક, કાન્તા, મોટાઈ (કીર્તિ)

**વૈષ્ણવ કોને કહીએ**
વીસ અને નવ વ્રત આદરે તે. બાર માસની ચોવીસ અગિયારસ અને રામજયંતિ, કૃષ્ણ-અષ્ટમી, શિવરાત્રી, નરસિંહ ચૌદશ, વામન બારસ. એ કે વીશ ને નવ વ્રત પૂરાં, વૈષ્ણવ ઘેરે વાસ જેનાં.

પોતાની જ બુદ્ધિ પ્રમાણે ચાલવું સુખદાયક છે ને ગુરૂજનની બુદ્ધિ પ્રમાણે ચાલવું તેથી પણ વિશેષ સુખદાયક છે, પરંતુ પર બુદ્ધિ પ્રમાણે ચાલવું તે નાશકારક છે ને સ્ત્રીની બુદ્ધિ પ્રમાણે ચાલવું તે પ્રલય કરનારૂં છે.

પિતાને સત્કૃત્યથી ખુશી કરે તે જ જાણવો દીકરો
સારી વા નરસી મહા સમ રહે તે જ સ્નેહી ખરો
ઇચ્છે સુખ સદા ય નિજ પતિનું તે સ્ત્રી ખરી જાણવી
પામે આ ત્રણ સુખ જગતનો મહાપુણ્યનો માનવી.



## પ્રકરણુ ચોથું

# શાન્તતા કે નિર્બળતા

લેખો તથા નોવેલો એવા લખાવવાં જોઇએ કે જે જીવનને ઉચ્ચ બનાવે અને સમાજને પણ લાભદાયક નિવડે, પરંતુ આજકાલ તો લેખો તથા નોવેલો એવાજ જોવામાં આવે છે કે, જીવનને ઉચ્ચ બનાવવાને બદલે ભ્રમ પેદા કરે અને દુઃખરૂપ થઇ પડે છે. તેને લેખો તથા સાહિત્ય કે નોવેલો કહેવા તે મારા મનને તો એક જાતનો આ આધુનિક દુનિયાનો ભ્રમ જ સમજું છું. હવે મારી અલ્પ મતિ પ્રમાણે હું લખું છું, તેમાં જે કાંઈ ખામી લાગે તેને દરગુજર કરશોજી.

ખરેખર દીલગીરીની વાત છે કે આજકાલતો સમાજ એટલો બગડતો આવ્યો છે કે મનુષ્યો કેટલાક ભેદ પણ નથી સમજતા, ખરા ને બદલે ખોટું, શાંતતાને નિર્બળતા, અને નિર્બળતા ને શાન્તતા ગણે છે. અભિમાન ને સ્વમાન, અને સ્વમાનને અભિમાન, મગરૂર પણાને ગર્વપણું અને ગર્વને તામસપણું, આળસુને સંતોષી, સંતોષીને આળસુ, વ્હેમીને ચોકસપણું અને ચોકસપણાને વ્હેમપણું માને વિગેરે વિગેરે ઘણા ભેદ છે. જે બરાબર સમજવામાં આવે નહિ અને એવી પ્રથા ચાલુ રહી છે કે જેથી જીવન દુઃખરૂપ રહ્યાજ કરે છે. હવે હું કંઇક શાંતતા અને નિર્બળતા શું અને તેનો ભેદ શું તે વર્ણવું છું.

કક્ષામાં સાર સિદ્ધાંત તથા રહસ્ય બરાબર સમજાય નહિ. સારૂં, નરતું, જ્ઞાન, અજ્ઞાન, અંધકાર, અજવાળું, સ્વતંત્રતા, પરતંત્રતા કે (ગુલામી હજારો જાતની છે) તે સમજાતી નથી, એટલે બોલી શકે નહિ તેમ જ નિશ્ચયાત્મક બુદ્ધિ હોતી નથી. પૂર્ણ વાત શાંતિથી સાંભળવી નહિ, વચમાં બોલી ઉઠવું, કોઇને યોગ્ય સમયે યોગ્ય રીતે યોગ્ય મનુષ્યને કહેવાની પણ હિંમત ન ચાલે, બીરૂતા, પોતાના

હાથ નીચેના મનુષ્યોની નજર આગળ અયોગ્ય વર્તન અગર ખરાબ કરતો હોય ને ફરજ ચૂકતો હોય કે જેનાથી ધાર્મિક, વ્યવહારીક, વૈદિક તેમ જ પોતાને ભવિષ્યમાં હાની કરનારૂં હોય પરંતુ બોલી શકે નહિ અને જાણવા છતાં આંખ મીંચામણાં કરે તો સરખી પંક્તિનાને અગર ઉંચાને તો વિવેકથી કહેવાનું હોય તો પણ શું કહી શકે? ઠપકો દેવાનો હોય તેને ન દે, કે જે ગુન્હો કરી ઉલ્ટો દબાવતો હોય અને નિર્બળને દે, આળસ, પ્રમાદ, આરંભેલું કાર્ય પૂરૂં નહી કરતાં કંટાળી વચમાં મૂકી દેવું, પ્રત્યેક કામમાં કઠીનતા, અસંભવિતતા તથા નિરાશા જણાય, જેમાં કાર્યદક્ષતા રાખવી જોઈએ, તેમાં ન રાખે અને ન રાખવી જોઈએ તેમાં ફરજ સમજી રાખે. મુંગુ મ્હોડું, તેમ જ લુલુ અને બેડોળ મ્હોડું હોય એવા મનુષ્યોને હાલમાં શાંત ગણે છે પણ ખરૂં જોતાં તે શાંત નથી. પણ તેમનામાં નિર્બળતા છે. ખરા શાંત પુરૂષો તો યોગ્ય સમયે યોગ્ય મનુષ્યોને યોગ્ય રીતે કહેતા અગર ન્યાયની રીતે શિક્ષા કરતાં કદાપિ આંચકો ખાતા નથી. રામ જેવો કોઈ શાંત રાજા થયો નથી, પરંતુ જ્યારે તેમનું જીવન તપાસશો તો ખબર પડશે કે તેમનામાં ખરી સખ્તાઈ હતી. દુર્બળપણું નહોતું (એટલે સખ્તાઈ અને ક્રૂરપણામાં બહુ ફરક છે) ત્યારે જ રામરાજ્ય કહેવાયું (નહિતર કેટલી અંધાધુંધી ચાલે) પોતાના અંગતમાં અંગત સ્નેહીને પણ શિક્ષા દેતાં ખોટું શરમ રાખી નહોતી. શાંત પ્રકૃતિ જ તેનું નામ કે જે ખરૂં ખોટું સમજી શકે. શાંત એટલે મનની સ્થિરતા તેમ જ હિંમતનો સમાવેશ થાય છે. ગમે તેટલાં સંકટોની સામે પણ ખરી વાતમાં નિર્ભયપણે ઉભો રહે છે તેને યોગ્ય સમયે યોગ્ય રીતે કહેતાં સંકટ વેઠતાં દેવની પણ ભીતિ રહેતી નથી. તેનામાં શૌર્ય, ખરી શાંતિ, ધૈર્ય, ઉત્સાહ, હિંમત, કર્તવ્યપરાયણતા, દિવ્યતા, ઐશ્વર્યતા, પ્રૌઢતા, ઈત્યાદિ ગુણો હોય છે. પરંતુ ખરેખર આ સાત્વીકતાના ગુણો છે. તેને તામસી ગુણધારી બેસે છે, અને જે તામસ એટલે ઉપર

લખેલા નિર્બળતાના તેને સાત્વીકતા ગણાય છે, એટલે આપણું ગાડું ક્યાંથી આગળ વધે, આ બધાનું કારણ હું તો ફક્ત મારી અલ્પમતિ પ્રમાણે વિર્યનાશ, વિર્યહીનતા સમજું છું. જ્યાં સુધી પ્રત્યેક જણ વીર્યનાશથી શાં વિપરીત પરિણામ આવે છે અને વિર્ય રક્ષણની અગર બ્રહ્મચર્યથી શા ફાયદા થાય છે, તે જાણવામાં નહિ આવે ત્યાં સુધી હજારો અજ્ઞાનની ગુલામીમાં સબડવાના અને છંદગી દુઃખરૂપ ગાળવાના અને ખબર પણ નહિ પડે કે આપણે ગુલામીમાં સબડીએ છીયે. જેઓ બ્રહ્મચર્ય તેમજ વીર્ય રક્ષણની મહત્તા સમજ્યા છે તેઓ જ મહાન કાર્ય કરી ગયા છે, કરે છે અને કરશે તેઓ જ ખરૂં ધર્મનું રહસ્ય સમજ્યા છે અને બીજાને સમજાવી ગયા છે. જ્યાં સુધી બ્રહ્મચર્ય વીર્ય રક્ષ-ણની મહત્તા સમજવામાં નહિ આવે ત્યાં સુધી ઉપલા ભેદ સમજવા, તેમજ ખરૂં ખોટું સમજવા, મનનો સંયમ અગર આત્મબળ, બુદ્ધી, તેજ, બ્રહ્માકાર બનવું, તે મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે તો આભ સાથે બાથ ભીડવા સમાન છે. પ્રથમ વિર્યવાન પુરુષો તો ભવિષ્યમાં શું થશે તે કહી દેતા, અને આપણે તો કલાક પછી શું પરિણામ આવશે, તે કહી શકતા નથી તેનું કારણ આપણે વિર્યહીન બનેલા છીએ, બીજા કારણો હશે પરંતુ મુખ્યત્વે હું તો આ જ કારણ ગણું છું, હવે કદાચ કોઇ સવાલ નાખશે કે ગૃહસ્થાશ્રમમાંથી શી રીતે બ્રહ્મચર્ય પળાય, તો તેનાં જવાબમાં આપણા ઋષી મુનિઓ, મહા-ત્મા તેમજ વિદ્વાનોએ કૃપા તથા પરમાર્થ બુદ્ધિથી જણાવ્યું છે કે જો અમુક રીતે અમુક નિયમો પાળી ગૃહસ્થાશ્રમ ભોગવે તો પણ બ્રહ્મચારી ગણાય છે અને વિર્યવાન રહી શકે છે. બ્રહ્મચર્યની ઘણી જાતો હોય છે. અને તે **विर्य धारणं ब्रह्मचर्यम्** એટલું જ લખ-વાનો આશય છે. આ લખાણનો અર્થનો અનર્થ ન થાય ( કારણ કે સીધાને બદલે ઉંધો રસ્તો લેવો અગર જુદો અર્થ કરવો તે તો આપણે નિંદા કે ટીકા કરવાનો હક જમાવી બેઠા છીયે.) હું તો અસામાન્ય વાત લખી રહ્યો છું. છેવટે હું વધુ શું લખું પરંતુ જે

તે પોતાની ઉન્નતિ તેમજ આબાદી અને સુખી જીંદગી ગાળવી હોય, તેમજ ધર્મનું બરાબર રહસ્ય સમજવું હોય અને મોક્ષનું પણ સાધન આ પગથીથી મેળવવું હોય અને ગમે તે ધ્યેયને પહોંચી વળવું હોય તો પ્રથમ વીર્ય રક્ષણની મહત્તા સમજી લેવી. તેથી આપણા ધર્મમાં અગર ગમે તે ધર્મમાં પ્રથમ કામ મુક્યો છે, કામ જીત્યો એટલે સર્વે બધું હાથમાં જ છે. એમ જરૂર માનજો.

## પ્રકરણ પાંચમું.

# સમન્વય

આ ભરતખંડ યાને હિન્દુસ્તાનમાં ઋષિઓ, સંતો, યોગીઓ, ભક્તો, જ્ઞાનીઓ, વગેરે પાક્યાં છતાં હિન્દુસ્તાન દુ:ખી કેમ ? એનો જવાબ દરેક માણસ પોતે પોતાના ધર્મ, કર્મ ભૂલ્યો છે એ છે દંભ અને કુત્રિમતાને પેસાડયા છે, વાણી અને વર્તન જુદું છે મહાન પુરુષનાં વચનોને ઓળંગ્યા છે. વિનય અને વિવેક હાલમાં ગુમાવ્યા છે, પહેલાં સવારમાં ઉઠે ત્યારે આખી પૃથ્વીનાં દેવ કોણ ? તો માતા-પિતા તેને પગે લાગતા હતા, એટલે માતા-પિતાનો આશીર્વાદ મેળવતા હતાં અને અરસપરસ પ્રેમ અને સ્નેહની ઉર્મીઓ વહેતી હતી અને વહે તેથીજ સવારમાં પ્રણામ કરવાનું રાખ્યું હતું પણ હાલમાં તો મોટી નવાઇની વાત છે કે પોતાના માતા-પિતાને પગે લાગવાનું રહ્યું પણ ઓળખાવતા પણ શરમ આવે-આ આપણો જમાનો અને સમાજ !

પહેલાંનાં વખતમાં ઘરનાં માણસો સાથે બેસી જમતા હતાં, જેથી અરસપરસ કુટુમ્બનો પ્રેમ વધે, મનુષ્યની તંદુરસ્તીનો ખ્યાલ આવે વિગેરે ઘણાજ સદ્ગુણોને આવે, તેને લીધે રાખેલું પણ હાલના જમાનામાં ઘરમાં રહે છે, હૉટલમાં કે વીશીમા રહે છે. ગમે તે વખતે ગમે તેમ ફાવે ત્યારે ભોજન કરે છે. ખાઈ લે.

આથી અરસપરસ કુટુંબનો સ્નેહ કે અન્યોન્યની તંદુરસ્તીનો ખ્યાલ પણ ક્યાંથી આવે? અને પછી બધા સાથે ભેગા બેસતા હતા અને અરસપરસ વાતચીત ખુલાસા કરતા એથી એક બીજાના સ્વભાવ વિચારો વિ. ખબર પડે ને સુમેળ સાધી શકાતો. જેથી કુટુંબ સંપ શાંતિ અને સલાહથી ચાલે ને સુખી રહે. તેથી કોઈપણ તેમાં ભિન્નતા પડાવી શકતું નહિ. અને જ્યાં કુટુંબમાં ભિન્નતા ન હોય તે કુટુંબને કોઇ હરાવી શકતું નહિ અને તે કુટુંબની ઉત્તરોત્તર ચઢતી જ થયા કરતી. પણ હાલના જમાનામાં જ્યાં દેખો ત્યાં પિતા પુત્ર સાથે કલહ, પતિ પત્ની સાથે કલહ, શેઠ નોકર સાથે કલહ, માલિક મજૂર સાથે કલહ, ગુરૂ શિષ્ય સાથે કલહ, એટલે જ્યાં વિવેક, મર્યાદા, રીતભાત, આમન્યાની ખામી હોય એકમેક ઉપર સ્નેહ અને પ્રેમ ન હોય તો સુખ અને શાંતિ ક્યાંથી મળે તો હાલમાં જોશો કે ભલે ઉપરથી રંગરાગ વાળા હોય ભલે ધનધાનથી ભરેલા હોય પણ હૃદયમાં તો શાંતિ હોતી જ નથી. મનુ મહારાજે જે ગ્રહસ્થાશ્રમમાં વિભક્ત કુટુંબની યોજના કરેલી ને સુખશાન્તિ અને અન્યોન્ય સહાયક નીવડે તે માટે જ હતું. માટે દરેક જણુ 'Allotment of work' કામ વ્હેંચણી કરી લે, તેથી કોઈને ભારે પડે નહિ. વિવેક મર્યાદા રીતભાત રહે, સુખ અને સંતોષ અને સંપથી રહે તેને માટે હતું. પણ હાલમાં તો એ ગ્રહસ્થાશ્રમમાં નરકાશ્રમ બની ગયો છે. કારણકે બધા સ્વતંત્રતા નામે સ્વચ્છંદતા સેવે છે. અને સ્વચ્છંદ એટલે સ્વૈર વિહાર પરમાત્માએ સૃષ્ટિ સુખને માટે કરેલી તેને આપણે અજ્ઞાનતાથી કલુષિત વિચારથી દુઃખી બનાવી રહ્યા છીએ. દુનીઆમાં એવો નિયમ હોય છે કે તેને ઉંધા ચશ્મા હોય છે ને તેથી ડાહ્યા દિવાના લાગે છે. સાધારણ રીતે દાખલો આપીએ તો એક માણસ એક જણની ચીજ પડાવી બેઠો છે એતો શાતીથી બેસી રહે છે ને તેથી પેલા માણસને પોતાની સત્ય વાત મારી જતી હોય માટે બાંટા કાઢી બોલવું પડે છે. એટલે લોકો એને લઢવાડીઓ અગર કંકાસીયો

ગણે છે. પણ ખરી રીતે તો જે માલ દબાવીને બેઠા છે એજ ટંકાસનું મૂળ છે- બીજું જે માણસ ઢોંગ કરી દીનપણું બતાવી નાનું તથા નરમ મોઢું કરીને હાથ જોડીને ધીમું બોલીને આવું ઉપલકીયું વર્તન દેખાડે છે (પણ ખરી રીતે તો તેનામાં લુચ્ચાઈ હોય છે.) તેને લોકો સારો માને છે કે જે સારો નથી પણ ઢોંગી છે. અને તીખો સાચો હિમ્મતવાન Moral Courage વાળો હોય છે કે જેને સત્વગુણી કહેવાસાં આવે છે તેને લોકો જુદી રીતે જુએ છે.

દુનીયામાં જે લોક પાસે "Duty Discipline Punctuality Regularity faithfulness Sincerety and obedience!" છે તે હંમેશા ઉંચે જ છે અને આગળ વધે છે. કારણકે તે ખરા નગદ ધર્મના પાયા છે. પરંતુ દિલગીરીની વાત છે કે આપણા લોકોમાં ટીકા નીંદા, ખાય એનું ખોદે, વહાલો વિરોધી થાય, સ્વાર્થનો સંબંધ, કાચા કાન અને આળસ પ્રમાદ હોવાથી તેઓ દુઃખ અને દરિદ્રતાને પામે છે. અને નિશ્ચે માનજો કે જેણે મુરબ્બીઓના પાસા સેવ્યાં છે તેની ચઢતી જ થાય છે, અને નથી સેવ્યા અગર અનુભવનો લાભ નથી લીધો તે પાયમાલ થાય છે. જ્યારે બધા દેવોની સભા ભરાઈ ત્યારે બધાએ વિચાર કર્યો કે આપણામાંથી ખરા દેવ કયા? બધા દેવના ચારિત્ર્ય તપાસ્યાં ત્યારે કંઈ ને કંઈ દૂષણ મળ્યાં. પરંતુ યમદેવ, અગ્નિ, સૂર્ય, અને જળ આટલા દેવમાં બહાર એવા અંદર યાને કૃત્રિમતા અને દંભ જણાયો નહિ. તેથી તેમને ચિરંજીવી દેવ ગણ્યા છે. તેવી જ રીતે આ દુનિયામાં અંદરને બહાર એક સરખો માણુસ હોટ તેની અવજ્ઞા કરવામાં આવે છે પણ તેજ મનુષ્ય સાચો અને ચોકખો અને તીખો હોય છે. તીખાશનો ખરો અર્થ સચ્ચાઈ જ હોય છે અને આથી સત્યપ્રિય અને સત્યવકતા જનતામાં કડવો જ લાગે છે. એનું નામ જ ઉંધા ચસ્મા!

જો મનુષ્ય દુનિયામાં ધર્મ એટલે આચારવિચાર બાહ્માન્તર શુદ્ધિ માતાપિતા પુત્ર કુટુંબ ગુરૂ સમાજ અને દેશ પરત્વેના કર્તવ્યનો

સાચી રૂપરેખા જાણે અને અજાવે અને Duty અને Discipline પાળે તો ખરેખર સંસારમાં સ્વર્ગ બનાવી શકે છે. જે ઘરમાં સીતા જેવી નારી હોય, રામ જેવા મોટાભાઈ, નાના ભાઈઓને પાળનાર હોય અને લક્ષ્મણ જેવા નાના ભાઈઓએ મોટાભાઈને માન આપનારા અને આજ્ઞાંકિત હોય. દશરથ જેવા પિતા હોય અને રામ જેવા આજ્ઞાકિત નેકદિલ પુત્ર હોય અને જ્યાં હાથ નીચેના માણસોથી ભંભેરાઈ ન જતાં પોતાનો કુટુંબનો માણસ વિશેષ અને પ્રથમ મનાતો હોય ત્યાં કયું સુખ ના હોય?

પણ જો કુટુંબથી બીજા અથવા હાથ નીચેના માણસોથી ભંભેરાઇ ગયા તો જેમ મંથરાથી કૈકેયી ભંભેરાઈ અને દશરથના કુટુંબની જે અવદશા તે જ દશા દરેકના કુટુંબની થાય. તેમાં મીન મેખ ફેર પડે નહિ.

આ સાંસારિક શિક્ષણ આપવાની ખાતર જ શ્રી રામચંદ્રે અવતાર લીધો હતો જેથી લોકો તેમનુ અનુકરણ કરી સુખી અને,

એક વખત એવો હતો કે પ્રીન્સીપલ (સિદ્ધાંત)વાળા માણસની માનસહિત ગણના કરવામાં આવતી હતી ને ત્યારપછી ચારિત્ર્યશાલની ગણના પૂજા કરવામાં આવતી હતી, અને હાલના જમાનામાં પૈસા-વાળાની ગણના તથા માન આપવામાં આવે છે. એટલે લોકો સમજી ગયા છે કે ચોરી કરો, વ્યભિચાર કરો, જૂઠ કરો, દગાફટકા ગમે તે કરો પણ ગમે તે રીતે ધન મેળવો, એટલે લોકો સલામ કરશે, માન આપશે તથા પૂજશે. અને તેથી જ આવું જ ચાલ્યું છે પણ જો પહેલાંની માફક સિદ્ધાતવાદી અગર ચારિત્ર્યશાળીને માન આપવામાં આવે તો સુખ શાંતિ સંતોષ સંપ અને જંપ રહે! અને કૃત્રિમતા અને દંભ જાય!

ધર્મને આચાર વિચારને નેવે મુકવામાં આવ્યો છે. હું પ્રેમલા ધર્મની વાતો કરતો નથી, પણ જે મનુષ્યને છાજે તેવી રહેલી કરેણી હોવી જોઈએ.

આપણું જીવન જ કૃત્રિમ થઇ ગયું છે, જ્યાં કૃત્રિમતા હોય. ખરૂં સુખ ક્યાંથી મલે ?

ટુંકામાં જેટલી સરળતા એટલું સુખ બાકી મનથી ઉપજાયેલી ખોટી હોંશીયારી એટલું દુઃખ જરૂરીયાત વધારવી એજ દુઃખ.

મનુષ્યને છેવટે ધર્મની જરૂર તો પડવાની છે જ.

નાસ્તિકમાં નાસ્તિક માણુસો પણ બહુ માંદગી વખતે ભગવાનને નહિ માનતા છતાં ભગવાનને પોતાને આ દુઃખમાંથી મુક્ત કરવા વિનંતિ કરે છે. પોતાનું જીવન તારવું હોય, જન્માંતરનો જન્મ-મરણનો ફેરો ટાળવો હોય તો, ગીતા વાંચવી. જેમાં તત્ત્વજ્ઞાન, આત્મજ્ઞાન, બોધપાઠ, ચારિત્ર્ય, શ્રેણીકરણી બધું બતાવ્યું છે માટે તેનો સતત અભ્યાસ રાખવો. રામાયણ વાંચવું, ભાગવત વાંચવું, ચંદ્રકાંત, પંચદશી, વિચારસાગર યાને વેદાન્તશાસ્ત્ર વાંચવું અને પંચ-મહાભૂતોનો અભ્યાસ કરવો જેથી આ જીવનને સહેલાઇથી તરી જવાય ! છેવટે અહંભાવ તજો એ જ મોક્ષનું, દ્વાર છે અથવા એ જ મોક્ષ છે. જો જા દરેક શાળામાં આયુર્વેદ તથા ગમે તે નીતિનું શાસ્ત્ર તથા ભગવદ્ગીતા ખાસ કરીને દાખલ કરવામાં આવે તો કદાપિ મનુષ્ય પાછો ન પડે અને પોતાની જીંદગી સુખે ગાળે.



—: અવિરત્ :—

